'અર્પણ'

"ભગવાન મહાવીરના બોધ
ઉપર જેને શ્રદ્ધા, પ્રીતી,
પ્રતિતી, રૂચી છે, અને
જે મોક્ષમાર્ગમાં ચાલી
રહ્યા છે તેવા મુમુક્ષોને"

# ઉત્તર દાતાના શબ્દો.

સ્થાવર તપસ્વી સંતશ્રી લાલચંદ્રજી મુનિરાજ ઠા. ૪ નુ સંવત ૨૦૨૪ નું ચાતુર્માસ જુનાગઢ (સૌરાષ્ટ્ર) ક્ષેત્ર-માં થયું તે ચાતુર્માસની વિનંતિ કાળથી લઇ તે ચાતુ-ર્માસ કાળમાં મને તે ક્ષેત્રના સંયમ તપ ક્ષમાદિ અનેક ગુણ સંપન્ન વયોવૃધ્ધ શ્રાવક રત્ન શ્રી કુરજી કાલીદાસ બાટવીયાનો પરિચય થયો.

તેઓએ હાલ કેટલાક વર્ષોથી પ્રવર્તતા સોનગઢ મતના પ્રવર્તક, તેમના અનુયાયિઓ અને તેમના સાહિ-ત્યનો અમુક સમય સુધી સાક્ષાત પરિચય કરેલો, તેનાથી તે અમુક અંશે પ્રભાવિત પણ થયેલા, પણ તેમની મુળ માન્યતા અને રૂચિમાં મૌલિક પરિવર્તન ન આવ્યુ.

તેઓએ પોતાની સ્પષ્ટતા અને વિશુધ્ધિ ખાતર તે મતને લગતા કેટલાંક મંતવ્યો પ્રત્યે શાસ્ત્રીય અને તાર્કિક અભિપ્રાય મારી પાસેથી માંગેલા, જેથી મેં મારા ક્ષયોપશમ મુજબ અભિપ્રાય આપેલા.

સોનગઢ મત પ્રત્યે તે ઉત્તરોથી તેમને સંતોષ થતાં બીજા ઘણા ભવ્ય જીવોના લાભાર્થે તે ઉત્તરો પ્રકાશિત કરવાના તેમના ભાવ થયા અને તેઓએ ચૌદ પ્રશ્ન લખી

‘ અર્પણ ’

“ ભગવાન મહાવીરના બોધ ઉપર જેને શ્રદ્ધા, પ્રીતી, પ્રતિતી, રૂચી છે, અને જે મોક્ષમાર્ગમાં ચાલી રહ્યા છે તેવા મુમુક્ષોને ”

# ઉત્તર દાતાના શબ્દો.

સ્થવિર તપસ્વી સંતશ્રી લાલચંદ્રજી મુનિરાજ ઠા. ૪ નું સંવત ૨૦૨૪ નું ચાતુર્માસ જુનાગઢ (સૌરાષ્ટ્ર) ક્ષેત્રમાં થયું તે ચાતુર્માસની વિનંતિ કાળથી લઇ તે ચાતુર્માસ કાળમાં મને તે ક્ષેત્રના સંયમ તપ ક્ષમાદિ અનેક ગુણ સંપન્ન વયોવૃદ્ધ શ્રાવક રત્ન શ્રી કુરજી કાલીદાસ બાટવીયાનો પરિચય થયો.

તેઓએ હાલ કેટલાક વર્ષોથી પ્રવર્તતા સોનગઢ મતના પ્રવર્તક, તેમના અનુયાયિઓ અને તેમના સાહિત્યનો અમુક સમય સુધી સાક્ષાત પરિચય કરેલો, તેનાથી તે અમુક અંશે પ્રભાવિત પણ થયેલા, પણ તેમની મુળ માન્યતા અને રૂચિમાં મૌલિક પરિવર્તન ન આવ્યું.

તેઓએ પોતાની સ્પષ્ટતા અને વિશુદ્ધ ખાતર તે મતને લગતા કેટલાંક મંતવ્યો પ્રત્યે શાસ્ત્રીય અને તાર્કિક અભિપ્રાય મારી પાસેથી માંગેલા, જેથી મેં મારા ક્ષયોપશમ મુજબ અભિપ્રાય આપેલા.

સોનગઢ મત પ્રત્યે તે ઉત્તરોથી તેમને સંતોષ થતાં બીજા ઘણા ભવ્ય જીવોના લાભાર્થે તે ઉત્તરો પ્રકાશિત કરવાના તેમના ભાવ થયા અને તેઓએ ચૌદ પ્રશ્ન લખી

મને તેના જવાબો લખી આપવા વિનંતિ કરેલી, તેને સ્વીકારીને ઉત્તરો મૂળ સંક્ષેપમાં લખ્યા હતા, અને આ ત્રીજી વખતનુ વિસ્તાર વાળું લખાણ છે.

આ ઉત્તરો અનુપ્રેક્ષા પૂર્વક અનેક વખત વાંચી શ્રી હેમતભાઇ બાવીશીએ મને કેટલાંક સૂચનો આપ્યા હતા, તેમાંથી મેં અમુક સૂચનો સ્વીકારી તેનો અમલ કરેલો.

પ્રથમ પ્રતિલિપી અને શુદ્ધિમાં બા. બ્ર. શ્રી શાંતા સતિજીએ સેવા આપી છે.

છાપકામ વખતે પ્રુફ જોતાં શ્રી પ્રેમચંદ વનેચંદ પારેખ અને શ્રી હેમતભાઇ બાવીશીએ આવા ગૂઢ વિષયમાં પ્રથમ પ્રવેશમાં મહદ અંશે શુદ્ધતા જાળવી છે.

આ ઉત્તરો લખવામાં તપસ્વી મુનિરાજના આશીર્વાદ, શ્રી માન મુનિજીની વૈયાવૃત્ય, શ્રી કાન મુનિજીનુ આયોજન અને શ્રી વસંતલાલ રવજીભાઇ સંઘવીનો વારંવાર અનુરોધ ઘણો ઉપકારી રહ્યો છે.

વીરાણીજીના સુપુત્ર સ્વર્ગીય સ્વયં દીક્ષિત શ્રી વિનોદમુનિજીનો દર્શન અનુરાગ અનન્ય હતો. તેઓની જ ભૂમિ રાજકોટમાં સવંત ૨૦૨૭ માં આ ઉત્તરોનુ આ છેલ્લું ત્રીજું વિસ્તાર વાળું લખાંણ લખવાનો 'નિશ્ચય થયેલો અને તે લખતા મને અનેક વખત તેઓનું સ્મરણ થયું છે.

આ મીમાંસા ગ્રંથ પ્રત્યેના અભિપ્રાયો અને ભૂમિકામાં મારા માટે જે કાંઇ લખાયું છે "તે સિધ્ધિ મને પ્રાપ્ત થાઓ" તેમ હું શાસનપતિથી પ્રાર્થના કરૂં છું.

મોક્ષ અને મોક્ષમાર્ગને લગતા તત્વો સરળ છે, પરંતુ તેની પ્રતિપક્ષ સામે છણાવટ અને સિધ્ધિ કરવી કઠણ કાર્ય છે. સ્વપર કલ્યાણ કામનાથી જિનવાણી માતાની શ્રેષ્ઠતાની આરાધનાના ભાવે આ ઉત્તરો લખતાં આમ્નાય દોષ, અનુપ્રેક્ષા દોષ અને સ્મૃતિ દોષ આદિના કારણે આ ઉત્તરોમાં જે ભૂલો રહેવા પામી હોય તે માટે મિચ્છા મિ દુક્કડં.

લી. **પારસમુનિ.**

# પ્રસ્તાવના

સોનગઢના એકાંત વિરૂધ્ધ આમ તો ઘણા પુસ્તકોનું પ્રકાશન થયેલ છે. ખુદ દિગંમ્બર સંઘો પણ તેનો પ્રતિકાર કરી રહયા છે. છતાં સ્વ. કુરજીભાઇ બાટવીયાએ ધર્મ વિરૂધ્ધ તથા એકાંતને સ્પર્શતા જે પ્રશ્નો પૂજય શ્રી બા. બ્ર. પંડિતરત્ન પારસ મુનિ સાહેબને પુછેલા, અને પૂજયશ્રીએ તે પ્રશ્નોના સિધ્ધાંતના આધારે જે ઉત્તરો આપેલ છે, તે પ્રશ્નોત્તર 'પારસ–સ્પર્શ' ના નામથી પુસ્તક રૂપે બહાર પડે છે, તે આનંદનો વિષય છે.

આ પુસ્તકની પ્રસ્તાવના લખવા માટે અમુક વ્યક્તિઓને છાપેલ મેટર મોકલવામાં આવેલ, જેની પાસેથી પ્રસ્તાવના લખાવવા નક્કી કરેલ તેઓનો સંપર્ક સાધતા તેઓનો જવાબ આ રીતે હતો કે 'પારસ–સ્પર્શ' ની છાપેલ મેટર વાંચી ઘણો જ આનંદ થયો છે, ઝેરની સામે અમૃતનો ઉપયોગ થયેલ છે. પરંતુ મને અફસોસ છે કે–સંઘો અને સંપ્રદાયોના સંકુચિત માનસના કારણે હું પ્રસ્તાવના લખી શકતો નથી.

આવા જવાબોની આશા જો કે મને હતી જ. અને

મને લાગ્યું કે મારે કોઇપણ જવાબદાર વ્યક્તિને ચર્ચાનો વિષય ન બનાવતા પ્રસ્તાવના મારે પોતે જ લખવી.

મહાનુભાવો પાસે મારૂં શું ગજું ? આ વિચારના અંતે પ્રસ્તાવના કે પ્રસ્તાવનાની ભૂમિકા ન લખતા પંડિત શ્રી રોશન લાલજીએ મોક્ષમાર્ગ પ્રવચન (પ્રવચન કર્તા પારસમુનિ) ના પુસ્તકની ભૂમિકામાં જે લખાણ કર્યું છે તે માંહેનો એક પારેગ્રાફ અહીં આપેલ છે.

" સૌરાષ્ટ્રના પૂજ્ય સાધુ સાધ્વીજી અને તત્વજ્ઞાનની વાતો કરનારા તત્વ ચિંતકો અને તત્વ જિજ્ઞાસુ-ઓને મારી હૃદયપૂર્વકની વિનમ્ર વિનંતિ છે કે-શાસ્ત્ર વિષયક એમના (પારસમુનીના) ચિંતનનો અને તેની સાથે સબંધિત દરેક પ્રશ્નનું શાસ્ત્ર મૂલક સમાધાન મેળવવાનો એમના સાંનિધ્યમાં રહી પ્રયત્ન કરવો તે આપણાજ માટે હિતકર અને શ્રેયકર છે. જો શાસ્ત્રીય રહસ્યોનો એમની પાસેથી યથાર્થ રીતે મળતો લાભ મેળવવામાં જો આપણે નિષ્ફળ ગયા તો, જરા પણ અતિશયોક્તિ વગર હું કહી શકું કે- "લક્ષ્મી ચાંદલો કરવા આવી અને આપણે મોઢું ધોવા ગયા," જેવું આપણા માટે થશે. જ્ઞાન ગંગાના કાંઠે આવીને જ્ઞાન ગંગામાં અવગાહન કરી પવિત્ર થવાના અણુમોલ પ્રસંગને જતો કરવાની ભૂલ, એ એક કમનસીબ ભૂલ ગણાશે. શાસ્ત્રો વિષેની ભાગ્યેજ જોવા મળે એવી સમ-

જણ પૂર્વકની એમની નિષ્ઠા, આપણી જીવન નિષ્ઠા બને તોજ શાસ્ત્રોના પરમાર્થ અને વિવિધ નયોથી વિવિધ રીતે જ્ઞેય વસ્તુ વીતરાગવાણીનાં સાચા રહસ્યો, દૃષ્ટિ અને જ્ઞાનના વિષય બને એવી મારી વિનમ્ર માન્યતા છે."

આ હૃદય સ્પર્શી લખાણ ભારતના અજોડ એવા પંડિત **શ્રી રોશનલાલજીએ** મોક્ષમાર્ગ પ્રવચનની ભૂમિકામાં આપેલ છે.

'પારસ-સ્પર્શ' ના વાંચન પછી વાંચક વર્ગ પણ શ્રી રોશનલાલ પંડિતની માન્યતા સાથે સંમત થશે એવી શ્રધ્ધા સાથે.

**બાવીશી હેમતલાલ અંબાવીદાસ**
ના જયજીનેન્દ્ર.

# બે બોલ

'પારસ-સ્પર્શ' આપની સમક્ષ રજુ કરતાં હું ગૌરવ અને આનંદ અનુભવું છું. પુસ્તકના પ્રકાશનનું કામ ધારવા કરતાં ઘણું જ મોડું થયેલ છે, તે બદલ ક્ષમા.

પુસ્તક બહાર પાડવા માટે સૌ પ્રથમ ભાઈશ્રી વસંતભાઈ સંઘવી તથા ભાઈશ્રી ચંપકભાઈ મહેતાએ મને ઓફર કરેલી, ત્યારે મારી તેમાં બીલકુલ તૈયારી નહોતી. પરંતુ પ્રશ્નોત્તરનું વારંવાર વાંચન કર્યા પછી મને લાગ્યું કે અત્યારના સંજોગોમાં એકાંતનું ઝેર આપણામાં પણ પ્રસરી રહ્યું છે. અને તેનો પ્રતિકાર પૂજ્ય શ્રી પારસમુનિ સાહેબના પ્રશ્નોત્તરથી કરવામાં આવે તો સારૂં આવો વિકલ્પ આવતાં શ્રી વસંતભાઈ સંઘવીનો સંપર્ક સાધ્યો. તેઓએ ૬૦૦ છસો પુસ્તકોના ગ્રાહકો મેળવી આપવાના વચન આપતાં પુસ્તકનુ પ્રકાશન શરૂ કર્યું. દરમ્યાન સૌરાષ્ટ્ર અને ગુજરાત તથા બીજા સંઘોને તથા વ્યક્તિગત આ પુસ્તકના પ્રકાશનની વિગતો મોકલી, જેમાં સારો આવકાર મળેલ છે.

આ પુસ્તકની કિંમતનો શરૂઆતમાં ૩થી૩। રૂપીયાનો ખર્ચ થશે, તેવો અંદાજ હતો, અને ગ્રાહકો પાસેથી તેટલીજ રકમ લેવી તેમ નક્કી કરેલ, જ્યારે

હીસાબ કરતાં પુસ્તકની પડતર કિંમત લગભગ ૪ ચાર રૂપીયાથી થોડીક વધારે થશે. વધારાનો ખર્ચ મારે પોતે જ ભોગવી લેવો તેમ પહેલાંજ નક્કી હતું.

આ પુસ્તકનું છપાઇ કામ શ્રી કાંતિ પ્રીન્ટીંગ પ્રેસના માલીક શ્રી ચંદ્રકાંત વૈદ્યએ ખંત પૂર્વક કરેલ છે.

ભાઇશ્રી ચંપકભાઇ મહેતા, પ્રેમચંદભાઇ પારેખ, વસંતભાઇ સંઘવી, દલીચંદભાઇ શેઠ વગેરે એ મને જે કાંઇ સલાહ સુચન વગેરે મદદ કરી છે તે બદલ તે સર્વેનો હું આભાર માનુ છું.

પ્રૂફ ભૂલ, વ્યાકરણ દોષ જે કાંઇ રહી ગયેલ છે. તે બદલ હું દીલગીર છું. જે જે ભૂલો ધ્યાનમાં આવશે તે ભવિષ્યમાં બીજી આવૃત્તિમાં સુધારી લઇશું.

પૂજ્યશ્રી પારસ મુનિ સાહેબના હસ્તપ્રતોની નકલ કરી આ પુસ્તકનું પ્રકાશન કરેલ છે, તેમાં અર્થફેર, ભાવફેર કે લખાણ ફેરફારની કોઇ પણ ભુલ થઇ હોય તો પુજ્ય શ્રી પારસ મુનિ સાહેબની અંતકરણ પૂર્વક ક્ષમા માંગુ છું.

પ્રકાશન બાબત એક સમશ્યા એ થઈ કે પ્રસ્તાવના લખાવવા અમુક વ્યકિતને વિનંતી કરતાં તેઓશ્રી એ સંઘો અને સંપ્રદાયોના સંકુચીત માનસના કારણે પોતે ચર્ચાનો વિષય ન બને, તે માટે દિલગીરી સહીત ના પાડેલ, ત્યારે મને લાગ્યું કે– સૌરાષ્ટ્રના અમુક સંઘો અને સંપ્રદાયના માંધાતાઓના સંકુચિત માનસ, તથા વાડા બંધીના કારણે હાલનુ

વાતાવરણ દુષીત બનેલ છે. તેઓને શાસ્ત્ર, સિદ્ધાંત, જ્ઞાન, કે ક્રિયાથી મતલબ નથી, માત્ર 'પોતાના' માની લીધેલ ને ખુશ કરવા સિવાય કોઇ લક્ષ નથી.' આ મારી માન્યતા છે. આ સન્માર્ગ નથી. ઉન્માર્ગ છે. સંઘો, કે સંપ્રદાયોએ જ્ઞાન પ્રભાવના જેવા કાર્યોમાં પક્ષવાદ ન કરવો જોઇએ, તેમ પણ મારી માન્યતા છે.

કોઇપણ સંઘ, સંપ્રદાય, કે વ્યક્તિને ઉતારી પાડવાનો મારો કોઇ આશય નથી. સંઘ, સંપ્રદાય કે વ્યકિત સાથે મારો કોઇ વિરોધ છે નહી, હોઇ શકે નહી, પરંતુ વિચારોમાં મતભેદ હોઇ શકે. છતાં આ લખાણથી કોઇપણને દુઃખ થયું હોય તો હું ક્ષમા ચાહું છું.

લી.

**બાવીશી હેમતલાલ અંબાવીદાસ,**
કાન્તા સ્ત્રી વિકાસ ગૃહ પાસે,
'ગીરીશકુંજ'
રાજકોટ–૨

# 'પારસ સ્પર્શ' નો અભિપ્રાય

'પારસ–સ્પર્શ' ના પુસ્તકનો અભિપ્રાય આપતાં મને અત્યંત આનંદ થાય છે. સ્વ સુશ્રાવક કુરજીભાઇ બાટ-વીયાના, પુજ્ય તપસ્વી લાલચંદ્રજી મહારાજ સાહેબ ઠા. ૪ ના શાં. ૨૦૨૪ ના જુનાગઢના ચાતુર્માસમાં સોનગઢની એકાંત માન્યતા સામેના ૧૪ પ્રશ્નોના સિધ્ધાંતિક જવાબો આ પુસ્તકમાં આપવામાં આવેલા છે.

'પારસ–સ્પર્શ' વાંચ્યા પહેલાં 'મેરી ભાવના' નુ સમસ્ત જૈન સમાજને માન્ય સ્તવન બનાવનાર દીગંબર પંડિત જુગલ કિશોર મુખત્યારનુ "સોનગઢનો એકાંત" નામનું પુસ્તક મેં વાંચ્યું છે. તેમજ સોનગઢના એકાંત વિરૂધ્ધનું 'સત્પથ દર્પણ' પણ મેં અક્ષરશઃ વાંચ્યું છે.

'સોનગઢનો એકાંત' ગ્રંથમા પંડિત મુખત્યારજીએ સમય સાર ગ્રંથના આધારે "જે એકને જાણે તે બધું જ જાણે છે' ના કથનનુ મજબુત રીતે ખંડન કર્યું છે. શ્રી કૂંદકૂંદાચાર્યના કથનનો 'સોનગઢી' કેવી રીતે દુરૂપયોગ કરી રહયા છે, અને કુતર્કો દ્વારા નવા સિધ્ધાંતો ઉભા કરી રહ્યા છે, તે બધી વિગતો તે ગ્રંથમાં છે. 'સત્પથ દર્પણ' મા પણ સોનગઢના એકાંત સિદ્ધાંતોને સમયસાર આદિ ગ્રંથના જ આધારે ખંડિત કરવામાં આવ્યા છે.

"પારસ-સ્પર્શ"માં બા. બ્ર. પંડિત રત્ન પારસમુનિ સાહેબે સોનગઢી સિધ્ધાંતોને જે રીતે ખોટા ઠરાવ્યા છે, તે પધ્ધતિ અસાધારણ હોય તેવું મને લાગે છે. જૈન તત્વજ્ઞાનના ગહનમાં ગહન વિષયને સરળ બનાવીને જૈન સમાજ ઉપર પૂજ્ય શ્રી પારસમુનિ સાહેબે મહાન ઉપકાર કર્યો છે.

મોક્ષમાર્ગ પ્રવચન પછીના તેમના આ બીજા પુસ્તક પારસ-સ્પર્શમાં જે વિવેચન મુનિશ્રીએ કરેલ છે, તેથી તેઓશ્રીની અદભૂત શકિતનો પરિચય થાય છે.

પારસ-સ્પર્શના વાંચન બાદ કેવલી ભાષિત દયામય ધર્મને પાળનારાઓ પોતાની માન્યતામાં દૃઢ બનશે, 'ભૂલા પડેલા' પાછા મોક્ષ માર્ગે આવશે, તો પ્રશ્નકર્તા, ઉત્તર દાતા અને પ્રકાશકનો પુરૂષાર્થ સફળ થશે તેવી મારી નમ્ર માન્યતા છે.

લી.

**વસંતલાલ રવજીભાઇ સંઘવી**

સહમંત્રી, સ્થાનકવાસીજૈન સંઘ,

ઉપર કોટ રોડ, – **જુનાગઢ.**

# અભિપ્રાય

'પારસ-સ્પર્શ' આ પુસ્તક વિષેનો અભિપ્રાય આપવાની જે તક મને મળી છે, તે બદલ હું મારૂં સદ્દભાગ્ય માનું છું. કેમકે જેમને હું મારાં જ્ઞાન ગુરૂ માનું છું, તેઓશ્રીના ગુણગાન કરવાનો મને અવસાર મળ્યો છે.

પારસ તો કથીરને સુવર્ણ બનાવે છે. પરંતુ આ 'પારસ' ચાર ગતિના ચક્રમાંથી ભવ્યને મોક્ષમાર્ગી બનાવે છે.

(સ્વ.) સુશ્રાવક કુરજીભાઇ બાટવીયાએ 'સોનગઢ મત'ની માન્યતા સંબંધી પ્રશ્નો પંડિત રત્ન પુજ્ય શ્રી બા. બ્ર. પારસ મુનિ સાહેબને પુછ્યા અને પુજ્યશ્રીએ ૩૨ આગમોનો આધાર દર્શાવીને સંપૂર્ણ શાસ્ત્રોકત રીતે "સોનગઢની મિથ્યા માન્યતા" નું ખંડન કરતા ઉત્તરો આ પુસ્તક દ્વારા આપેલા છે.

'આત્મા' 'આત્માનું ધ્યાન' 'જ્ઞાન દશા' 'સ્વરૂપ રમણતા' 'જ્ઞાતા દ્રષ્ટાપણું' ઇત્યાદિ બાબતોમાં જ 'જ્ઞાન, દર્શન,' 'ચારિત્ર, તપ' આવી જાય છે. સામાયિક, પ્રતિક્રમણ, તપ, મનોનિગ્રહ, વગેરે ક્રિયાઓ માત્ર બાહ્ય ક્રિયાઓ છે, જડ ક્રિયા છે, આવી ભ્રામક માન્યતાઓ સોનગઢ મત ધરાવે છે. અને આવી ભ્રામક માન્યતામાં ઘણા વાસ્તવિકવાદીઓ પણ ભૂલા પડી જાય છે. અને તેથી અનંત સંસાર વધારવાના માર્ગે જાય છે.

જ્યારે શુદ્ધ સંપૂર્ણ અહિંસામય કેવલીભાષિત દયામય જૈનધર્મ જેનું સમ્યક આચરણ કરનાર ભવાંતરે જન્મ મરણના ફેરા ટાળીને મોક્ષ ગતિને પામે છે, તેવા ધર્મ વિષે પણ, સોનગઢ મત મિથ્યા દૃષ્ટિની માન્યતા રાખે છે.

જ્યારે જૈન ધર્મ અંશે પણ અધર્મને હેય ગણે છે. ત્યારે સોનગઢ મત પાંચ ઈન્દ્રિયના સુખને પણ અધર્મ ગણતો નથી, તેને માત્ર જડ ક્રિયા કહે છે. આ બધું ધર્મના નામે અધર્મના પોષણ સિવાય બીજું શું છે?

પારસ–સ્પર્શમાં ઉત્તર દાતાએ પોતાના જ્ઞાનનો નિચોડ ભર્યો છે, જે વાંચવાથી, મનન કરવાથી, તથા આચરણ કરવાથી 'આત્મા પોતામાં' દ્રઢ થશે અને તેની દેવ–ગુરૂ–ધર્મની શ્રધ્ધા મજબુત થશે, આ ભવમાં કે ભવાંતરે સમ્યક ચારિત્ર ગ્રહણ કરી, સર્વ વિરતી બની, આઠ કર્મોનો ક્ષય કરી પોતાના આત્માનું કલ્યાણ કરશે. (મોક્ષ પામશે.)

અંતમાં આપ સૌ આ અમૂલ્ય પુસ્તક ફરી ફરીને વાંચી, મનન કરી, હૃદયમાં ઉતારી, આચરણમાં મુકો એવી અભ્યર્થના સાથે.

લી.

**પ્રેમચંદ વનેચંદ પારેખ**

કારોબારી સભ્ય

શ્રી સ્થાનકવાસી જૈન મોટા સંઘ

**રાજકોટ.**

# અભિપ્રાય.

આ પ્રશ્નોત્તર મારી દ્રષ્ટિએ અત્યાર સુધી સોનગઢના એકાંત વિરૂધ્ધ લખવામાં આવેલ પુસ્તકો પૈકી જે જે પુસ્તકો મેં વાંચ્યા છે, તેમાં 'પારસ-સ્પર્શ' અજોડ છે.

સત્તા-શક્તિ, અજ્ઞાન-મિથ્યાત્વ, નિરોધ-અભાવ, કાર્ય કારણ, અનુભૂતિ-ઉત્પત્તિ, ક્રિયા-અક્રિયા, સાધ્ય-સાધન વગેરે વિષયોની ચર્ચા તર્ક સાથે મેળખાય અને સિધ્ધાંતના આધાર સહિત પૂજ્ય શ્રી બા. બ્ર. પંડિત રત્ન પારસમુનિ સાહેબે સુંદર છણાવટ કરી છે. પ્રશ્નોત્તરની નાની કે મોટી કોઇપણ બાબત બુધ્ધ અને તર્ક સાથે મેળ ખાય તેવી છે.

જેઓને જૈન ધર્મ ઉપર 'માત્ર' શ્રધ્ધા છે, પરંતુ વાંચન કે સિધ્ધાંતોનું જ્ઞાન નથી, તેઓ માટે આ પુસ્તક 'માર્ગ' રૂપ બની રહેશે એવી મારી માન્યતા છે.

લી.

તા. ૨૭-૭-૭૨ ચંપકલાલ છોટાલાલ મહેતા

ગુરૂવાર. ૨૩, પ્રહલાદ પ્લોટ, રાજકોટ.

# અભિપ્રાય

પૂજ્યશ્રી પંડિત રત્ન બા. બ્ર. પારસ મુનિ સાહેબે 'પારસ–સ્પર્શ' નામના ગ્રંથમાં સ્વ. કુરજીભાઈ બાટવીયા જુનાગઢ વાળાના ૧૪ પ્રશ્નોના જવાબો આપી સ્થાનકવાસી જૈન સમાજની મહાન સેવા કરી છે.

નિશ્ચય અને વ્યવહાર બાબતમાં એકાંતવાદનુ ખંડન અને અનેકાંતવાદનુ સિધ્ધાંતિક મંડન એ એક પ્રશંસ-નીય કાર્યવાહી છે. તેમ હું માનુ છું મોક્ષ માર્ગ પ્રવ-ચન પછીના આ અસાધારણ ગ્રંથનું પ્રકાશન થયુ છે તે આનંદનો વિષય છે.

રાજકોટ.
તા. ૧૯–૭–૭૨

ગુલાબચંદ પાનાચંદ મહેતા—

# સ્વ. કુરજીભાઇ ખાટવીયાનું જીવન ચરિત્ર.

આ પુસ્તકના પ્રશ્ન કર્તા શ્રીમાન સ્વ. કુરજીભાઇ કાલીદાસ ખાટવીયાનો જન્મ સંવત ૧૯૪૫માં જુનાગઢમાં થયો હતો. બાળપણ થીજ તેઓશ્રી જૈન ધર્મના સંસ્કારોથી રંગાએલા હતા. વ્યવસાયે તેઓશ્રી પી. ડબલ્યુ ડી. માં હેડ એકાઉન્ટન્ટ હતા. તે દરમ્યાન સ્વ. ઠાકરશીભાઇ ઘીયા તથા સ્વ. જેઠાલાલભાઇ રૂપાણીના પરિચયમાં આવ્યા. અને ધાર્મિક સંસ્કારોમાં પ્રગતિ કરી હતી. ૩૫ વર્ષની યુવાન વયે સમકિત સહિત શ્રાવકના ૧૨ વ્રતો લીં. સં. ના સ્વ. કરશનજી મહારાજ સાહેબ પાસે અંગીકાર કર્યા હતા. તેઓશ્રી મહીનામાં બે પૌષધની આરાધના છેલ્લા શ્વાસ સુધી ચાલુ રાખવામાં સફળ થયા હતા. તેઓશ્રીનો સ્વાધ્યાય જીનેશ્વર વાણીનો જ હતો. ઉત્તરાધ્યયન સૂત્ર અ. ૨૯ ની એ કે એક બોલની તમામ ગાથાઓ તથા ભાવાર્થ તેમણે કંઠસ્થ કર્યો હતો. તે સિવાય અન્ય સૂત્રો તથા ઘણી ગાથાઓ કંઠસ્થ કરી હતી. જીન વાણીની ઉપાસના તથા આરાધનાની સાથે તેઓશ્રીએ જુનાગઢ સ્થા. જૈન સંઘનું મંત્રીપદ લગભગ ૩૦ વર્ષ સુધી શોભાવ્યુ હતું. પાંજરાપોળ, બોડીંગ અર્ધમાગધી સમીતી વગેરે અનેક સંસ્થાઓમાં તેમણે તન, મન, ધનથી ભોગ આપ્યો હતો. ભોજનની ચીજોમાં તેમને ખાંડનો ત્યાગ હતો. પહેરવાના વસ્ત્રોમા ખાદીના જ વસ્ત્રો વાપરતા હતા.

પોતાના ઘર સિવાય અન્ય ઘરનું ભોજન ખપે નહીં, આ પ્રતિજ્ઞા પ્રાયઃ દરરોજ કરતા હતા. તેમને ક્રોધ ન કરવાના પચ્ચખાણ હતા. સાધર્મી બંધુઓ તથા ગરીબોને સહાય આપવામાં પણ તેમનો પરીશ્રમ પ્રશંસનીય હતો. જીવ દયાની લાગણી પણ ઘણી સારી હતી. અર્ધ માગધીભાષાના વિકાસ માટે તેઓશ્રીએ અથાક પરીશ્રમ કર્યો હતો. જૈન ધર્મના વાંચન ઉપરાંત અન્ય દર્શનના સાહિત્યનું પણ તેઓશ્રીએ વાંચન કર્યું હતું.

શાં ૨૦૨૪ માં પૂજ્ય તપસ્વી લાલચન્દ્રજી મહારાજ સાહેબના જુનાગઢ ચાતુર્માસ દરમ્યાન તેઓશ્રી પંડિત રત્ન બા. બ્ર. પૂજ્યશ્રી પારસમુની સાહેબના સંપર્કમાં આવ્યા. પારસમુની સાહેબના જ્ઞાનાવરણીય કર્મનો અદ્ભૂત ક્ષયોપશમ જોઇ તેઓશ્રીનું મસ્તક સંતોના ચરણમાં ઝુકી પડયુ. સોનગઢ મતની માન્યતા અંગે પૂજ્ય પારસમુની સાહેબને પોતે પુછેલા પ્રશ્નોના મૌખીક રીતે લંબાણ પૂર્વક જવાબ મેળવી તેઓશ્રીને અત્યંત આનંદ તથા સંતોષ થયો. સોનગઢના એકાંતવાદને તોડવા માટે અનેકાંતવાદની જરૂર છે, અને તે માટે ભવિષ્યની પ્રજાને પણ, સાચા જૈન ધર્મની વાસ્તવીકતા સમજાય તે માટે આ પ્રશ્નોના જવાબો પુસ્તક રૂપે છપાવવા માટે તેમણે પોતાની ઇચ્છા વ્યકત કરી હતી. જે ઇચ્છા તેઓશ્રીની ગેરહાજરીમાં પણ પુર્ણ થાય છે જે આનંદનો વિષય છે.

ચતુર્વીધ શ્રી સંઘ પ્રશ્નોત્તર પાછળનો ઉદ્દેશ સમજી અનેકાંતવાદની શ્રદ્ધા વધારશે એવી આશા છે............

# અમુક અશુદ્ધિઓનું શુદ્ધિ પત્રક.

| પાનું | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૩ | જે | જ |
| ૩ | ૭ | સમવાયચ્યપરાંત | સમવાય ઉપરાંત |
| ૨૧ | ૨ | પ્રરણાની | પ્રેરણાની |
| ૩૦ | ૫ | તેરથીહિત | તેથી રહિત |
| ૩૩ | ૧૯ | સામાપક્ષે | સામા પક્ષને |
| ૭૧ | ૧ | કિવારી | વિકારી |
| ૭૩ | ૩ | અ દ્ધિ | અશુદ્ધિ |
| ૮૩ | ૧ | સાથાન્ય | સામાન્ય |
| ૮૫ | ૧ | આત્ગામાં | આત્મામાં |
| ૮૭ | ૧૪ | જીવ | જીવને |
| ૯૫ | ૭ | કહે છે | કરે છે |
| ૯૭ | ૮ | ત્થારે | ત્યારે |
| ૯૮ | ૧૬ | સામાપક્ષથી | સામાપક્ષની |
| ૧૦૩ | ૭ | વાળે છે | વળે છે |
| ૧૦૩ | ૯ | સૈધાંતિક | સિદ્ધાંતિક |
| ૧૦૭ | ૧૫ | જીવ માત્રને | જીવ દ્રવ્ય માત્રને |
| ૧૧૯ | ૯ | આજ્ઞાનાદિ | અજ્ઞાનાદિ |
| ૧૨૭ | ૫ | કાઇ | કોઇ |
| ૧૩૩ | ૧ | જણવાનુ | જાણવાનુ |
| ૧૩૭ | ૮ | પરી | ખરી |

| પાનું | લીંટી | અશુધ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૨ | ૭ | ભૂલ | ભૂલે |
| ૧૪૨ | ૧૩ | કરી છે | કહી તે |
| ૧૪૨ | ૨૨ | તુખ્ય | મુખ્ય |
| ૧૪૮ | ૮ | પ્રેરૂપ્યુ ? | પ્રરૂપ્યું |
| ૧૫૦ | ૭ | પુરૂપાર્થ | પુરૂષાર્થ |
| ૧૬૦ | ૬ | પક્ષેને | પક્ષે |
| ૧૭૫ | ૫ | જાઇએ | જોઇએ |
| ૧૮૨ | ૨૧ | પણુ વડે | પણા વડે |
| ૧૮૪ | ૩ | આપી | આદિ |
| ૧૮૭ | ૩–૪ | સત્સમાગ | સત્સમાગમ |
| ૧૯૮ | ૧૦ | તીર્ય | વીર્ય |
| ૨૧૨ | ૧ | અજીવપણું | જીવપણું |
| ૨૧૩ | ૧૫ | ક્ષત | ફક્ત |
| ૨૨૧ | ૧૯ | તથી | નથી |
| ૨૨૬ | ૧૬ | એવી જે | એવી જ |
| ૨૨૭ | ૧ | યાવજ | તે યાવજ |
| ૨૨૭ | ૨–૩ | બીજા | બીજા ઉપર |
| ૨૪૧ | ૭ | ઘરના | ઘટના |
| ૨૪૬ | ૫ | છીએ | × |
| ૨૫૧ | ૬ | નહીં, તો | નહીં તો, |
| ૨૫૪ | ૧૫ | હોઇ દ્રવ્ય છે | હોય દ્રવ્ય છે |
| ૨૬૧ | ૧૫ | સુધી | × |
| ૨૬૩ | ૧૫ | આત્મા | × |

| પાનું | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૬૬ | ૧ | ભાવનું | ભાવિનું |
| ૨૬૭ | ૧૫ | બનતો | બનતું |
| ૨૬૮ | ૮ | પણે | અને |
| ૨૬૮ | ૧૩ | દ્ધ | સિદ્ધ |
| ૨૯૬ | ૬ | પ્રદાનપણું | પ્રધાનપણું |
| ૨૯૬ | ૧૨ | સભ્યેમાં | સભ્યોમાં |
| ૩૧૫ | ૧૯ | ત્રીજે | ત્રીજે |
| ૩૨૫ | ૧ | ક ાયોપશમ | ક્ષાયોપશમ |
| ૩૩૧ | ૯ | ઘડો | ઘડો |
| ૩૩૭ | ૮ | નિર્જર=તો | નિર્જરતો |
| ૩૪૧ | ૨૦ | કર્ગને | કર્મને |
| ૩૪૭ | ૫ | માન્યના | માન્યતા |
| ૩૬૪ | ૮ | સર્વ જ્ઞાતા | સર્વજ્ઞતા |
| ૩૯૦ | ૮ | નિદાન થાય | નિદાન ન થાય |
| ૩૯૨ | ૧૭ | નિશ્ચય | નિષેધ |
| ૩૯૩ | ૮ | હો તો | હોય તો |
| ૪૧૬ | ૧૧ | સાદિવાળો છે, | સાદિવાળો છે. |
| ૪૧૭ | ૧૨ | સ્વભાતનુ | સ્વભાવનું |
| ૪૧૮ | ૧૯ | હે. ય | હોય. |
| ૪૧૯ | ૨૦ | યાન | ધ્યાન |
| ૪૨૪ | ૪ | તેના | તેનો |
| ૪૩૦ | ૧૫ | બીજા બીજા | બીજા × |

ઉમેરવાનું-પાનું ૪૧૫ લીંટી ૧૯ ઘટ ઉત્પન્ન થતાં, ઉત્પન્ન થાય અને ઘટનો વિનાશ થતાં વિનષ્ટ થાય.

| પુસ્તકો | ગ્રાહકોના નામ | ગામ |
|---|---|---|
| ૫૦ | રતીલાલ વી. ગોસલીયા | માધવનગર મ. |
| ૨૫ | ગજેન્દ્ર કુરજીભાઇ બાટવીયા | જુનાગઢ |
| ૫૦ | દુર્લભજી શામજીભાઇ વિરાણી | રાજકોટ |
| ૨૫ | શાન્તિલાલ હીંમતલાલ બાટવીયા | ઉપલેટા |
| ૨૫ | બાબુલાલ જગનલાલ અંબાવી | વડીયા દે. |
| ૨૫ | ભાયચંદ માણેકચંદ લાખાણી | મુંબઇ |
| ૨૫ | કાન્તિલાલ એલ. રવાણી | મુંબઇ |
| ૬૦ | મનહરલાલ ચુનીલાલ શાહ | મુંબઈ |
| ૨૭૫ | નગીનદાસ રામજીભાઇ વિરાણી | રાજકોટ |
| ૫ | જગજીવન રતનશી બગડીયા | દામનગર |
| ૫૦ | છોટાલાલ કાનજીભાઇ મહેતા | રાજકોટ |
| ૨૫ | જવાહરલાલ એસ. કોઠારી | અમદાવાદ |
| ૧ | બાબુલાલ ન્યાલચંદ કોઠારી | વડાલ |
| ૧ | મનહરલાલ અમૃતલાલ કુંભાણી | મુંબઇ |
| ૨ | જમનાદાસ ભાયચંદભાઇ પુનાતર | જામનગર |
| ૫ | રજનીકાન્ત શાન્તિલાલ મોદી | ઉપલેટા |
| ૨૫ | બાબુલાલ ભાઇચંદભાઇ | રાજકોટ |
| ૨૫ | સંઘવી તલકચંદ લાધાભાઇ | ચોકી |
| ૫ | સ્થાનકવાસી જૈન સંઘ | સુલતાનપુર |
| ૩ | ,, ,, ,, | પોરબંદર |

| પુસ્તકો | ગ્રાહકોના નામ | ગામ |
|---|---|---|
| ૪ | સ્થાનકવાસી જૈન સંઘ | લખતર |
| ૪ | ,, ,, ,, | બોટાદ |
| ૨ | નરશીદાસ વખતચંદ સંઘવી | ધ્રાંગધ્રા |
| ૨ | મહેતા બાવીશી એન્ડ કું. | રાજકોટ |
| ૨ | ચીમનલાલ લક્ષ્મીચંદ મહેતા | રાજકોટ |
| ૩૦ | વેલજીભાઇ કરમચંદ કોઠારી | તીરૂપર (સાઉથ) |
| ૫૦ | મણીલાલ પુંજાભાઇ શેઠ | ઉપલેટા |

ઉપરોક્ત ગ્રાહકો સિવાયના અન્ય ગ્રાહકોની નામાવલી સ્થળ સંકોચના અંગે અત્રે છાપવામાં આવેલ નથી.

xxxxx

પ્રશ્ન પહેલો.

સોનગઢની માન્યતા પ્રમાણે

આત્મા-માત્ર જ્ઞાતા દૃષ્ટા છે. ચારિત્ર અને તપ તે બાહ્ય ક્રિયાઓ છે. માટે આત્માએ જ્ઞાન અને દર્શન પ્રાપ્ત કરવાનો જ પ્રયત્ન કરવાની જરૂર છે. જ્ઞાન દર્શન પ્રાપ્ત થયા પછી ચારિત્ર કે જે સ્વરૂપ રમણતા છે તે સ્વરૂપ દૃષ્ટિ બાહ્ય તરફની દૃષ્ટિનો અભાવ થતાં તેની મેળે આવે છે.

આ માન્યતા બરાબર છે ?

ના, આ માન્યતા બરાબર નથી.

આત્મા શબ્દનો પ્રયોગ ખોટો છે.

આત્મા એટલે પોતાનો જીવ અને જીવ એટલે જગતના સમસ્ત જીવ.

જો કે; જેવો પોતાનો આત્મા છે, જગતના સમસ્ત જીવો પણ સામાન્ય પણે એવાજ છે, અને જગતના સમસ્ત

જીવો જેવા છે. પોતાનો આત્મા પણ સામાન્ય પણે એવો જ છે. એટલે આત્માને જાણતાં સમસ્ત જીવો પણ જણાય છે અને સમસ્ત જીવોને જાણતાં પોતાનો આત્મા પણ જણાય છે. એટલે આત્મા શબ્દનો પ્રયોગ સર્વથા ખોટો છે, એમ નથી પરંતુ સામો પક્ષ લગભગ આત્મા શબ્દનો જ પ્રયોગ કરે છે. અને જીવ શબ્દનો પ્રયોગ લગભગ નથી જ કરતો.

જ્યારે સિધ્ધાંતમાં જીવ શબ્દનો પ્રયોગ વધુ છે. તે સિધ્ધાંતની રીતિથી આત્મા શબ્દનો પ્રયોગ વિરૂધ્ધ રીતિથી હોવાથી આત્મા શબ્દનો પ્રયોગ ખોટો છે.

## આત્માનો સ્વભાવ માત્ર જાણવાથી કાંઇ સરે તેમ નથી.

**મોક્ષ** પ્રાપ્ત કરવા માટે પાંચ સમવાયની જરૂર છે. **(૧) સ્વભાવ (૨) ભવ્યત્વ (૩) કાળ (૪) કર્મ અને (૫) પુરૂષાર્થ**

**(૧) સ્વભાવ :-** જીવ સદા જીવજ રહે છે, જડ બનતો નથી. અને જીવને સદા સુખજ પ્રિય છે; દુઃખ પ્રિય નથીજ. મોક્ષ પામવા માટે પાંચ સમવાયમાંથી આ પ્રથમ સમવાય છે. અને આ પ્રથમ સમવાયની મોક્ષમાં આવશ્યકતા એ કારણે છે, કે જો જીવ જડ થઇ જાય છે તો

મોક્ષ પામવા માટેનો સર્વ પુરૂષાર્થ નકામો જાય તેમજ મોક્ષનો પુરૂષાર્થ અવ્યાબાધ શાશ્વત સુખ પામવા માટેજ કરવામાં આવે છે. તેમાં જો જીવનો સુખની ઈચ્છારૂપ સ્વભાવજ નષ્ટ થાય તો સુખરૂપ મોક્ષ ઉલ્ટો ભારે પડે માટે મોક્ષ પ્રાપ્તિમાં આ સ્વભાવ સમવાયની આવશ્યકતા છે.

**(૨) ભવ્યત્વ** :- જે જીવ પુરૂષાર્થ કરીને ભાવિમાં મોક્ષ પ્રાપ્ત કરવાની અનાદીથીજ યોગ્યતા ધરાવે છે તે ભવ્ય છે. અને તેનું ભવ્યપણું તે ભવ્યત્વ છે. મોક્ષ પ્રાપ્તિમાં ભવ્યત્વની આવશ્યકતા એ કારણથી છે કે જો, જીવમાં ભવ્યત્વજ ન હોયતો મોક્ષ માટે પુરૂષાર્થ આદિ કાંઈ જ સંભવ નથી અને તે વિના મોક્ષ સંભવ નથી માટે મોક્ષ પ્રાપ્તિમાં ભવ્યત્વની આવશ્યકતા છે.

ભવિતવ્યતા એ ભવ્યત્વ નું જે બીજું શબ્દરૂપ છે અને જે ભવ્યત્વનો અર્થ છે, તે જ ભવિતવ્યતાનો અર્થ માનવો યોગ્ય છે.

**(૩) કાળ**:- તીર્થંકરાદિ દ્રવ્યો તે જે ક્ષેત્રમાં વિરાજતા હોય તે ક્ષેત્ર, તે જે કાળમાં વર્તતા હોય તે કાળ અને તેઓની દયા દૃષ્ટિ તેમજ ઉપકાર આદિ, દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ તે કાળ સમવાયમાં આવે છે. અથવા ભવ્ય જીવ છેલ્લા અર્ધ પુદ્ગલ પરાવર્તનમાં પ્રવેશ પામી ગયો હોય ઈત્યાદિ કાળ તે કાળ સમવાય છે. મોક્ષ પ્રાપ્તિમાં કાળ

સમવાયની આવશ્યકતા એ માટે છે કે જીવ શાશ્વત પણે જીવ હોવા છતાં અને અનાદિ થી ભવ્ય હોવા છતાં, જ્યાં સુધી છેલ્લા અર્ધ પુદ્ગલ પરાવર્ત કાળમાં ન પ્રવેશે તીર્થંકરની વિદ્યમાનતા આદિ કાળ આદિ ન પામે તો તે મોક્ષ યોગ્ય પુરૂપાર્થ કરી શકે નહી. અને તે વિના મોક્ષ સંભવ નથી, એટલે મોક્ષ પ્રાપ્તિ માટે સ્વભાવ અને ભવ્યત્વ સમવાયય પરાંત કાળ સમવાયની પણ આવશ્યકતા છે.

(૪) કર્મ :- પ્રારંભમાં મોહ કર્મનો ઉપશમ આદિ શેષ ત્રણ ઘાતિ કર્મનો વિશિષ્ટ ક્ષયોપશમ અને બાકીના ચાર અઘાતિ કર્મની પાપ પ્રકૃતિઓનો મંદોદય તેમજ અઘાતિકર્મની પુણ્ય પ્રકૃતિનો તીવ્રોદય, તે કર્મ 'સમવાય' છે અને અને છેલ્લે આઠે કર્મનો ક્ષય ભાવ, તે કર્મ સમવાય છે. મોક્ષ પ્રાપ્તિમાં કર્મ સમવાયની આવશ્યકતા એ માટે છે કે જીવ શાશ્વત પણે જીવ હોવા છતાં ભવ્ય હોવા છતાં અને છેલ્લા અર્ધ પુદગલ પરાવર્તન કાળ આદિ પ્રાપ્ત હોવા છતાં, જો પાપ કર્મના થર ઘણા હોય અને પુણ્ય કર્મ ઘણા અલ્પ હોય તો જીવ મોક્ષ માટેના પુરૂપાર્થની વાણી સાભળેજ નહી. તે ઉપર શ્રદ્ધા આદિ પામેજ નહી. અને તે વિના મોક્ષ માટેનો પુરૂપાર્થ સંભવ નથી અને તે વિના મોક્ષ નથી. એટલે મોક્ષ માટેના પુરૂપાર્થમાં કર્મ સમવાયની પણ જરૂર છે. તેમજ યથાખ્યાત ચારિત્ર જેવા પુરૂપાર્થ હોવા છતા, જ્યાં સુધી પ્રાચીન સર્વ કર્મ ક્ષય

ન થાય ત્યાં સુધી મોક્ષ સંભવ નથી. એટલે મોક્ષ માટે કર્મક્ષય રૂપ કર્મ સમવાયની આવશ્યકતા છે.

**(૫) પુરૂષાર્થ :-** મન વચન કાયાની જે ક્રિયાવડે જીવ પુણ્ય પાપનો બંધ કરતો હતો તેનો ચારિત્ર વડે નિરોધ કરવો, વર્તમાનમાં ઉદયમાં આવેલા પાપને અભિમુખ થઈને અને પુણ્યને વિમુખ થઈને સહન કરવા. તેમજ અનશનાદિ તપ વડે પૂર્વકાળના સંચિત પુણ્ય-પાપને ક્ષય કરવા તે મોક્ષ માટેના પુરૂષાર્થ છે. મોક્ષ પ્રાપ્તિમા પુરૂષાર્થ સમવાયની આવશ્યકતા એ કારણે છે કે જીવ શાશ્વત પણે જીવ હોવા છતાં, ભવ્ય હોવા છતાં કાળ અનુકૂળ હોવા છતાં, પૂર્વ કર્મના કર્મ અલ્પ આદિ હોવા છતાં, જો જીવ, ચારિત્ર તપ વડે સંવર નિર્જરાનો કર્તા ન થાય તો મોક્ષ મળે નહિ. એટલે મોક્ષ પ્રાપ્તિમાં પુરૂષાર્થ સમવાયની પણ જરૂર છે.

મુમુક્ષુ જીવને મોક્ષ પ્રાપ્તિ માટે એ પાંચે સમવાય જાણવા અને સમજવા હિતકારી છે. ખાસ કરીને પુરૂ-પાર્થ સમવાય તો, જાણવું અને કરવું, અનિવાર્ય પણે આવશ્યક છે.

સામો પક્ષ જે માત્ર આત્માના સ્વભાવનેજ જાણવાની વાતો કરે છે, તે પાંચ સમવાયમાથી એકજ સમવાયને માને છે. અને શેષ ચાર સમવાયને ઉડાડે છે તે માન્યતા બરાબર નથી. તેથી મોક્ષ પ્રાપ્તિરૂપ સિદ્ધિ સંભવ નથી.

## આત્મા માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ નથી.

આત્મા માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ છે, તે માન્યતા સાવ ખોટી નથી જ. જો એવો આશય હોય કે જીવ સદાકાળ જીવ જ રહેવાનો છે. ગમે તેવા જ્ઞાનાવરણીય કર્મના પટલ જીવ ઉપર આવે તો પણ જીવમાં અમુક જ્ઞાન દર્શન પર્યવ રહેવાના જ છે. કોઇપણ કાળે જીવ જડ થઇ જવાનો નથી. તો તે આશયથી એ કથન સત્ય છે.

પરંતુ સામા પક્ષનો ભાવ જુદો છે, તેના આશય પ્રમાણે જીવ જ્ઞાતા દ્રષ્ટા જ છે એટલે કે તે મનવચન કાયાની ક્રિયાનો કર્તા નથી. પરંતુ એવું નથી જીવ જ્ઞાતા દ્રષ્ટા ઉપરાંત મન વચન કાયાની ક્રીયાનો કર્તા પણ છે. જો એમ માનવામાં ન આવે તો પુરૂષાર્થ સમવાયનો લોપ થાય. પુરૂષાર્થ સમવાય પ્રમાણે જીવ મનવચન કાયાની ક્રિયાનો કર્તા નક્કી પણે છે. એટલે જીવ જ્ઞાતા દ્રષ્ટા જ છે, તે માન્યતા બરાબર નથી.

## જ્ઞાતા દ્રષ્ટા પણું તે પુરૂષાર્થ નથી.

કોઇ એમ માને છે કે જીવનું જે જ્ઞાતા દ્રષ્ટા પણું છે, તેજ જીવનો પુરુષાર્થ છે. પરંતુ તે માન્યતા બરાબર નથી.

પ્રત્યેક જીવમાં ઓછાવત્તા અંશે જે જ્ઞાન લબ્ધિ હોય છે. તે, અને તે, જ્ઞાન લબ્ધિનો ઉપયોગ તે બન્નેનો

પણ જીવના સ્વભાવ સમવાયમાંજ સમાવેશ થાય છે. ઉપયોગ તે સ્વભાવ સમવાયથી બહાર નથી, ઉપયોગ તે મોક્ષજનક પુરૂષાર્થ સમવાય નથી, મન વચન કાયાની ક્રિયા તેજ પુરૂષાર્થ સમવાય છે.

## આત્મલીનતા તે જ્ઞાતા દ્રષ્ટા પણું નથી.

કેટલાક એમ માને છે કે—જ્યારે મુનિ આદિને અનુકૂલ કે પ્રતિકૂલ ઉપસર્ગ થાય ત્યારે તે તેમાં હર્ષ કે શોક આદિ નથી કરતા તે ઉપસર્ગને માત્ર જાણે જુએ છે. તે જ્ઞાતા દ્રષ્ટા પણું છે. અને તે મોક્ષ માર્ગમાં પુરૂષાર્થજ છે. તે કથન બરાબર નથી.

કેમકે મુનિ આદિ અનુકુલ કે પ્રતિકુલ ઉપસર્ગને જાણે જુએ છે તે પુરુષાર્થ નથી. પરંતુ તે ઉપસર્ગને અનુભવવા છતાં તે વેદનાને વેદવા છતાં મન વચન કાયાની ક્રિયાને ગુપ્તિ સમિતિમાં રાખે છે. મન વચન કાયાને અંકુશ બહાર જવા દેતા નથી. તે મન વચન કાયાની ક્રિયા ઉપર પોતાનો જે અધિકાર ચાલુ રાખે છે તે પુરૂષાર્થ છે.

## જીવ નિશ્ચયથી મન વચન કાયાની ક્રિયાનો કર્તા છે.

કેટલાક એમ માને છે કે—જીવ મન વચન કાયાની ક્રિયાનો કર્તા છે તે વ્યવહાર નય વચન છે. નિશ્ચય નય

થી જીવ મન વચન કાયાની ક્રિયાનો કર્તા નથી. નિશ્ચય નયથી જીવ જ્ઞાતા દ્રષ્ટા જ છે. તે કથન બરાબર નથી.

કાલ નિક્ષેપમાં—ભવ્ય જીવ સદાકાલ મન વચન કાયાની ક્રિયાનો કર્તા નથી, સંસાર અવસ્થામાંજ મન વચન કાયાની ક્રિયાનો કર્તા છે, સિદ્ધ થઇ ગયા પછી ક્રિયાનો કર્તા નથી, તે સત્ય છે. પરંતુ તેથી જીવ મન વચન કાયાની ક્રિયાનો કર્તા નથી જ એમ, એકાંતે કહી ન શકાય. જે કાળે ભવ્ય જીવ મન વચન કાયાની ક્રિયાનો કર્તા છે તે કાલાંશની અપેક્ષાએ તો જીવ નિશ્ચય નયથી પણ મન વચન કાયાની ક્રિયાનો કર્તા જ છે અકર્તા નથી.

## મર્યાદિતપણું તે સર્વથા અભાવ નથી.

કેટલાક એમ કહે છે કે જો જીવ મન વચન કાયાની ક્રિયા નો કર્તા હોય તો પક્ષઘાત પછી જીવ કાયાની ક્રિયા કેમ કરી શકતો નથી ?

તેનો ઉત્તર એ છે કે—એમ તો છદ્મસ્થ જીવ આંખ, કાન આદિ ઇન્દ્રિયો હણાઇ ગયા પછી જોઈ સાભળી પણ શકતો નથી, જો ઇન્દ્રિયોની હાનિ પછી જોવા સાંભળવામાં હાનિ આવવા છતાં જ્ઞાતા દ્રષ્ટાપણાનો અભાવ ન આવતો હોય તો પક્ષઘાત પછી મન વચન કાયાની ક્રિયાનું અકર્તા પણું શા માટે માનવું ?

યથાર્થતા એમ છે કે–જેમ પાંચ ઇન્દ્રિય બલપ્રાણમાં હાનિ આવતાં જ્ઞાતા દ્રષ્ટાપણામાં હાનિ આવે છે, વધુ મર્યાદિત થાય છે, તેમ ત્રણયોગ બલપ્રાણમાં હાનિ આવતાં મન વચન કાયાની ક્રિયામાં હાનિ આવે છે, વધુ મર્યાદિત બને છે, પરંતુ તેથી જીવ મન વચન કાયાની ક્રિયાનો અકર્તા છે, તેમ સિદ્ધ થતું નથી.

## નિયતિ વાદ વડે કર્તાપણું ઠેલી શકાય નહી.

અમુક એમ કહે છે કે–આંખ, કાનના અભાવથી જીવને જોવા જાણવામાં ઉણપ આવે છે તેમ નથી, પરંતુ તે કાળે તે સમયે જીવની જ્ઞાન દર્શન પર્યાય તેટલીજ થવાની હોય તેટલુજ જ્ઞાતા દ્રષ્ટાપણું રહે છે.

તેનો ઉત્તર એમ છે કે–જો નિયતિવાદ વડેજ પોતાનો બચાવ કરવાનો હોય તો કર્તૃત્વનો તે વડે નિષેધ કરી શકાય નહી, કેમકે નિયતિવાદ વડે એમ કહી શકાય કે–જીવમા કર્તાપણું તો છેજ, પરંતુ પક્ષઘાત વખતે જીવને કાયાની ક્રિયાનુ તેટલુંજ કર્તાપણું રહે છે. પરંતુ જીવમાં મન વચન કાયાની ક્રિયાનુ અકર્તા પણું છે એમ નહી.

## સ્વભાવ સમવાયથી પણ આત્મા માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ નથી.

પાંચ સમવાયમાથી પુરૂષાર્થ સમવાયને બાદ કરીએ.

માત્ર સ્વભાવ સમવાયને જ ગ્રહણ કરીએ તો પણ સ્વભાવ સમવાયથી પણ આત્મા માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ નથી, વેદક પણ છે. જાણવું જોવું તે જ્ઞાતા દ્રષ્ટાપણું છે, અને પોતાના સુખ દુઃખને અનુભવવું તે વેદકપણું છે. આત્મા માત્ર જાણતો જોતોજ નથી, પરંતુ પોતાના સુખ દુઃખને અનુભવે પણ છે. જો આત્મા માત્ર જાણતો જોતો જ હોય સુખ દુઃખનો અનુભવ કરતો ન હોય સંવેદન શીલ ન હોય તો, જીવ બધોજ પુરૂપાર્થ કરવાનો છોડી દે, કેમકે–જો સંવેદન થતું ન હોય તો માત્ર જાણવા જોવાથી લાભ શુ ? અને ન જાણવા ન જોવાથી હાનિ શી ?

જીવ સંવેદન શીલ છે અને તેને સુખજ પ્રિય છે. દુઃખ અપ્રિયજ છે માટેજ જીવ પુરૂપાર્થ કરે છે સંવેદન શીલતા અને સુખની ઈચ્છા વિના પુરૂષાર્થ સંભવ નથી.

## સુખની ઇચ્છા, રાગ નથી.

કેટલાક સુખની ઈચ્છાને રાગ માને છે તે માન્યતા બરાબર નથી, સુખની ઈચ્છા બે પ્રકારની છે. (૧) નિવિ-શેષણ સુખની ઈચ્છા અને (૨) સવિશેષણ સુખની ઈચ્છા. તેમાં નિવિશેષણ સુખની ઈચ્છા તો જીવમાં સ્વભાવ સમ-વાય વડેજ છે. જીવ શાશ્વતપણે સુખનેજ ઈચ્છનારો છે, તેમાં રાગ ભાવ નથી, સ્વભાવમાં રાગ હોઈ શકે નહી. જે સવિશેષણ સુખની ઈચ્છા છે, તેમાં જે પુદગલના ઈષ્ટ

શબ્દાદિ કામગુણોની ઈચ્છા છે તે મોહ છે. કેમકે તે ગુણો અસ્થાયી છે તેનું સુખ પણ અસ્થાયી છે. અને બીજા જીવો માટે હિંસાદિનું કારણ છે. પરંતુ જે પુણ્ય પાપ રહિત મોક્ષના અવ્યાબાધ શાશ્વત સુખની ઈચ્છા છે, તે મોહરૂપ નથી, તે ઈચ્છા તો વીતરાગ સર્વજ્ઞ ભગવંતને પણ વર્તેજ છે. તેવા સુખની ઈચ્છાને મોહ માનવાનું કોઈ કારણ પણ નથી.

**જ્ઞાન, તે સુખ નથી.**

અમુક એમ માને છે જે જ્ઞાતા દ્રષ્ટાપણું એજ સુખ છે. એટલે જ્ઞાતા દ્રષ્ટા પણામાં સુખ આવી જાય છે, અને જ્ઞાતા દ્રષ્ટા પણા સિવાયનુ જે સુખ છે, તેની ઈચ્છા તો મોહ જ છે.

તે માન્યતા બરાબર નથી, જ્ઞાતા દ્રષ્ટાપણું પોતાને સુખ કે દુઃખ જે છે, તેને વેદવાનુ અનુભવવાનું સાધન છે. પરંતુ જ્ઞાતા દ્રષ્ટાપણું પોતેજ સુખ નથી. જેમકે ભવસ્થ કેવલી ભગવાન જેમને કેવલજ્ઞાન, કેવલ દર્શન છે. તેઓ જ્ઞાનવડે પોતાને સુખ કે દુઃખ જે છે તેને અનુભવે છે, પરંતુકેવલ જ્ઞાન-દર્શન હોવાથી તે એકાત સુખી હોય એમ નથી, પરમસુખી માત્ર સિદ્ધ ભગવાનજ છે. ભવસ્થ કેવલી ભગવાન હજી પરમ સુખી નથી. એટલે જ્ઞાન તે સુખ નથી, હા પરંપરા એ સુખનુ કારણ અવશ્ય છે.

## જીવ સ્વભાવથી ઉપયોગવાન છે, જ્ઞાતા દ્રષ્ટા નથી.

પાંચ જ્ઞાન કે ત્રણ અજ્ઞાન વડે જાણવું તે જ્ઞાતાપણું છે. અને ચાર દર્શન વડે જોવું તે દ્રષ્ટાપણું છે. જીવ જ્યારે જ્ઞાન કે અજ્ઞાન ઉપયોગમાં વર્તતો હોય ત્યારે તે દર્શન ઉપયોગમાં વર્તતો નથી. અને જ્યારે દર્શન ઉપયોગમાં વર્તતો હોય, ત્યારે તે જ્ઞાન કે અજ્ઞાન ઉપયોગમાં વર્તતો નથી. આ રીતે જીવ જ્ઞાન કે અજ્ઞાન અને દર્શનના ઉપયોગમાં સતત સાથે વર્તતો નથી. માટે જીવને જ્ઞાતાદ્રષ્ટા કહી ન શકાય, પરંતુ જીવ ગમે ત્યારે કોઇને કોઇ ઉપયોગમા વર્તતો હોવાથી ઉપયોગ લક્ષણ કહેવામાં આવેલ છે.

જો કે જ્ઞાન કે અજ્ઞાન અને દર્શનનો ઉપયોગ કાળ ભિન્ન હોવા છતાં, અભેદ વિચાર કરીને જીવને જ્ઞાતા દ્રષ્ટા કહેવો હોય તો, એકાંત મિથ્યા નથી પરંતુ સામો પક્ષ જીવને સ્વભાવથી યુગપત જ્ઞાન–દર્શન ઉપયોગ વાળો માને છે. તે વિપરીત નયના કારણે તેનું વચન મિથ્યા છે.

## જીવ નિશ્ચય નયથી જ્ઞાતા દૃષ્ટા નથી.

નિક્ષેપ અનેક છે, તે પ્રમાણે નિશ્ચયનય પણ અનેક છે. તેમાં કાળ નિક્ષેપાનુસારી નિશ્ચયનય વડે જીવ જ્ઞાતા દ્રષ્ટાજ છે. કેમકે જીવ સદાકાળ જીવજ રહે છે. જ્ઞાતા દ્રષ્ટાજ રહે

છે, કોઇપણ કાળે જડ બનતો નથી. પરંતુ પર્યવ નિક્ષેપાનુસારી નિશ્ચય નય વડે છદ્મસ્થ જીવ માત્ર જ્ઞાતા દ્રષ્ટાજ નથી. કેમકે પર્યવ નિક્ષેપાનુસારી નિશ્ચયનય વડે જ્યારે જીવ કેવલજ્ઞાન કેવલવંત બને=સમગ્ર જ્ઞાન પર્યવ પામે અજ્ઞાન પર્યવ એક પણ ન રહે ત્યારેજ માત્ર જ્ઞાતા દ્રષ્ટા માને છે. જ્યાં સુધી એવું ન બને=જીવ છદ્મસ્થ રહે ત્યાં સુધી પર્યવાનુસારી નિશ્ચયનય જીવને જેટલું જ્ઞાન દર્શનાંશ છે, તેટલા અંશે જ્ઞાતા દ્રષ્ટા અને જેટલા અંશે જ્ઞાન દર્શનના પર્યવો ઉણા છે, તેટલા અંશે જ્ઞાતા દ્રષ્ટા પણા રહીત જડ માને છે, એટલે જીવ નિશ્ચય નયથી માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ છે, એમ સર્વથા માનવું તે બરાબર નથી.

## જીવ, જ્ઞાતાદ્રષ્ટા સ્વભાવ માત્રથીજ નથી.

જીવ સ્વભાવ સમવાય પ્રમાણે કોઇકાળે જડ બનતો નથી. તેથી જીવ સ્વભાવ સમવાય પ્રમાણે જ્ઞાતા દ્રષ્ટા છે, તે વાસ્તવિકતાનો નિષેધ નથી. પરંતુ જીવ જે જ્ઞાતા-દ્રષ્ટા છે, તેમાં સ્વભાવ સમવાય જ કારણ નથી. જ્ઞાતાદ્રષ્ટા પણામાં બીજા પુરૂષાર્થ, કર્મ આદિ સમવાયો પણ કારણ ભૂત છે. જીવે પૂર્વકાળમાં મન વચન કાયાની ક્રિયા જ્ઞાનાવરણીય કર્મના બંધ કે ક્ષયાદિ યોગ્ય જેવી કરી હોય, અને તે પ્રમાણે જ્ઞાનાવરણીય કર્મનો જેવો ઉદય,

કે ક્ષય, કે ક્ષયોપશમ હોય છે, તે રીતે જીવ જ્ઞાતાદ્રષ્ટા બને છે.

જો અન્ય સમવાયો જ્ઞાતાદ્રષ્ટા પણામાં કારણભૂત નહોય તો જીવમાં જીવત્વ સમવાયતો શાશ્વત છે. એટલે જીવમાં શાશ્વત પણે સરખુંજ જ્ઞાતાદ્રષ્ટાપણું હોવું જોઇએ, તેમાં ન્યુનાધિકપણું ન હોવું જોઇએ પરંતુ જીવમાં જ્ઞાતાદ્રષ્ટા પણાના પર્યાયોમાં હીનાધિકતા છે, એટલે જીવમાં જ્ઞાતા-દ્રષ્ટા પણું સ્વભાવ માત્રથીજ નથી, તેમાં અન્ય સમવાય પણ કારણ છે.

## ચારિત્ર તપની ક્રિયા બાહ્ય ક્રિયા નથી.

મોક્ષ માટે સંવરની ભાવનાથી મન વચન કાયા વડે કર્મ બાંધનારી ક્રિયા પ્રત્યાખ્યાન પૂર્વક અટકાવવી, અને માત્ર શાસ્ત્ર વિહિત જ ક્રિયા કરવી તે ચારિત્ર ક્રિયા છે. અને મોક્ષ માટે નિર્જરાની ભાવનાથી મન વચન કાયાને અનશનાદિ વડે, તપાવવી તે તપરૂપ ક્રિયા છે. આ ચારિત્ર તપ ક્રિયા મોક્ષ પ્રાપ્તિમાં પુરૂષાર્થ સમવાય રૂપ છે. તેથી ચારિત્ર તપરૂપ ક્રિયા મોક્ષમાર્ગ રૂપ છે. પરંતુ મોક્ષમાર્ગથી બાહ્ય ક્રિયા નથી.

## યોગ વડે માત્ર આશ્રવ જ નથી; સંવર નિર્જરા પણ છે.

અમુક એમ માને છે કે-યોગ શુભ હોય તો, પુણ્યાશ્રવ થાય અને યોગ અશુભ હોય તો પાપાશ્રવ થાય. આ રીતે યોગ ક્રિયાથી માત્ર પુણ્ય પાપનો બંધ માત્ર થાય છે. અને બંધ મોક્ષથી વિરૂદ્ધ છે. એટલે યોગક્રિયા તે મોક્ષ માર્ગથી બાહ્ય ક્રિયા છે.

તે કથન બરાબર નથી, જેમ યોગ વડે આશ્રવ થાય છે તેમ યોગ વડે જ સંવર નિર્જરા પણ થાય છે. કેમકે યોગમાં સાવધયોગ, આશ્રવનું કારણ છે અને નિરવધ માત્ર યોગ સંવર નિર્જરાનુ કારણ છે. યોગજ પુરૂષાર્થ છે અને પુરૂષાર્થ વિના આશ્રવ સંવર નિર્જરા નથી. એટલે યોગ વિના સંવર નિર્જરા હોઇ શકે જ નહી. ૧૪મા ગુણસ્થાનમાં પણ યોગ અભાવ રૂપ અયોગી પણું નથી. તેવું અયોગીપણું તે માત્ર સિદ્ધ જીવોનેજ છે. ૧૪માં ગુણસ્થાનમાં તો યોગ નિરોધ છે. એટલે ત્યાં પણ યોગ સાપેક્ષતાથી તેવા વીર્યથી જ નિર્જરા છે યોગ નિરપેક્ષ સંવર નિર્જરા સંભવ નથી જ.

## ચારિત્ર તપની ક્રિયા શરીરની ક્રિયા નથી.

ચારિત્ર તપની ક્રિયા માત્ર જીવની ક્રિયા પણ નથી. અને માત્ર કાયાની ક્રિયા પણ નથી. પરંતુ કર્તાની અપેક્ષાએ જીવની ક્રિયા છે. કેમકે ચારિત્ર તપની ક્રિયાનો

કર્તા જીવ છે. અને કરણની અપેક્ષાએ મન વચન કાયાની ક્રિયા છે. કેમકે મન વચન કાયા વડે જ ચારિત્ર તપની ક્રિયા કરવામાં આવે છે.

સામાન્ય રીતે કર્તા અને કરણમાં કર્તાને મુખ્ય માનવામાં આવે છે. કેમકે તે સ્વતંત્ર છે. અને કરણને ગૌણ માનવામા આવે છે કેમકે તે પરતંત્ર છે. અહીં પણ ચારિત્ર તપની ક્રિયામાં જીવ કર્તા પણે સ્વતંત્ર હોવાથી તે મુખ્ય છે અને મન વચન કાયા કરણ પણે પરતંત્ર હોવાથી ગૌણ છે. એટલે આ ગૌણ મુખ્યતાની અપેક્ષાએ, ચારિત્ર તપની ક્રિયા જીવની જ ક્રિયા છે. શરીરની ક્રિયા નથી.

## ચારિત્ર તપની ક્રિયામાં જીવ સ્વતંત્ર છે.

જો જીવને સંહનન બલવાન ન મળ્યો હોય કે અંતરાય કર્મનો ઉદય હોય કે, બીજા વિઘાતક કારણો હોય તો વાત જુદી છે. પરંતુ જીવ જ્યારે બલવંત સંહનન વાળો હોય, અંતરાય કર્મનો યોગ્ય ક્ષયોપશમ હોય, અને સહાયક સાધનો મળ્યા હોય તો, ચારિત્ર તપની જે ક્રિયા થાય છે, તેમાં જીવ સ્વતંત્ર છે. જીવ કરે છે તોજ તે ક્રિયા થાય છે. અને જીવ ન કરે તો તે ક્રિયા

થતી નથીજ. તેમાં જીવ સિવાય બીજા કોઇનું તંત્ર નથી કે જીવ ન કરે તો પણ ક્રિયા થઈ જાય અને જીવ કરે તો પણ ન થાય.

મન વચન કાયા, જીવના કર્તાપણા અનુસાર ક્રિયામાં પરિણત થવાની યોગ્યતા ધરાવે છે. અને ક્રિયામાં પરિણત થાય છે એટલુ જ. પરંતુ તેની ક્રિયાનો કર્તા જીવ જ છે. મન વચન કાયા પોતે તે ક્રિયાના કર્તા નથી એટલે મન વચન કાયાની ક્રિયામા જીવ સ્વતંત્ર જ છે. અને તેમ હોવાથી મન વચન કાયાની ક્રિયા જીવ જ કરે છે જડ નહી.

## આ દ્વી ક્રિયાવાદ મિથ્યાત્વ નથી.

અમુક એમ કહે છે કે ચારિત્ર તપની ક્રિયા જીવની પણ છે, અને કાયાની પણ છે, એમ એક જ ક્રિયાના બે કર્તા માનવા તે દ્વિ ક્રિયા મિથ્યાત્વ છે. એક ક્રિયા બે દ્રવ્યની હોઈ શકે નહી.

તે કથન બરાબર નથી, એક ક્રિયાના એકજ અપેક્ષાએ બે દ્રવ્યો કર્તા ન હોઈ શકે તે બરાબર. પરતુ ભિન્ન ભિન્ન અપેક્ષાએ એક ક્રિયા બે દ્રવ્યની હોઇ શકે છે. ચારિત્ર તપની ક્રિયા જીવની કર્તા પણે માનવામાં આવે

છે, અને મન વચન કાયાની કરણપણે માનવામાં આવી છે. તેથી દોષ નથી. જો એક ક્રિયા બે દ્રવ્યની નજ હોય તો બે પરમાણું દ્રવ્ય મળીને સ્કંધ થવાની એક ક્રિયા કરી શકશે જ નહી. અને એમ ન થાય તો જગતમા પરમાણું જ મળશે, સ્કંધ મળશે જ નહી.

એટલે એકજ ક્રિયા જુદી જુદી અપેક્ષાએ બે દ્રવ્યોની હોઈ શકે અને તે મિથ્યાત્વ નથી.

**આ અક્રિયાવાદ મિથ્યાત્વ છે.**

**મન વચન કાયાની ક્રિયા જીવજ કરતો હોવા છતાં, જીવ મન વચન કાયાની ક્રિયા નથી જ કરતો, તેમ માનવું તે અક્રિયા વાદ મિથ્યાત્વ છે.**

**જીવને માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ માનવાથી અને કર્તા ન માનવાથી આશ્રવ સંવર અને નિર્જરા એ ત્રણે ક્રિયાનો લોપ થાય છે. આશ્રવ ક્રિયાનો લોપ થવાથી બંધ તત્વનો લોપ થાય છે. અને બંધ તત્વના લોપથી પુણ્ય પાપ તત્વનો લોપ થાય છે તેમજ સંવર નિર્જરાનો લોપ થવાથી મોક્ષતત્વનો લોપ થાય છે. આ રીતે જીવને કર્તા ન માનવાથી, આશ્રવ, સંવર, નિર્જરા, પુણ્ય, પાપ, અને બંધ, મોક્ષ, એ સાત તત્વનો લોપ**

થાય છે. અને જો આ સાત તત્વનો લોપ થાય, તો જગતની વિચિત્રતા અને તેનું કારણ બધું લોપ થાય. પરંતુ જગત વિચિત્રતા પ્રાય પ્રસિદ્ધ છે. એટલે અકર્તા વાદનું કથન ખોટું છે.

## ચારિત્ર તપની ક્રિયા જડ ક્રિયા નથી.

જે ક્રિયા જડ કરતો હોય, તે જડ ક્રિયા કહેવાય. અથવા જે ક્રિયા ઉપયોગ વિના કરવામાં આવે, તે જડ ક્રિયા કહેવાય. અગર તો જે ક્રિયા મોક્ષ પ્રાપ્તિમાં પુરૂષાર્થરૂપ ન હોય તે ક્રિયા જડ ક્રિયા કહેવાય.

ચારિત્ર તપની ક્રિયા જીવની ક્રિયા છે. તેથી તે ક્રિયા જડ ક્રિયા નથી. તેમજ સમ્યક ચારિત્ર તપની ક્રિયા ઉપયોગ સહિત કરવામાં આવે છે. માટે પણ ચારિત્ર તપની ક્રિયા જડ ક્રિયા ન કહેવાય. ઉપરાંત ચારિત્ર તપની ક્રિયા મોક્ષ પ્રાપ્તિમાં પુરૂષાર્થ રૂપ હોવાથી પણ જડ ક્રિયા ન કહેવાય. ચારિત્ર તપની ક્રિયાને જડ ક્રિયા કહેવી તે ચારિત્ર તપની આશાતના છે, વિરાધના છે, વિનય આરાધના નથી.

## જ્ઞાતા દ્રષ્ટાપણાની ક્રિયા, જડ ક્રિયા છે.

સ્વભાવ સમવાયથી જીવમાં જે જ્ઞાતા દ્રષ્ટાપણું છે,

જે જ્ઞાતા દ્રષ્ટાપણું છેક નિગોદમાં અને અભવ્ય જીવમાં પણ મળે છે. અગર ન મળે તો, નિગોદ જીવો અને અભવ્ય જીવો જડ થઈ જાય. તે જ્ઞાતા દ્રષ્ટાપણું મોક્ષ માર્ગમાં પુરૂપાર્થરૂપ નથી. શાશ્વતપણે સ્વભાવથી જ તે જ્ઞાતાદ્રષ્ટાપણું અનંત જીવોને હોવા છતા, તેઓ મોક્ષ પામ્યા નથી. ને જ્ઞાતાદ્રષ્ટાપણું પુરૂપાર્થ રૂપ ન હોવાની અપેક્ષાએ, જડ ક્રિયા છે, તેમ કહી શકાય.

અથવા જે જ્ઞાતાપણું અજ્ઞાનરૂપ છે, જ્ઞાનરૂપ નથી. એટલે અજ્ઞાનપણાની અપેક્ષાએ, તે જ્ઞાતાપણાની ક્રિયાને અજ્ઞાન ક્રિયા=જડ ક્રિયા કહી શકાય. પરંતુ સમ્યક ચારિત્ર તપની ક્રિયાને, જડ ક્રિયા કહી શકાય નહી.

**સ્વભાવ વાદમાં પુરૂપાર્થ વાદ ન ઘટે.**

સામો પક્ષ જે સ્વભાવ વાદની માન્યતા ધરાવે છે. અને જીવને સ્વભાવ માત્રથી જ જ્ઞાતા દ્રષ્ટા માને છે, તેના મતમાં જ્ઞાન દર્શન પામવા માટેની પ્રેરણા, કોઈ રીતે બંધ બેસે તેમ નથી.

**સ્વભાવ તેને કહેવાય કે-જે ભાવ પોતાને પુરૂપાર્થ વિનાજ સહજપણે પ્રાપ્ત છે. અને પુરૂપાર્થ તેને કહેવાય કે જે ભાવ પોતાને પુરૂપાર્થ વિના પ્રાપ્ત ન થાય તે માટે પ્રયત્ન**

કરવો એટલે જો આત્મા સ્વભાવ માત્રથી જ્ઞાતા દ્રષ્ટા છેજ તો, પછી પુરૂષાર્થની પ્રરણાની અને પુરૂષાર્થ કરવાની શું આવશ્યકતા છે ? અને જો પુરૂષાર્થ કરવાની આવશ્યકતા હોય તો, પુરૂષાર્થ કરીને જે મેળવાશે તે સ્વભાવથી પ્રાપ્ત નથી- તે સ્વભાવ નથી. તેમ માનવું જોઇએ. અને જો એમ માનવામાં આવે તો જીવ સ્વભાવ માત્રથી જ્ઞાતા દ્રષ્ટા છે, તે માન્યતા મિથ્યા ઠરે.

**જ્ઞાન દર્શન પુરૂષાર્થનો વિષય નથી.**

લોકમાં મન વચન કાયાનો યોગજ એક માત્ર પુરૂષાર્થ છે. તે સિવાય લોકમાં એક પણ પુરૂષાર્થ નથી. જ્ઞાન દર્શન તે મન વચન કાયાના પુરૂષાર્થ રૂપ નથી એટલે જ્ઞાન દર્શન તે પુરૂષાર્થ નથી.

મન વચન કાયાના તથારૂપ યોગ વડે જ્ઞાન લબ્ધિ થાય છે. અને ઉપયોગ લાગે છે. મન વડે સિદ્ધાંતનો અવગ્રહાદિ કરવાથી વચન વડે સિદ્ધાંતના વારંવાર ઉચ્ચારણાદિ કરવાથી, અને કાયા વડે સિદ્ધાંતના અવગ્રહાદિ કાલે, એકાસને બેસવાથી જ્ઞાન પર્યવો વધે છે. અને ઉપયોગ લાગે છે. તેથી સિદ્ધાંતમાં જ્યાં જ્ઞાન દર્શનની પ્રેરણા આપી છે, ત્યાં પણ અનંતર પણે મન વચન કાયાના તેવા સમ્યગ યોગ માટેજ પ્રેરણા

આપી છે. એટલે મન વચન કાયાનો યોગ જ પુરૂષાર્થ છે, તેથી નિરપેક્ષ જ્ઞાન દર્શનનો પુરૂષાર્થ સંભવજ નથી.

## સાપેક્ષ પણ યોગનોજ પુરૂષાર્થ કરે છે.

જે સામો પક્ષ એમ માને છે કે–જીવ માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ છે. યોગનો કર્તા નથી, એટલે જ્ઞાન દર્શનનોજ પુરૂષાર્થ કરવો જોઈએ.

તે પણ વાસ્તવિક રીતે તો માત્ર યોગનો જ પુરૂષાર્થ કરે છે કાયા વડે ગુરુપાસે જવું, કાન વડે પ્રવચન સાંભળવું, મન વડે તે ઉપર મનન કરવું, હાથવડે ચોપડી ઉઘાડવી, આંખ ખોલી જોવી, મોઢા વડે વાંચવી, આ બધી જ ક્રિયાઓ મન વચન કાયાનીજ ક્રિયાઓ છે.

જ્યારે જીવ જ્ઞાન દર્શન મેળવવા પ્રયત્ન કરે છે, ત્યારે આ બધી ક્રિયાઓ પોતાની મેળે થઈ જાય છે તે માન્યતા બરાબર નથી. તે બધીજ ક્રિયાને બરાબર ધારીને અને વીર્ય વડે જ કરવામાં આવે છે. તે ક્રિયા ભાવના અને વીર્ય વિના થતી નથી.

## સ્વાભાવિક જ્ઞાતા દ્રષ્ટા પણા માટે પુરૂષાર્થ નહી.

જીવમાં સ્વભાવ સમવાયથી જે જ્ઞાતા દ્રષ્ટા પણું છે,

તે જ્ઞાતા દ્રષ્ટા પણા માટે સિદ્ધાંતમાં મન વચન કાયાનો પુરૂષાર્થ કરવામાં કહેવામાં આવ્યું નથી. તે માટે પુરૂષાર્થની આવશ્યકતા પણ નથી. તે તો જીવમાં અનાદિ કાળ થકી છે જ. સિધ્ધાંતમાં તો તે જ્ઞાન દર્શનની ઉપલબ્ધિ અને ઉપયોગ માટે તદનુકુલ મન વચન કાયાના યોગના પુરૂષાર્થનો ઉપદેશ છે. કે જે જ્ઞાન દર્શન સ્વભાવ માત્ર નથી. પરંતુ પુરુષાર્થ વડે ક્ષયોપશમાદિ થઇ, તે વડે પ્રાપ્ત થનાર વિશેષ ભાવ છે. કેમકે પુરૂષાર્થ વડે પ્રાપ્ત થનાર વિશેષ ભાવ માટે જ પુરૂષાર્થનો ઉપદેશ સંગત છે. સ્વભાવ માટે પુરૂષાર્થનો ઉપદેશ વિસંગત જ છે.

## ચારિત્ર તપની ક્રિયા માટે જ પુરૂષાર્થ કરવો જોઇએ.

અવિરતિ હિંસા અને પરિગ્રહ વડે આશ્રવ થાય છે, આશ્રવ બંધનું કારણ છે, અને બંધ ચાર ગતિનું કારણ છે, અને ચાર ગતિ અલ્પ સુખ અને બહુદુઃખનું સ્થાન છે. માટે દુઃખભીરૂ અને દયાવાન જીવને આશ્રવનો ત્યાગ કરવો જોઇએ. અને ચારિત્ર તપની ક્રિયા વડે સંવર નિર્જરા થાય છે. સંવર નિર્જરા વડે મોક્ષ થાય છે. અને મોક્ષ એકાંત શાશ્વત પરમ સુખનું સ્થાન છે. માટે મુમુક્ષુ સુખાર્થી જીવને ચારિત્ર તપની ક્રિયા માટેજ પુરૂષાર્થ કરવો જોઈએ. જ્ઞાન દર્શનની ઉપલબ્ધિ અને

ઉપયોગ માટે, જે મન વચન અને કાયાનો પુરૂષાર્થ છે, તે પણ છેલ્લે તો ચારિત્ર તપની ક્રિયા પ્રાપ્તિ માટે જ છે. જે જ્ઞાન દર્શન વડે ચારિત્ર તપની ક્રિયાનું જ્ઞાન થાય, તે પ્રત્યે શ્રધ્ધા થાય, અને જીવ તે ક્રિયાને આદરે, તેજ જ્ઞાન દર્શન માટે પુરૂષાર્થ કરવો તે સમ્યક પૂરૂષાર્થ છે. શેષ જ્ઞાન દર્શન માટેનો પુરૂષાર્થ, જડ પુરૂષાર્થ છે.

## સ્વરૂપ રમણતા તે ચારિત્ર નથી.

જીવનું જે જીવત્વ છે, તે જીવનો સ્વભાવ છે. જીવત્વમાં જ્ઞાતાદ્રષ્ટા પણું વેદક પણું, અને સુખૈષણા, આ ચાર બાબતો આવે છે, તેમાંથી સામોપક્ષ જીવના સ્વભાવમાં માત્ર જ્ઞાતા દ્રષ્ટા પણુંજ માને છે. તે જ્ઞાતા દ્રષ્ટા પણામાં રમણતા, તેનું નામ ચારિત્ર નથી. તે જ્ઞાતા દ્રષ્ટા પણું મોક્ષ આપી શકે નહી.

જો સ્વભાવ રૂપ જ્ઞાતા દ્રષ્ટા પણું જ, ચારિત્ર હોય અને તેથી મોક્ષ મળતો હોય તો, નરક નિગોદ જીવને પણ ચારિત્ર માનવું જોઇએ. કેમકે સ્વભાવ રૂપ જ્ઞાતા દ્રષ્ટા પણું તો તેમાં પણ છેજ. જો ન હોય તો તે જીવ જીવ ન રહે. અજીવ થઇ જાય, તેમજ અવ્યવહાર રાશી આદિ જીવો અનાદિથી જ તે સ્વભાવ રમણતારૂપ ચારિત્રમાં અખંડપણે વર્તતા હોઇ, હજી મોક્ષ કેમ

પામ્યા નથી? નિગોદ આદિમાંજ કેમ વર્તે છે? એટલે નક્કી છે કે સ્વરૂપ રમણતા તે ચારિત્ર નથી.

## "હું માત્ર જ્ઞાતા દ્રષ્ટા છું" તેમાં રમણતા સ્વભાવ નથી.

સામોપક્ષ એમ માને છે કે જીવ માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ હોવા છતાં, જીવ પોતાને કર્તા, ભોકતા માને છે, તે વિભાવ છે. અને તે વિભાવને છોડી "હું માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ છું." તે સ્વભાવમાં આવવું, અને તેમાં ટકવું; તે સ્વભાવ રમણતા છે, અને તે ચારિત્ર છે.

આ માન્યતા બરાબર નથી. સ્વભાવ તેનું નામ કે જે પોતાના દ્રવ્યમાં સર્વકાલ અખંડપણે વર્તે, જે પોતાના દ્રવ્યમાં સર્વકાલ અખંડપણે ન વર્તે તેનું નામ સ્વભાવ નથી જ. હું માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ છું. તે ભાવ સર્વે જીવોમાં સર્વકાલ અખંડ પણે નથી મળતો માટે હું જ્ઞાતા દ્રષ્ટાજ છું, તેમાં રમણતા તે સ્વભાવ નથી. તે તો વિશેષ ભાવ છે. કેમકે તે તો કોઇ જીવ વિશેષમાં મળે છે. કોઇ વિશેષ જીવમાં નથી મળતો. એવા ભાવ અક્રિયાવાદી, મિથ્યાદ્રષ્ટિ આદિમાં મળે છે, સમ્યક ક્રિયાવાદી સમદ્રષ્ટિમાં આ ભાવ નથી મળતો.

**હું માત્ર જ્ઞાતા દ્રષ્ટા છું, તેમાં રમણતા ચારિત્ર નથી.**

"હું માત્ર જ્ઞાતા દ્રષ્ટા છું, કર્તા ભોકતા નથી." તેવી દૃષ્ટિમાં રમણતા તે ચારિત્ર નથી.

જ્યાં સુધી જીવ ભવસ્થ છે, સિધ્ધ થયો નથી. ત્યાં સુધી દરેક જીવ નિશ્ચયે કરીને જ્ઞાતા દ્રષ્ટા ઉપરાંત યોગનો કર્તા પણ છે જ. કોઇ યોગમાં અશુભ યોગનો કર્તા છે, કોઇ શુભ યોગનો કર્તા છે. તો કોઇ યોગ નિરોધનો કર્તા છે. પરંતુ કોઇ પણ જીવ સિધ્ધ જેવા યોગથી રહિત નથી. માટે મુળમાં સંસારી જીવને માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ માનવો તેજ ભૂલ છે. અને જ્યારે તે ભૂલ છે, ત્યારે તે ચારિત્ર કઇ રીતે હોઈ શકે? જ્યારે દર્શન વિશુધ્ધ થાય. ત્યારે જ ચારિત્ર પામી શકાય, દર્શન મિથ્યા હોય ત્યા ચારિત્ર સંભવ નથી જ.

**હું માત્ર જ્ઞાતા દ્રષ્ટા છું, તે ભાવ સિધ્ધ ને પણ નથી.**

અમુક એમ માને છે કે સામોપક્ષ જે જાતનું ચારિત્ર માને છે. તે સિદ્ધ ભગવાનમાં મળે છે. તે માન્યતા પણ બરાબર નથી.

સિધ્ધો એમ માને છે કે—જીવમાં જીવત્વ સ્વભાવથી જે જ્ઞાતા દ્રષ્ટા પણું હોય છે તે તો મારામાં અનાદિ કાલથી હતુંજ. પણ તેની જીવત્વ પણા સિવાય કાંઇ વધુ મહત્તા નથી. અને મને જે વર્તમાનમાં કેવલજ્ઞાન કેવલ દર્શન પ્રાપ્ત છે તે તો પૂર્વે જે યથાખ્યાત ચારિત્રપાળીને જ્ઞાનાવરણીય દર્શનાવરણીય કર્મક્ષય કર્યા હતા, તે ક્ષયના કારણે ઉત્પન્ન થયેલ ક્ષાયિક ભાવ છે. જે કર્મ સમવાયમાં સમાય છે. પરંતુ વર્તમાનનુ કેવવજ્ઞાન, કેવલદર્શન રૂપ જ્ઞાતા દ્રષ્ટા પણું તે ચારિત્ર ભાવ નથી. કેમકે ચારિત્ર તો પુરૂષાર્થ સમવાય છે, અને પુરૂષાર્થ સમવાય હવે મને નથી. હવે તો હું પુરૂષાર્થ કરી સિદ્ધ થઇ ગયેલ છું. જે સિધ્ધ નથી તેને પુરૂષાર્થ ભાવ, અને ચારિત્ર ભાવ હોઇ શકે, સિધ્ધને ચારિત્ર હોય નહી.

## સમિતિ ગુપ્તિ એજ ચારિત્ર છે.

જીવ ચેતન અને સંવેદન શીલ હોય. સુખૈષણાવાળો છે તે જીવે અજ્ઞાન અને મોહના કારણે બાહ્ય પરિગ્રહના ભોગમાં સુખ માન્યું છે. માટે તે મન વચન કાયાના યોગ વ્યાપાર વડે બાહ્ય પરિગ્રહને ભોગવે છે, પરંતું તે ભોગમાં તૃપ્તિનું અલ્પ સુખ અને અતૃપ્તિનુ બહુ દુઃખ છે, તે ઉપરાંત પરિગ્રહની પ્રાપ્તિ, રક્ષા અને વ્યય આદિમાં પણ દુંખ રહેલું છે. તે ઉપરાંત પરિગ્રહની પ્રાપ્તિ માટે તે જીવ અન્ય જીવોની હિંસાદિ કરે છે, તેને પરિણામે પણ દુઃખ પામે છે, અને જંન્મ મરણાદિ દુઃખ પરંપરાને પામે છે.

જો જીવ જ્ઞાન પામે અને મોહ છોડે અને પરિગ્રહ તથા આરંભ હિંસાથી અટકે, તેમજ પુર્વના કર્મ ક્ષય કરે તો સિધ્ધ અવસ્થામાં જ વિતૃષ્ણા આરોગ્ય અને અમરતાઆદિનું શાશ્વત સુખ પામી શકે છે. અન્યત્ર ક્યાંય પરમ સુખ નથી.

કેવલી ભગવંતના આ સર્વકાલ માટે સિધ્ધ એવા, સિધ્ધાંત વચનને જાણીને, તે ઉપર શ્રદ્ધા કરીને જ્યારે જીવ સમસ્ત પરિગ્રહના ભોગને નવે નવ કોટિએ ત્યાગ કરે, પરિગ્રહના પ્રાપ્તિ અધિકાર અને રક્ષા આદિનો ત્યાગ કરે, ત્રસ સ્થાવર સમસ્ત જીવોની સર્વ પ્રકારની હિંસાનો નવે નવ કોટિએ ત્યાગ કરે, આ રીતે મન વચન કાયાના પરિગ્રહ અને હિંસામાં જતા યોગને પ્રત્યાખ્યાન પૂર્વક અટકાવે, તે ગુપ્તિ ચારિત્ર છે. અને જ્યાં સુધી જીવન છે ત્યાં સુધી સ્વ–પરના કલ્યાણ માટે અનિવાર્ય આવશ્યક અગર ઉપકારી એવી ચાલવાની, બોલવાની, આહારની, લેવા મુકવાની, અગર ત્યાગવાની, મન વચન કાયાની ક્રિયામાં જીવ હિંસાદિ ન થાય. તથા શુભાશુભ પુદ્ગલમાં રાગદ્વેગ ન થાય, તેવી યતના રાખવી તે સમિતિ રૂપ ચારિત્ર જ વાસ્તવિક ચારિત્ર છે.. અને તે માટે જ પુરૂષાર્થ કરવાની જરૂર છે.

**ગુપ્તિ સમિતિ; નિશ્ચય ચારિત્ર છે.**

અમુક એમ માને છે કે-ગુપ્તિ સમિતિ તે વ્યવહાર ચારિત્ર છે. નિશ્ચય ચારિત્ર નથી, તે માન્યતા બરાબર નથી.

ગુપ્તિ અને સમિતિ સોએ સો ટકા ચારિત્ર હોવાથી, નિશ્ચય માં ચારિત્ર છે. અને જે જીવ સિધ્ધાંત પ્રમાણે, કષાયનો પણ અનુદય ભાવ કરીને સમિતિ ગુપ્તિ પ્રમાણે વર્તે છે. તે નિશ્ચયમાં પૂર્ણ ચારિત્રવંત છે. જે જીવ જેટલા અંશમાં સમિતિ ગુપ્તિ ભાવમાં ઉણો છે. તેને બાદ કરીને જેટલા અંશ સમિતિ ગુપ્તિ ભાવમાં વર્તે છે તેટલે અંશે તે પણ નિશ્ચયથી ચારિત્રવાન જ છે. ઉણપવાળા જીવની ઉણપને ગૌણ કરીને તેને સમગ્ર ચારિત્રવાન કહેવુ તે વ્યવહાર નય છે. **જે ઉણપ છે તે જીવની છે પરંતુ સમિતિ ગુપ્તિ પોતે ઉણપ વાળી નથી, તે તો સોએ સો ટકા ચારિત્રજ છે.** તેથી સમિતિ ગુપ્તિ પર્યવ નિક્ષેપાનુસારી નિશ્ચયનય વડે વસ્તુતઃ ચારિત્ર જ છે.

## ચારિત્ર અને તપની ક્રિયા જ મોક્ષ માર્ગ છે.

અમુક એમ માને છે કે તપની ક્રિયા તો વ્યવહાર જ છે, કેમકે અભવ્ય જીવ ચારિત્ર તપ પાળવા છતાં મોક્ષ પામતો નથી. **તે માન્યતા બરાબર નથી.**

મોક્ષની ઇચ્છા, પરિગ્રહ તથા હિંસા પ્રત્યે વિરક્તિ અને સંસારના ભય સાથે જે ચારિત્ર તપ કરવામાં આવે છે. સિદ્ધાંતમાં તે જ ચારિત્ર અને તપની સંજ્ઞા છે, તેવું ચારિત્ર સોએ સો ટકા જીવોને મોક્ષ આપે છે. અને તેરથી હિત એક ટકા જીવને પણ મોક્ષ મળતો નથી. અનંતમાં ભાગે જીવને પણ મોક્ષ મળતો નથી.

**અભવ્યને મોક્ષની ઇચ્છા આદિ ન હોવાથી તેને મોક્ષ મળતો નથી, તે તેની પોતાની ઉણપ છે. ચારિત્ર તપની તે ઉણપ નથી જ.** ચારિત્ર તપના કારણે નક્કી મોક્ષ અને, તેના અભાવે નક્કી મોક્ષનોઅભાવ છે. તેથી ચારિત્ર તપ નિશ્ચય મોક્ષ માર્ગ છે.

**પર દ્રષ્ટિના અભાવમાં ચારિત્ર આવતું નથી.**

સામો પક્ષ ચારિત્ર તપની ક્રિયાને બાહ્ય માને છે, પર માને છે. અને તે તરફની દ્દષ્ટિને પણ પર દ્દષ્ટિ માને છે. અને તે દ્દષ્ટિના અભાવમાં ચારિત્ર આવતું માને છે, તે માન્યતા બરાબર નથી.

મોક્ષની ઇચ્છા અને સંસારના ભયપૂર્વક અહિંસા અને અપરિગ્રહ આત્મક જે ચારિત્ર તપ છે, તેજ ખરેખર ચારિત્ર તપ છે. તે ચારિત્ર તપ પ્રત્યેઆદર દૃષ્ટિના અભા-

વમાં યથાર્થ ચારિત્ર કોઇપણ જીવને કોઇપણ કાળે આવતું નથી. આવવાની યોગ્યતા પણ આવતી નથી, કદાચ યથાર્થ ચારિત્ર તપ હોય તો પણ ચાલ્યું જાય છે, તે સાધુના સંસારી થઇ જાય છે. જે યથાર્થ ચારિત્ર તપ છે તે તરફથી દૃષ્ટિ ફેરવવાથી જીવ, યથાર્થ ચારિત્ર તપથી વધારેમાં વધારે દૂરને દૂર થતો જાય છે. પશ્ચિમ તરફ મોઢું હોય તો પૂર્વ તરફ જવાય જ કેમ ? ન જ જવાય તેમજ યથાર્થ ચારિત્ર તપ પ્રત્યેની દૃષ્ટિને પર દૃષ્ટિ માનનારને યથાર્થ ચારિત્ર તપ સંભવે જ નહીં.

## પર દ્રષ્ટિ હોય ત્યારે જ ચારિત્ર આવે

પ્રમાણિકપણે તો સ્વ-પર બન્ને ઉપર સમ્યગ દૃષ્ટિ થાય ત્યારેજ ચારિત્ર આવે છે. પરંતુ ન્યૂનાધિક પણાની અપેક્ષાએ વિચાર કરવો હોય તો, વધારે કરીને પરદૃષ્ટિ હોય ત્યારે જ ચારિત્ર આવે છે. જેમકે-

ચારિત્રની યોગ્યતા માટે મોક્ષની ઇચ્છા અને સંસારની ભીરૂતા બન્ને જ જોઇએ. પણ તેમાં મુખ્યત્વે સંસાર ભીરૂતા જ વધુ જોઇએ.

અહિંસામાં હું અને જગત શાશ્વત શાંતિ પામો એમ બન્નેજ જોઇએ. પરંતુ વર્તમાનમાં પોતાના દુઃખની ઉપેક્ષા અને સર્વ પર જીવોનીજ દયા મુખ્ય જોઇએ.

અપરિગ્રહમાં આત્મામાં શાશ્વત સુખ છે. બાહ્યમાં શાશ્વત સુખ નથી. એ બન્નેજ જોઇએ, પરંતુ બન્નેમાં પુદ્ગલના વિષયમાં રાગદ્વેષ વિકાર ન થાય, તેવી સાવધાની જ મુખ્ય જોઇએ. **અથવા** મન વચન કાયાના યોગ, જેને સામોપક્ષ પર કહે છે, તેના ઉપર અંકુશની દ્રષ્ટિ હોય ત્યારે જ ચારિત્ર આવે, આ રીતે પર દ્રષ્ટિ હોય ત્યારે જ ચારિત્ર આવે છે, તેમાં વિશુદ્ધિ વૃદ્ધિ થાય છે.

## ચારિત્ર પોતાની મેળે આવતું નથી.

મોક્ષ પ્રાપ્તિ માટેના પાંચ સમવાયોમાં ચારિત્ર તે પુરૂષાર્થ સમવાય છે. પુરૂષાર્થ સમવાય સર્વેને સર્વદા પ્રયત્ન વડે જ પ્રાપ્ત થાય છે. પુરૂષાર્થ કોઇ દિવસે કોઇને પ્રયત્ન વિના પ્રાપ્ત થતો જ નથી, જો પુરૂષાર્થ પ્રયત્ન વિના પ્રાપ્ત થતો હોય તો તે વસ્તુતઃ પુરૂષાર્થ નથીજ.

અનાદિ કાળથી તીર્થંકરાદિ લોકોત્તમ મહાપુરૂષોને પણ ચારિત્ર પોતાની મેળે આવ્યું નથી. તે જીવોને પણ પુરૂષાર્થ વડેજ ચારિત્રની પ્રાપ્તિ થઇ છે. તેવા જીવોએ પણ પ્રતિજ્ઞાપૂર્વક સાવદ્યયોગના પ્રત્યાખ્યાન પૂર્વક ચારિત્ર સ્વીકાર કર્યું છે, ત્યારે સર્વ જીવો માટે ચારિત્ર પોતાની મેળે આવી જાય છે. તે કથન કરવું સ્પષ્ટ મિથ્યા ઠરે છે.

આ જગતમાં જે જે પુરૂપાર્થ છે. તેમાં ચારિત્ર પુરૂપાર્થ જ સૌથી દુષ્કર દુર્લભ પુરૂપાર્થ છે, જ્યારે પુરૂષાર્થ માત્ર માટે પ્રયત્નની જરૂર છે, ત્યારે ચારિત્ર પુરુષાર્થ પોતાની મેળે પ્રાપ્ત ન થાય તે દેખીતું જ છે.

## પર દ્રષ્ટિનો અભાવ તે શું છે ?

સામો પક્ષ સ્વરૂપ દ્રષ્ટિને ચારિત્ર માને છે. અને તે સ્વરૂપ દ્રષ્ટિ પર દ્રષ્ટિનો અભાવ થતાં પોતાની મેળે આવે છે, એમ જણાવે છે ત્યાં પ્રશ્ન એ છે કે સ્વરૂપ દ્રષ્ટિ તે ચારિત્ર છે તો પર દ્રષ્ટિનો અભાવ તે શું છે? પરદ્રષ્ટિનો અભાવ ચારિત્ર છે કે નહિ ? જો ચારિત્ર છે તો પરદ્રષ્ટિના અભાવરૂપ ચારિત્રમાં અને સ્વરૂપ દ્રષ્ટિ રૂપ ચારિત્રમાં શું ફેર છે ? અને જો ફેર ન હોય તો "પર દ્રષ્ટિનો અભાવ થતાં" એ વાકય ખંડ નિરર્થક માચા બને છે. **અથવા** પર દ્રષ્ટિનો અભાવ તે શું જ્ઞાન દર્શન છે ? અગર જ્ઞાન દર્શન છે તો જ્ઞાન દર્શન પછી પરદ્રષ્ટિનો અભાવ શા માટે ? એક વસ્તુ જુદા કાળમાં શા માટે ?

## પર દષ્ટિનો અભાવ ક્યારે થાય ?

સામા પક્ષે એક પ્રશ્ન એ છે કે—પર દ્રષ્ટિનો અભાવ ક્યારે થાય છે ? જ્ઞાન દર્શન થયા પછી તુર્તજ થાય છે

કે અમુક વારથી. વિલંબથી થાય છે ? જો તરત જ થાય છે તો તમારા મત મુજબ જ્ઞાન દર્શનમાં સો એ સો ટકા અકર્તાપણાનું ભાન થયા પછી તરત જ સો એ સો ટકા સમગ્ર ચારિત્ર આવી જવું જોઇએ. તે કેમ આવતું નથી ? અને જો વાર લાગે છે, વિલંબ થાય છે, તો વારનુ વિલંબનુ કારણ શું ?

જો તમે એમ માનો કે-વચ્ચે યમ નિયમાદિની જરૂર છે, તો યોગનું કર્તાપણું આવ્યું.

જો તમે એમ માનો કે-પૂર્વના કર્મની અસર છે તો પર દ્રવ્યની અસર આવી.

જો તમે એમ માનો કે જ્યારે કાળ પરિપકવ થાય ત્યારે આવે તો, કાળ કારણ થયું, જ્ઞાન નહીં.

જો તમે એમ માનો કે વારંવાર જ્ઞાન પછી આવે તો પણ પ્રશ્ન એ છે કે વારંવાર જ્ઞાનની શી જરૂર ? એક જ વખતમાં તે પર દૃષ્ટિનો અભાવ કેમ આવતો નથી ?

જો એમ માનો કે ઉપાદાન પરિપકવ થાય ત્યારે આવે તો, ઉપાદાન કાચું પાકું હોય તેનુ કારણ શુ ?

## પ્રશ્નોત્તર બીજો

દ્રવ્યગુણ અને પર્યાયનું જ્ઞાન એજ સત્ય જ્ઞાન છે. તેના વિનાનું જ્ઞાન તે જ્ઞાનાભાસ છે.

આ માન્યતા બરાબર છે ?

ના આ માન્યતા બરાબર નથી.

ચારિત્ર તપનું જ્ઞાન એજ સમ્યગ જ્ઞાન છે.

સ્વભાવ. ભવ્યતા, કાલ, કર્મ અને પુરૂષાર્થ આ પાચ સમવાયમાંથી પુરૂષાર્થ સિવાયના ચાર સમવાયનુ જ્ઞાન તે દ્રવ્યાનુ યોગનુ અથવા દ્રવ્ય ગુણ પર્યાયનું જ્ઞાન કહેવાય છે અને પુરૂષાર્થનુ જ્ઞાન તે ચરણકરણાનુ યોગનુ, અથવા ચારિત્ર તપનુ જ્ઞાન કહેવાય છે. પુરૂષાર્થના જ્ઞાન માટે સ્વભાવાદિનુ જેટલુ જ્ઞાન લગભગ જરૂરી છે, તેવું સ્વભાવાદિનુ જ્ઞાન પણ, ચરણકરણાનુ યોગનુ જ અંગભૂત જ્ઞાન ગણવામા આવ્યુ છે.

બીજી રીતે કહીએ તો છ દ્રવ્ય, તેના ગુણો, પર્યાયો, લક્ષણો, ભેદો આદિ છ દ્રવ્યનુ જ્ઞાન, તેમજ નવતત્વમાથી

જીવ-અજીવ, પુણ્ય-પાપ, બંધ-મોક્ષ, એ છ તત્વનું જ્ઞાન તે દ્રવ્યાનુયોગનુ જ્ઞાન છે. અને આશ્રવ, સંવર, નિર્જરા તત્વનુ વિધિ નિષેધ રૂપે જ્ઞાન તે ચરણકરણાનુ યોગનુ જ્ઞાન છે. આશ્રવ, સંવર, નિર્જરા તત્વના જ્ઞાન પહેલાં જીવ-અજીવનુ જેટલુ જ્ઞાન જરૂરી છે તે ચરણકરણનુ જ અંગભૂત જ્ઞાન છે.

દ્રવ્યાનુયોગ અને ચરણાનુયોગ સિવાય, ધર્મ-કથાનુયોગ, અને ગણિતાનુયોગ એમ હજી પણ બે, એમ સર્વે ચાર અનુયોગ કહ્યા છે. પરંતુ અહીં દ્રવ્યાનુ-યોગ અને ચરણાનુયોગનો વિચાર કરીએ.

આમ તો સિધ્ધાંતનું સર્વજ્ઞાન સર્વજ્ઞ ભગવતોનું કહેલું અને સત્યજ છે. પરંતુ મોક્ષમાર્ગમાં પુરૂષાર્થ સમવાયની મુખ્યતા હોય, તે મુખ્યતાની અપેક્ષાએ, ચરિત્ર તપનું જ્ઞાન જ સત્યજ્ઞાન છે. મોક્ષ માર્ગમાં સ્વભાવાદિ સમવાયની ગૌણતા હોય, તે ગૌણતાની અપેક્ષાએ, દ્રવ્ય ગુણ પર્યાયનું જ્ઞાન સત્ય જ્ઞાન નથી.

## ચારિત્ર તપના જ્ઞાનની મુખ્યતા.

સિધ્ધાંતોમા ચારિત્ર તપના જ્ઞાનની મુખ્યતા, તેની પ્રાથમિકતા, આવશ્યકતા, સારભૂતતા આદિ ઘણી યોગ્યતાને

લઇને આપેલ છે. બાર અંગમાં આચારાંગને પ્રથમ સ્થાન અપાયું છે, જે ચારિત્ર તપના જ્ઞાન રૂપ છે. સૂત્ર કૃતાંગ આદિ જે દ્રવ્યગુણ પર્યાયના જ્ઞાનરૂપ છે. તેમને પછી સ્થાન અપાયું છે. ચતુર્વિધ સંઘને જરૂરી એવું આવશ્યક સૂત્ર તે પણ ચારિત્ર તપનું સિદ્ધાંત છે. અને તેનું જ નામ આવશ્યક સૂત્ર છે. બીજા કોઇ સિધ્ધાંતનુ નામ આવશ્યક નથી. શ્રી શય્યંભવ આચાર્યે પોતાના પુત્ર મનક માટે જે, સર્વ સિધ્ધાંતોના સાર તરીકે દશ વૈકાલિક બનાવ્યુ તે પણ ચરિત્ર તપના જ્ઞાન રૂપજ છે, એટલે ચારિત્ર તપનું જ્ઞાન પ્રાથમિકતા, આવશ્યકતા, અને સારભૂતતાની અપેક્ષાએ મુખ્ય છે. તેથી ચારિત્ર તપનું જ્ઞાનજ સમ્યગ જ્ઞાન છે. અન્ય જ્ઞાન જ્ઞાનાભાસ છે.

## દ્રવ્ય ગુણ પર્યાયના જ્ઞાનની ગૌણતા.

દ્રવ્યાનુયોગનું જેટલું જ્ઞાન ચરણાનુયોગમાં લગભગ જરૂરનું છે. તે ચરણાનુયોગમાં જ ગર્ભિત માનવામાં આવ્યું છે. તે સિવાયનું દ્રવ્યાનુયોગનું જ્ઞાન ગૌણ છે.

આમ તો દ્રવ્યાનુયોગનું જ્ઞાન ચરણને ટકાવનારૂં વધારનારૂં, અને વિશુદ્ધ કરનારૂં છે. એટલે તે જ્ઞાન પણ ઇષ્ટ જ છે, અનિષ્ટ નથી જ, પરંતુ તે જ્ઞાન

હોવુંજ જોઇએ તેમ નથી. ઘણાય જીવો જેમનો ક્ષયોપશમ મંદ હતો, કે આયુષ્યાદિ અલ્પ હતા, તેઓ દ્રવ્યાનુયોગના જ્ઞાન વિનાના હતા. છતાં તેમની સિદ્ધિ થઇજ હતી. એવંતા, અર્જુનમાળી, ગજસુકુમાર એવા અનેક જીવો દ્રવ્યાનુયોગના જ્ઞાન વિનાજ કેવલ લઇ મોક્ષ પામ્યા છે. ચરણાનુયોગના જ્ઞાન વિના ચારગતિ, અલ્પસુખ, અને બહુ દુઃખવાળી છે માત્ર મોક્ષજ એકાંત સુખમય છે. અને તે સર્વજીવની એકાત દયા અને સર્વ-ભોગ–પરિગ્રહની નિવૃતિથીજ મળી શકે છે. એવા જ્ઞાન વિના જેમ મોક્ષ નથીજ. તેમ જ્ઞાન હોય તોજ મોક્ષ થાય. એવું દ્રવ્યાનુયોગ માટે જરૂરી નથીજ. તેથી દ્રવ્ય ગુણ પર્યાયનું જ્ઞાન ગૌણ છે.

## ચરણાનુયોગનો અંગભૂત દ્રવ્યાનુયોગ કયો ?

પૃથ્વીકાય, અપકાય, તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાય, એ શસ્ત્ર પરિણત ન થાય ત્યાં સુધી બધાજ સજીવ છે. અસંખ્ય કે અનંત જીવોનો પિંડ છે. ત્રસકાય, બેઇન્દ્રીય, તેઇન્દ્રીય, ચૌરેન્દ્રીય, પંચેન્દ્રિય, તિર્યંચ, નરક. મનુષ્ય, દેવતા, એ પણ જીવ છે. એ બધા જ સુખને ઇચ્છે છે. દુઃખને નહીં, એ બધાજ જીવો અલ્પ સુખ અને બહુ દુઃખવાળા છે. સિદ્ધ પણ જીવ છે અને તેજ પરમ સુખી છે. તેજ દશા ઇષ્ટ છે, ઇત્યાદિનું જ્ઞાન ચરણાનુયોગનું અંગભૂત જ્ઞાન છે. અને તે પછી તરતજ

તે માટે કોઇ જીવને દુઃખ દેવું નહી, અને પરિગ્રહ રાખવો નહી, ઇત્યાદિ વિધિ નિષેધ તે ચરણાનુયોગ છે. ઉપર કહ્યા સિવાયનું ધર્માસ્તિકાયાદિનું જ્ઞાન ચરણાનુયોગનું અંગભૂત જ્ઞાન નથી. સંપૂર્ણ આચારાંગ દશવૈકાલિક કે આવશ્યક આદિ સિધ્ધાંતોમાં, ધર્માસ્તિકાય આદિનું નામ પણ મળતું નથી. દ્રવ્ય ગુણ પર્યાય એવા નામ પણ મળતા નથી. તેના લક્ષણાદિ કાંઇ મળતા નથી. એટલે ધર્માસ્તિકાયાદિનું જ્ઞાન તે ચરણાનુયોગનુ અંગભૂત જ્ઞાન નથી. છ કાય આદિનું જ્ઞાન જ અંગભૂત જ્ઞાન છે.

## દ્રવ્ય ગુણ પર્યાયનું જ્ઞાન જ્ઞાનાભાસ છે.

સામો પક્ષ જે દ્રવ્ય ગુણ પર્યાયનું જ્ઞાન માને છે, તેમાં સ્વભાવ, ભવ્યતા. કાલ અને કર્મ એ ચાર સમવાયમાંથી સ્વભાવ અને ભવ્યતાનેજ માન આપે છે. કાલ અને કર્મને માન આપતો જ નથી, તેને અસર કરનાર માનતો નથી. ચારિત્ર તપરૂપ પુરૂષાર્થ, તે તો ઉડાડે જ છે.

સ્વભાવાદિ સર્વ સમવાયને માન અપાય બધાને અનુક્રમે વિશેષ માન અપાય, અને ચારિત્ર તપ રૂપ પુરૂષાર્થને સર્વ શ્રેષ્ઠ મનાય તે માટેજ પૂર્વના સમવાયો માનવામાં આવે તો જ જ્ઞાન સમ્યગ જ્ઞાન છે પરંતુ જ્યારે અમુક સમવાયોને માન ન અપાય, ઉડાડાય,

સ્વરૂપ બદલાવાય, ત્યારે તે જ્ઞાન મિથ્યાજ્ઞાન બને છે. સામા પક્ષના દ્રવ્યગુણ પર્યાયના જ્ઞાનની એવીજ સ્થિતિ છે. એટલે તેનું દ્રવ્ય ગુણ પર્યાયનું જ્ઞાન, જ્ઞાનાભાસ છે.

**દ્રવ્ય ગુણ પર્યાયના જ્ઞાન વિનાનું જ્ઞાન મિથ્યા જ્ઞાન નથી.**

દ્રવ્ય ગુણ પર્યાયના જ્ઞાન વિનાનું જ્ઞાન જ્ઞાનાભાસ નથી, નવા દીક્ષાર્થી એવંતામુનિ, અર્જુનમાલી, ગજ-સુકુમાર આદિને દ્રવ્ય ગુણ પર્યાયનું જ્ઞાન નહોતું છતાં તેઓને સમ્યગ જ્ઞાનજ હતું, જ્ઞાનાભાસ નહોતું.

વડા દીક્ષાર્થીને આવશ્યક સૂત્રનું જ્ઞાન જરૂરી છે, તેમાં પણ દ્રવ્ય ગુણ પર્યાયનું જ્ઞાન નથી, છતા તે સમ્યગ જ્ઞાનજ છે.

ઉપાધ્યાય થવા માટે ન્યૂનતમ આચારાંગ-નિશીથ સિધ્ધાંતનું જ જ્ઞાન જરૂરી છે, તેમાં પણ દ્રવ્ય ગુણ પર્યાયનું જ્ઞાન નથી છતા તે સમ્યગ જ્ઞાનજ છે.

આચાર્ય થવા માટે ન્યૂનતમ વ્યવહાર બૃહત્કલ્પ દશાશ્રુતસ્કંધનું જ જ્ઞાન જરૂરી છે; તેમા પણ દ્રવ્ય ગુણ પર્યાયનું જ્ઞાન નથી છતાં તે સમ્યગ જ્ઞાનજ છે.

આચાર્ય, ઉપાધ્યાય, અને સાધુ જેવા પદ માટે પણ જ્યારે ન્યૂનતમ યોગ્યતામાં દ્રવ્ય ગુણ પર્યાયનુ જ્ઞાન જરૂરી નથી. તે વિના પણ જ્ઞાન સમ્યગ જ્ઞાન છે. તો સમ્યગ દૃષ્ટિ માત્ર થવા માટે દ્રવ્ય ગુણ પર્યાયનું જ્ઞાન જોઇએ જ, અને તે વિનાનું જ્ઞાન મિથ્યાજ્ઞાન છે, તેમ માનવું બરાબર નથી.

## તો પછી દ્રવ્ય ગુણ પર્યાય સિવાયનું જ્ઞાન કયું ?

જો કોઇ એમ કહે કે=આત્મા ચેતન અને સંવેદનશીલ હોય સુખને ઇચ્છે છે. એમ આત્માના જ્ઞાનમાં દ્રવ્યનું જ્ઞાન આવ્યું, ચેતનના જ્ઞાનમાં ગુણનું જ્ઞાન આવ્યું, અને સુખમાં પર્યાયનું જ્ઞાન આવ્યું, આ રીતે એક વાક્યમાં પણ દ્રવ્ય ગુણ પર્યાયનું જ્ઞાન આવી જાય છે. તો તે કથન બરાબર નથી.

છ દ્રવ્ય તેના ગુણ પર્યાય અને લક્ષણ ભેદ આદિનું જ્ઞાન, તે દ્રવ્ય ગુણ પર્યાયનું જ્ઞાન છે. એવુ જ્ઞાન ઉપરના વાક્યમા અગર બીજા ચારિત્ર તપ આદિના જ્ઞાનમાં નથી આવતું. એટલે આવા વાક્યમાં દ્રવ્ય ગુણ પર્યાયનું જ્ઞાન આવી જાય છે, તેમ કહેવું બરાબર નથી. અને જો કદાચ

આ રીતે દ્રવ્ય ગુણ પર્યાયનું જ્ઞાન આવી જવાનું અપે-ક્ષાથી માનવું જ હોય તો પછી, જગતમાં દરેક જ્ઞાન દ્રવ્ય ગુણ પર્યાયનું જ જ્ઞાન છે, તે સિવાયનું કોઇ જ્ઞાન રહેશે જ નહીં.



## પ્રશ્નોત્તર ત્રીજો

પ્રશ્ન ૧ લો

દ્રવ્યો ગુણો અને પર્યાયની વ્યાખ્યા સોનગઢ મતે નીચે પ્રમાણે છે.

૧. દ્રવ્ય એટલે કાયમી રહેનારો પદાર્થ, ગુણોનો સમુહ.

૨. ગુણો એટલે દ્રવ્યની ત્રિકાલી શક્તિ, આ ગુણો દ્રવ્યના સંપૂર્ણ ભાગોમાં તથા દ્રવ્યની તમામ અવસ્થામાં દ્રવ્યની સાથે જ રહે છે.

૩. ગુણના વિકારને પર્યાય કહે છે, સમય-સમયની પલટાતી અવસ્થા. તેના બે વિભાગો

(૧) સ્વભાવ પર્યાય તે બીજાના નિમિત્ત વિના પોતાના ગુણોમાં સમય સમયની અવસ્થા.

(૨) વિભાવ પર્યાય-તે બીજાના નિમિત્તથી જે વિકારી અવસ્થા થાય છે, તે અવસ્થા સમય સમયની.

## આ માન્યતા બરાબર છે ?

## ના. માન્યતા બરાબર નથી.

## (એકાંતે) દ્રવ્ય કાયમી ટકનારો પદાર્થ નથી.

આમ તો દ્રવ્યનું જે સ્વરૂપ કાયમી ટકી રહેનારૂં છે, તેને જ લઇએ અને તેના કાયમી ટકનારા નહી એવા સ્વરૂપ તરફ ઉદાસીનતા કરીએ તો, દ્રવ્ય કાયમી ટકી રહેનારો પદાર્થજ દેખાય, જેમકે દ્રવ્યનો કોઇ કાળે અભાવ થઇ વિનાશ થતો નથી, તેને જોઇએ તો દ્રવ્ય નિત્ય જણાય છે. અથવા દ્રવ્ય, દ્રવ્યજ રહે છે, ગુણ પર્યાય રૂપે થતો નથી, તેને જોઇએ તો પણ દ્રવ્ય નિત્ય જણાય છે. અથવા અમુક દ્રવ્યમાં જે અમુક ગુણ પર્યાયનો કોઇપણ કાળે વિનાશ થતો નથી. તેને લઇએ તો પણ દ્રવ્ય નિત્ય જણાય છે. જેમકે-જીવ દ્રવ્યમાં ચેતના ગુણ અને અનુભવ પર્યાયમાં હીનાધિકતા થાય પરંતુ વિનાશ થતો નથી તેથી જીવ દ્રવ્ય નિત્ય છે, પરંતુ એથી દ્રવ્ય નિત્ય જ છે, એમ માની લેવું નહીં.

બીજી રીતે જોઇએ તો, દ્રવ્ય કાયમી ટકી રહેનારો પદાર્થ નથી. જેમકે દ્રવ્યમાં થતા પરિવર્તનને ધ્યાનમાં લઇએ તો દ્રવ્ય અનિત્ય=પરિવર્તનશીલ છે. દ્રવ્યમાં સંખ્યા ક્ષેત્ર

કાલ, ભાવ, ગુણ શબ્દ આદિ અનેક અપેક્ષાએ પરિવર્તન આવે છે. દા. ત. પુદગલ દ્રવ્યમા સંઘાત ભેદને લીધે પુદ્ગલ દ્રવ્યોની સંખ્યામાં હાનિવૃદ્ધિ થાય છે. બે પરમાણુંનો એક સ્કંધ થાય તો એક દ્રવ્યની સંખ્યા ઘટે અને દ્વી પ્રદેશી સ્કંધના બે કટકા થાય તો એક દ્રવ્યની સંખ્યા વધે, પુદગલ-સ્કંધ અને સંસારી જીવની અવગાહના નાની મોટી થાય, તે એક ક્ષેત્રથી બીજા ક્ષેત્રમાં જાય, પુદગલ બાદર સૂક્ષ્મપણે અમુક કાળ ટકે અને અમુક કાલ પછી પલટે, સંસારી જીવ નરકાદિ પણે જન્મ મરણ કરે, પુદગલ કાલાથી નીલા આદિ રંગોમાં ફેરવાય, પુદગલ બાદર થઇ ગુરૂ લઘુ ગુણ પામે, અને સૂક્ષ્મ થઇ તે ગુણ ગુમાવે, જીવ સંસારીપણામાં વીર્ય ગુણ યુક્ત હોય, અને સિદ્ધ થતા વીર્ય ગુણ રહિત થાય, પુદગલ અને જીવ પરિવર્તન પામતા, જુદા જુદા શબ્દોના વાચ્ય બને એમ દ્રવ્યમાં અનિત્યતા=પરિવર્તનતા પણ છે.

## પરિવર્તન દ્રવ્યમાં છે, પર્યાયમાં નહી.

અમુક એમ માને છે કે-સંઘાત ભેદ થવો, અવગાહના નાની મોટી થવી, ક્ષેત્ર પલટવું, ગુણાદિનો ઉત્પાદ વિનાશ થવો, તે પર્યાયની અનિત્યતા છે. દ્રવ્ય તો નિત્ય છે,

તે માન્યતા બરાબર નથી, કેમકે-મુલ દ્રવ્ય પોતાની

ઉત્પન્ન આદિ કરવાની યોગ્યતા રહે છે. અને અમુક ક્ષેત્ર કાલમા યોગ્યતા નથી રહેતી. દ્રવ્યત્વનું આ અનિત્ય પણું (પરિવર્તન પણું) દ્રવ્યનું અનિત્ય પણું છે (પરિ-વર્તનપણું) જેમકે જીવ દ્રવ્ય નિગોદ આદિમાં જાય છે, ત્યારે તે દ્રવ્યમા તે કાલે કેવલજ્ઞાનાદિ ઉત્પન્ન કરવા આદિની યોગ્યતા નાશ પામે છે. અને જયારે જીવદ્રવ્ય મનુષ્યત્વ આદિને પામે છે, ત્યારે જ તેમાં કેવલજ્ઞાનાદિ ઉત્પન્ન કરી તેને ટકાવવાની યોગ્યતા ઉત્પન થાય છે. જો જીવ દ્રવ્યનુ દ્રવ્યત્વ સંસાર કાલમાં બદલાય નહી તો, જેમ જીવ દ્રવ્યમાં, સિદ્ધ દશામા એક સરખી જ પર્યાય ઉત્પન્ન વિનષ્ટ થાય છે, તેમ જીવને સંસાર દશામા પણ સર-ખીજ પર્યાય ઉત્પન્ન વિનષ્ટ થાય અને તે કોઇપણ દિવસે સિધ્ધ દશા પામે જ નહી. એટલે દ્રવ્યનું દ્રવ્યત્વ બદલાય છે, તેથી દ્રવ્ય અનિત્ય (પરિવર્તન શીલ) છે.

## કોણ દ્રવ્ય, કેવો અનિત્ય છે ?

ધર્મ અધર્મ અને આકાશ એ ત્રણે દ્રવ્યો સ્વભાવ-થીજ સદા સમાન પરિણમનવાળા છે. તેઓમાં વિષમ પરિવર્તન મુખ્યત્વે નથી. કાલ દ્રવ્યના અસ્તિત્વમાજ મત ભેદ છે, એટલે તેની ઉપેક્ષા કરીએ. જીવ દ્રવ્ય કર્મઆદિ પ્રમાણે વિષમ પરિણમન વાળા છે અને પુદગલ દ્રવ્ય

સ્વભાવથી પણ વિપમ પરિણમન વાળો છે. અને જીવના પ્રયોગ આદિથી પણ વિષમ પરિવર્તનવાળો છે.

ધર્મ અધર્મ આકાશ વિષમ પરિવર્તનના અભાવે પલટાતા નથી એમ કહ્યા છે. અને પુદગલ તથા જીવ વિપમ પરિણમનવાળા હોવાથી પલટનારા કહ્યા છે, અને પુદગલ દ્રવ્ય સ્વભાવ માત્રથી પણ પલટનારો હોય ખાસ પરિવર્તનશીલ મનાયો છે. ઉપરાંત પ્રદેશોના સંઘાત ભેદ પણ થવાથી તે વધારે પરિવર્તન શીલ=અનિત્ય કહેવાયો છે.

## નિત્ય લક્ષણ તો ગુણ પર્યાયમાં પણ મળે છે.

કોઇપણ પદાર્થનું લક્ષણ એવું હોવું જોઇએ કે તે લક્ષણ અન્ય પદાર્થમાં ન મળે. જો તે લક્ષણ અન્ય પદાર્થમાં પણ મળતું હોય તો દોષી ગણાય.

દ્રવ્યનું લક્ષણ કાયમી ટકી રહેનારો પદાર્થ, એમ માનીએ તો અમુક ગુણો અને અમુક પર્યાયો પણ કાયમી ટકી રહેનારી છે. જેમકે - જીવ દ્રવ્યમાં દર્શન ગુણ હંમેશા ટકી રહે છે. અને અભવ્ય જીવમાં અભવ્ય પર્યાય સદા ટકી રહે છે. આ રીતે જ્યારે અમુક ગુણ પર્યાય પણ કાયમી ટકી રહે છે. ત્યારે જે કાયમી ટકી

રહે તે દ્રવ્ય, આ લક્ષણ બરાબર ન હોઇ શકે.

## (એકાંતે) દ્રવ્ય ગુણોનો પિંડ નથી.

જેમ પ્રદેશોનો સમુદાય તે સ્કંધ છે, એમ ગુણોનો સમુદાય તે દ્રવ્ય હોય તો, ગુણનો પિંડ તે દ્રવ્ય એમ દ્રવ્યનુ લક્ષણ કહી શકાય. પરંતુ દ્રવ્ય તે ગુણોનો સમુદાય નથી માટે ગુણોનો પિંડ તે દ્રવ્ય આ રીતે દ્રવ્યની પરિભાષા કરી શકાય નહી.

દ્રવ્ય તો ગુણ અને પર્યાયોનો આધાર છે, જેમ ગોળ ગળપણનો આધાર છે. જેમ ગોળ ગળપણનો પિંડ નથી તેમ દ્રવ્ય પણ ગુણોનો પિંડ નથી.

જેમ ગોળ ગળપણનો આધાર છે, ગળપણનો પિંડ નથી છતા ગોળને ગળપણનો પિંડ કહી શકાય. તેમ દ્રવ્ય ગુણોનો પિંડ ન હોવા છતાં, અભેદની મુખ્યતા કહીને દ્રવ્યને ગુણોનો પિંડ કહેવો હોય તો કહી શકાય. પરંતુ યથાર્થમાં દ્રવ્ય ગુણોનો આધાર છે, ગુણોનો પિંડ નથી.

સામા પક્ષવાળા પણ ગુણને દ્રવ્યના તમામ ભાગોમાં રહેનારો માને છે, તે પ્રમાણે પણ દ્રવ્યના તમામ ભાગોનો સમુહ તે દ્રવ્ય છે. અને દ્રવ્યના તમામ ભાગો

ગુણોને આધાર આપે છે, પરંતુ ગુણનો પિંડ તે દ્રવ્ય નથી.

## દ્રવ્ય પ્રદેશોનો પિંડ હોઇ શકે.

પાંચ અસ્તિકાય દ્રવ્યોમાં ધર્મ અધર્મ અને આકાશ એ ત્રણ એક એક દ્રવ્ય છે, અને પ્રદેશ-પિંડરૂપ છે, જીવ દ્રવ્ય અનંત છે અને તે પણ સર્વેજ પ્રદેશ પિંડ રૂપ છે. પુંદગલ દ્રવ્ય અનંત છે, તેમા પરમાણું અપિંડ રૂપ છે, અને દ્વિ પ્રદેશી આદિ સ્કંધ દ્રવ્યો પ્રદેશ પિંડ રૂપ છે.

એ સર્વેમાં પરમાણુંને બાદ કરી સ્કંધ દ્રવ્યો માટે કહેવું હોય કે પ્રદેશ પિંડ તે સ્કંધ દ્રવ્ય તો તે કથન યથાર્થ છે. પરંતુ દ્રવ્યોને ગુણોનો પિંડ કહેવો તે યથાર્થ નથી.

## (એકાંતે) જીવ ગુણોનો પિંડ નથી.

પાંચ સમવાયમાં જીવમાં સ્વભાવ સમવાયથી જ જ્ઞાતા દ્રષ્ટા પણું, સંવેદનશીલતા, અને સુખૈષણા છે, તે ગુણ માત્ર છે. સદગુણ કે દુર્ગુણ નથી. પરંતુ કર્મ સમવાયથી જીવમાં જે સમ્યકત્વ આદિ છે તે

સદ્દગુણ છે. અને જે મિથ્યાત્વાદિ છે તે દુર્ગુણ છે.

પુરૂષાર્થ સમવાયથી જીવ કર્મનો આશ્રવ નિર્જરા કરી જે સદ્દગુણ દુર્ગુણ કેળવે છે, તેનીજ મુખ્યતા છે. અને તેમા સદ્દગુણને જ ગુણ તરીકે કહેવાય છે, તે મુખ્યતાને મુખ્ય કરીને, અને સદ્દગુણને જ ગુણ તરીકે માનીને કલ્પના કરીએ તો, સામાન્ય જીવો દુર્ગુણના પિંડ છે, ગુણના પિંડ નથી.

જો દરેકે જીવ ગુણોના પિંડ હોય તો, સિદ્ધ અને સંસારીમાં અંતર શું ? અને પુરૂષાર્થની આવશ્યકતા શી ? દરેક જીવને ગુણોનો પિંડ ન માનતાં દુર્ગુણનો પિંડ માનવામા આવે તો જ, સિદ્ધ અને સંસારીમાં અતર રહે. અને પુરૂષાર્થની આવશ્યકતા નકકી થાય. એટલે સામાન્ય જીવ ગુણોનો પિંડ નથી દુર્ગુણોનો પિંડ છે.

## જીવ, ગુણોનો પિંડ થઇ શકે.

અભવ્ય સંસારી જીવ ગુણોનો પિડ અનાદિથી નથી, અને ભવિષ્યમા પણ ગુણોનો પિંડ થવાનો નથી. જે ભવ્ય જીવ છે તે અનાદિથી ગુણોનો પિંડ નથી, પરંતુ તે પુરૂષાર્થ વડે ગુણોનો પિંડ, સિદ્ધ થવાની યોગ્યતા ધરાવે છે. અને કેટલાય ગુણોના પિંડ થયા પણ છે.

પણ આજે સામાન્ય સંસારી જીવ ગુણોનો પિંડ નથી.

અમુક એમ માને છે કે–સત્તાની અપેક્ષાએ તો બધા સંસારી જીવો ગુણોના પિંડ છે જ, તે માન્યતા બરાબર નથી. વર્તમાનમાં સામાન્ય સંસારી જીવોને ગુણોની લબ્ધિ હોય તો જ, વર્તમાનમાં સત્તા કહેવાય તે લબ્ધિ હમણા નથી. એટલે હમણાં સત્તા નથી. ભાવી સત્તા તે તો ભવ્યત્વ જ છે. એટલે વર્તમાનમાં સામાન્ય સંસારી જીવો ગુણોનો પિંડ નથી,

## સદ્ગુણ–દુર્ગુણ પર્યાય નથી.

અમુક એમ માને છે કે–સદ્ગુણ–દુર્ગુણ એ બન્ને તો ગુણની પર્યાયો છે. અને તેમાં સદ્ગુણ પર્યાય આજે ન હોય, પરંતુ સદ્ગુણ જે ગુણની પર્યાય છે તે ગુણ તો આજે પણ હોય જ, તે માન્યતા બરાબર નથી.

ભવ્યાદિ સમવાયમાં સદ્ગુણ–દુર્ગુણને ગુણની પર્યાય માનવામાં આવી નથી, પરંતુ સદ્ગુણને ગુણ અને દુર્ગુણને તેનો પ્રતિપક્ષ માનવામાં આવ્યો છે. અને તે અપેક્ષાએ જ અહીં તેનો વિચાર મુખ્ય છે. એટલે સદ્ગુણ દુર્ગુણ ને પર્યાય માનવી બરાબર નથી, સદ્ગુણને ગુણ માનીને સામાન્ય સંસારી જીવ વર્તમાનમાં ગુણનો પિંડ નથી તેમ માનવું જ બરાબર છે.

## બધા ગુણો દ્રવ્યની ત્રિકાળી શક્તિ નથી.

સ્વભાવ સમવાયની અપેક્ષાએ જીવમાં જે જ્ઞાન, દર્શન, અનુભવ, સુખપ્રિયતા આદિ ગુણો છે, તે જીવમાં ત્રિકાલ છે તે બરાબર છે. પરંતુ સ્વભાવ જ એક સમવાય નથી બીજા પણ પુરૂષાર્થ આદિ સમવાય છે, અને તે અપેક્ષાએ ગુણ દ્રવ્યની ત્રિકાલી શક્તિ નથી.

મોક્ષ પ્રાપ્તિમાં પુરૂષાર્થ સમવાય તરીકે ચારિત્ર-તપને ગુણ માનવામાં આવ્યા છે. તે ગુણો ત્રિકાલી નથી. જો તે ગુણો ત્રિકાલી હોય તો, નિગોદ આદિને પણ ચારિત્ર તપ માનવો જોઇએ, અને સિધ્ધોને પણ ચારિત્ર તપ માનવો જોઇએ, અને એમ માનીએ તો હજી સુધી શેષ નિગોદ જીવો કેમ સિધ્ધ ન થયા ? સિદ્ધ થનાર અને ન થનાર બન્નેમાં ત્રિકાલ ચારિત્ર તપ હોય તો, સિધ્ધો કૃતકૃત થઇ શકશે નહી, કારણ કે તેમને પણ પુરૂષાર્થ ચાલુ જ છે. અને પુરૂષાર્થ સતત ચાલુ હોય તો પરમસુખ ભોગવી શકાય નહી. કેમકે પુરૂષાર્થનુ પરિણામ સુખ છે, પુરૂષાર્થ પોતે તો શ્રમ છે, એટલે પુરૂષાર્થ સમવાયની અપેક્ષા ગુણો સાદિ સાત જ છે ત્રિકાલી નહી.

કર્મ સમવાયમાં ઘાતિકર્મના ક્ષયાદિ થયે ગુણ ઉત્પન્ન થાય છે. અને પુણ્યના ઉદયે ગુણ ઉત્પન્ન થાય

છે. જેમકે તીર્થંકરોના કેવલજ્ઞાનાદિ ગુણો ક્ષાયિક છે, અને ઇન્દ્ર પૂજ્યત્વ આદિ ગુણો પુણ્ય ઔદયિક છે, એટલે કર્મ સમવાયમાં પણ ગુણો ત્રિકાલી નથી. કર્મના સર્વથા અભાવ થયે કેવલજ્ઞાન કેવલદર્શન, ક્ષાયિક સમ્યકત્વ, અને સિદ્ધત્વ સિવાય, અન્ય વીર્યાદિ લબ્ધિઓનો પણ નાશ થાય છે. એટલે ગુણો ત્રિકાલી નથી.

કાલાદિ સમવાયમાં જીવને અર્ધપુદગલ પરાવર્તન આદિ જે કાળ મળે છે. તે પણ સાદિ સાંત છે. દ્રવ્યાદિની જે અનુકૂલતા મળે છે. તે પણ સાદિ સાંત છે.

ભવ્યત્વ સમવાયમાં ભવ્યત્વ ગુણ અનાદિ સાંત છે. મોક્ષ થતા ભવ્યત્વ ગુણ વિનાશ પામે છે. એટલે ભવ્યત્વ સમવાયની અપેક્ષાએ પણ ગુણ દ્રવ્યની ત્રિકાલી શકિત નથી.

આ રીતે સર્વ ગુણો દ્રવ્યની ત્રિકાલી શકિત નથી, કેટલાક ગુણો ચારિત્ર આદિ સાદિ સાંત છે, કેટલાક ગુણો વીર્ય આદિ અનાદિ સાંત છે. છતાં પણ સ્વભાવ ગુણનીજ વિવક્ષા કરીને કે જે ગુણો દ્રવ્યની ત્રિકાલી શકિત હોય છે, ગુણોને નિત્ય કહેવા હોય તો તે અપેક્ષા વચન કહી શકાય અને તે બરાબર છે.

**અનિત્ય ગુણો ઉત્પન્ન—વિનષ્ટ થાય છે.**

અમુકનો પ્રશ્ન એ છે કે—જો ગુણો દ્રવ્યની ત્રિકાલી શકિત નથી તો તે ગુણો કયાંથી આવે છે ? અને કયાં જાય છે ? તે ગુણો કદાચ પ્રગટ ન હોય તો સત્તામાં તો હોવા જ જોઇએ ને ? નહીં તો જે વસ્તુ સત્તામાં જ નથી તો આવે જ કયાંથી ? શું બહારથી આવે અને બહાર વઇ જાય ?

ઉત્તર એ છે કે—જેમ દ્રવ્યમાં દ્રવ્યત્વ વડે પર્યાયો ઉત્પન્ન વિનષ્ટ થાય છે. તે પર્યાયો સત્તામાં પડેલી હોય અને બહાર આવતી હોય અને બહાર આવી ફરી સત્તામાં વઇ જતી હોય તેમ નથી, અથવા બહારથી આવતી જતી હોય તેમ પણ નથી, પરંતુ દ્રવ્યત્વ વડે ઉત્પન્ન વિનષ્ટ થાય છે, તેમ અનિત્ય ગુણો દ્રવ્યમાં દ્રવ્યત્વ વડે ઉત્પન્ન વિનષ્ટ થાય છે, સત્તામાં રહેલા છે, અને બહાર પ્રકટ થાય છે તેમ નથી. અગર બહારથી આવે જાય છે. તેમ પણ નથી.

## (બધા) નિત્ય ગુણ પણ સર્વથા નિત્ય નથી.

જે ગુણો દ્રવ્યની ત્રિકાલી શકિત છે. કોઈ કાલે જે ગુણો અભાવરૂપ નહોતા, અને અભાવરૂપે થવાના નથી. તે ગુણોને પણ તેમના નિત્યત્ત્વ અંશને લઇને જ નિત્ય કહેવામા આવે છે. પરંતુ તે ગુણો પણ સર્વથા નિત્ય

નથી તે ગુણો પણ પોતાના અનિત્ય અંશ વડે અનિત્ય છે.

જેમકે–પુદગલમાં સ્પર્શ ગુણ નિત્ય છે. પરંતું તે સ્પર્શ ગુણ સ્નિગ્ધ સ્પર્શથી રૂક્ષ સ્પર્શ આદિ પર્યાય પલટાય છે, અને આમ સ્પર્શ સ્પર્શાન્તરમાં પલટાતો અનિત્ય છે. અથવા સ્નિગ્ધ સ્પર્શ એક ગુણ સ્નિગ્ધતાથી સંખ્યગુણ અસંખ્ય ગુણ, અને અનંત ગુણ, સ્નિગ્ધતા આદિમાં પલટાય છે. અને આમ સ્પર્શની હાનિ વૃદ્ધિમા પલટાતો અનિત્ય છે. અથવા સ્નિગ્ધ સ્પર્શ સ્નિગ્ધત્વની હાની વૃદ્ધિથી બીજાથી જોડાય કે છુટો પડે છે. આ રીતે સ્પર્શ ક્રિયાન્તરથી પલાટાતો અનિત્ય છે.

જેમ સ્પર્શ ગુણ–સ્પર્શાન્તર, સ્પર્શની હાનિવૃદ્ધિ અને સ્પર્શની ક્રિયા ભિન્નતા વડે અનિત્ય છે. તેમજ જીવના ચેતનાદિ ગુણો પણ જ્ઞાનાંતર, જ્ઞાન પર્યાયની હાનિ વૃદ્ધિ અને જાણવા જોવાની ક્રિયાની ભિન્નતા આદિ વડે અનિત્ય (પરિવર્તનશીલ) છે.

ગુણની જે આ અનિત્યતા બતાવવામાં આવી છે, તે માત્ર પર્યાયની જ અનિત્યતા નથી. ગુણની પણ અનિત્યતા છે. પર્યાય ઉત્પાદ વિનાશ વડે અનિત્ય છે તો ગુણ પર્યાયાંતરમાં પલટાવવા વડે અનિત્ય છે,

જો ગુણો નિત્યજ રહે, ગુણોનું પરિવર્તન ન થાય તો પ્રસ્તુત પર્યાય તત્વનો અભાવ જ થાય. પર્યાયની ઉત્પાદ વિનાશ સ્થિતિ ન બને, કેમકે ગુણનો પરિવર્તન એજ પર્યાયનો ઉત્પાદ વિનાશ છે. અને ગુણનું તે પરિવર્તન અવસ્થામાં રહેવું તે જ પર્યાયની સ્થિતિ છે. એટલે ગુણોનુ પરિવર્તન માનવું જ જોઇએ, અને તેથી ગુણોને અનિત્ય માનવા જોઇએ.

સામોપક્ષ પણ પર્યાયની વ્યાખ્યામાં ગુણનો વિકાર તે પર્યાય એમ કહે છે. તે પ્રમાણે પણ ગુણમાં વિકાર=પરિવર્તન થાયજ છે, અને તેથી ગુણ અનિત્ય પણ છે જ.

**અવ્યવસ્થા નહી થાય.**

અમુકનો પ્રશ્ન એ છે કે—જો આ રીતે ગુણ સત્તામાં ન હોય, અને ઉત્પન્ન વિનષ્ટ થતા હોય, તો પછી ક્યારેક જીવના ગુણો અજીવમા ઉત્પન્ન વિનષ્ટ થાય અને અજીવના ગુણો જીવમાં ઉત્પન્ન થાય તો અવ્યવસ્થા ઉભી નહી થાય ?

ઉત્તર એ છે કે—જેમ પર્યાયો ઉત્પન્ન વિનષ્ટ થનારી હોવા છતાં, જે ગુણની જે પર્યાયો હોય તે પર્યાયો તે ગુણમાંજ ઉત્પન્ન વિનષ્ટ થાય અન્ય દ્રવ્યમાં ઉત્પન્ન વિનષ્ટ ન થાય. તેમ જે દ્રવ્યમા જે ગુણો ઉત્પન્ન વિનષ્ટ

થવા યોગ્ય છે, તેમાંજ તે ગુણો ઉત્પન્ન વિનષ્ટ થાય છે. અન્ય દ્રવ્યોમાં તે ગુણો ઉત્પન્ન વિનષ્ટ નહી થાય. એટલે જીવના ગુણો કોઈ પણ કાલે અજીવ દ્રવ્યમાં ઉત્પન્ન વિનષ્ટ થવાના નથી. અને અજીવ દ્રવ્યના ગુણો જીવ દ્રવ્યમાં ઉત્પન્ન વિનષ્ટ થવાના નથી. એટલે ગુણને ત્રિકાલી શકિત ન માનવા છતાં, દ્રવ્ય સાથે નિયત માનવાથી અવ્યવસ્થા નહી થાય.

## ગુણનો વિકાર, એજ પર્યાય નથી.

વિકાર, શબ્દના પદાર્થ અને સમવાય પ્રમાણે અનેક જુદા જુદા અર્થો થાય છે. **સ્વભાવ સમવાય પ્રમાણે સ્વભાવનું બદલવું તે વિકાર છે. ભવ્યત્વ સમવાય પ્રમાણે યોગ્યતા ન હોવી તે વિકાર છે. કાલ સમવાય પ્રમાણે નવા જુની તે વિકાર છે. કર્મ સમવાય પ્રમાણે બંધ મોક્ષ પુણ્ય પાપ તે વિકાર છે. પુરૂષાર્થ સમવાય પ્રમાણે ઉચિત અનુચિત આચરણ તે વિકાર છે.** આમ વિકારના આ અને બીજા ઘણા અર્થો થાય છે. ઘણું કરીને બગાડને વિકાર કહેવામાં આવે છે.

તેમાં ગુણમાં જે વિકાર આવે છે, તે જ પર્યાય નથી. પરંતુ ગુણના વિકારને લઇ દ્રવ્યમાં જે વિકાર

આવે છે, અગર શીઘોજ દ્રવ્યમાં જે વિકાર આવે છે, તે પણ પર્યાય છે, જેમકે—જીવ દ્રવ્યની અવગાહના નાની મોટી થાય; પુદ્‌ગલ દ્રવ્યના પ્રદેશો ઓછા વધુ થાય, તે માત્ર ગુણુનો વિકાર નથી, દ્રવ્યનો પણ વિકાર છે, અને તે પણ પર્યાય છે, એટલે ગુણનો વિકાર તેજ પર્યાય એવી માન્યતા બરાબર નથી.

ગુણના વિકારને લઇને દ્રવ્યમાં જે વિકાર આવે છે, તેને ગુણના જ વિકાર માનવામાં આવે અને દ્રવ્યના વિકાર ગૌણ કરવામાં આવેતો ગુણના વિકાર તે પર્યાય. એમ કહેવું હોય તો તે અપેક્ષા વચન કહી શકાય અને તે બરાબર જ છે.

## બધીજ પર્યાયો ક્ષણિક નથી.

પર્યાયો ક્ષણ ક્ષણમાં પલટે એવી પણ છે. અને સંખ્યકાલ, અસંખ્યકાલ, અનંતકાલ, તથા સર્વકાલ ટકે એવી પર્યાયો પણ છે.

જ્યારે આપણે ક્રિયા પર્યાયને ધ્યાનમાં લઇએ, તો તે પર્યાય ક્ષણાક્ષણામાં પલટનારી છે. કેમકે દરેક પર્યાય પ્રથમ સમયમાં ઉત્પન્ન થઇ, તેજ સમયમાં પોતાનુ કાર્ય કરી બીજા સમયમાં નષ્ટ થઈ જાય છે, પરંતુ દરેક પર્યાયો ક્ષણક્ષણમા પલટે છે એમ નથી.

દા. ત. જીવની સંખ્યા પર્યાય નિત્ય છે, જીવોની જેટલી સંખ્યા છે, તે શાશ્વતપણે જેટલી છે, તેટલી જ છે, વધતી ઘટતી નથી. તેમજ દરેક જીવની જે પ્રદેશ પર્યાય છે, તે પણ નિત્ય છે. દરેક જીવના લોકાકાશ પરિણામ જે પ્રદેશો છે, તે તેટલા જ રહેવાના છે. વધવા ઘટવાના નથી. ધર્માસ્તિકાય આદિ અવગાહના પર્યાય નિત્ય છે, સર્વદા તે લોક વ્યાપી જ રહે છે, તેમાં સંકોચ વિસ્તાર આવતો નથી. પુદગલમાં વર્ણાદિ ગુણની જે કાલ આદિ પર્યાય છે, તે સંખ્ય અસંખ્ય કાલ સુધી ટકે છે. પુદગલ ક્ષણક્ષણમાં કાલા થી નીલા આદિ રંગમાં પલટાતો નથી. પુદગલમાં કાલાદિમાં એક ગુણ કાલ આદિ જે પર્યાય છે, તે પણ માત્ર એક સમયની જ નથી. સંખ્ય અસંખ્ય, કાલ આદિ ટકનારી છે. જીવમાં જે કેવલજ્ઞાનની અનંત પર્યાયો છે તે સાદિ અનંત છે. એટલે તે પર્યાય આવ્યા પછી પલટાતી નથી જ.

આવી અનેક પર્યાયો છે કે જે, ક્ષણક્ષણમાં પલટાતી નથી. એટલે ક્ષણ ક્ષણમાં પલટાય તે પર્યાય, આ કથન બરાબર નથી.

## જીવમાં સ્વભાવ પર્યાય, સર્વથા સ્વાભાવિક નથી.

જીવમાં જે જ્ઞાતા દ્રષ્ટાપણું, સંવેદનશીલતા અને

ગુણપ્રિયતા આદિ સ્વભાવ પર્યાય છે. તેમાં સ્વભાવ પણ કારણ છે: પરંતુ સ્વભાવજ કારણ છે=પોતેજ કારણ છે. બીજો પદાર્થ કારણ નથી જ એવી માન્યતા બરાબર નથી.

જીવમાં જે જ્ઞાતા દ્રષ્ટા પણામા અને સંવેદન શીલતામાં જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ પણ કારણ છે. જીવ ઉપર ગમે તેવા જ્ઞાનાવરણીય કર્મના આવરણ હોય છતાં પણ. અમુક જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ હોયજ છે. અને તેથીજ દરેક જીવમાં જ્ઞાતા દ્રષ્ટા પણું અને સંવેદન શીલતા રહે છે. આ રીતે જીવમાં સ્વભાવ પર્યાયમાં સ્વભાવ સમવાય ઉપરાંત કર્મ સમવાય પણ કારણ છે જ. માત્ર સ્વભાવજ કારણ માનવું તે બરાબર નથી. સ્વભાવને મુખ્ય કરીને તથા ક્ષયોપશમને ગૌણ કરીને બીજું કારણ નથી, એમ અપેક્ષા વચન કહેવું તે જુદી વાત છે.

એવીજ રીતે જીવમાં દર્શનાવરણીય. મોહનીય તથા અંતરાય કર્મનો પણ અનાદિથી ક્ષયોપશમ ભાવ હોય જ છે, અને તેથી જ બીજી પણ સ્વાભાવિક પર્યાયો માનવી. સ્વાભાવિક પર્યાય સર્વથા સ્વભાવથી માનવી નહીં.

**સ્વભાવ પર્યાય, અવિકારી જ નથી.**

વિકારનો એક અર્થ છે-બદલવું, સ્વભાવ પર્યાયને જ્યારે સ્વભાવ સમવાય વડે જ જોવામાં આવે, ત્યારે જીવની સ્વભાવ પર્યાય અન્ય રૂપમાં બદલાતી નથી. સમાન રૂપમાં જ રહે છે, પરંતુ જ્યારે સ્વભાવ પર્યાય જેમાં કર્મ આદિ સમવાય પણ કારણ છે, તેને કર્મ આદિની અપેક્ષાએ જોવામા આવે છે, ત્યારે તે સ્વભાવ પર્યાય પણ વિકારી છે=અન્ય રૂપમાં બદલાય છે.

જેમકે-આત્મામાં જ્ઞાતા દ્રષ્ટાપણું સ્વભાવ પર્યાયની અપેક્ષાએ સમાન રૂપે છે. પરંતુ કર્મ સમવાયની અપેક્ષા એ મિથ્યાત્વીને જ્ઞાતા દ્રષ્ટા પણું અજ્ઞાનપણે, મિથ્યાત્વ પણે છે. અને તે જ્ઞાતા દ્રષ્ટા પણું જ્યારે મિથ્યાત્વી, સમ્યકત્વી થાય ત્યારે જ્ઞાન પણે અને સમ્યકત્વ પણે બદલાય છે.

અથવા જીવને સુખેચ્છા સ્વભાવ સમવાયથી સમાન-પણે છે. પરંતુ મોહકર્મના સમવાય પ્રમાણે મોહી જીવને વિષય સુખની ઇચ્છા છે, અને મોહ કર્મનો તથારૂપ ક્ષયોપશમાદિ થતાં તે સુખેચ્છા અવ્યાબાધ શાશ્વત સુખેચ્છાપણે બદલાય છે, એટલે સ્વભાવ પર્યાય અવિ-કારી જ નથી, વિકારી પણ છે.

**સ્વભાવ સિવાયની પર્યાયો બીજાના કારણથી જ થાય તેમ નથી.**

જીવમાં જીવત્વ પર્યાય તે સ્વભાવ પર્યાય છે, અને જીવત્વ સિવાયની પર્યાયો સ્વભાવંતર પર્યાયો છે. જીવની જીવત્વ સિવાયની બીજી ઘણી પર્યાયો છે. તેમાં અમુક પર્યાયોમાં બીજા દ્રવ્યો પણ કારણ છે. પરંતુ સ્વભાવંતર સર્વે પર્યાયોમાં બીજા દ્રવ્ય કારણ હોય જ એમ નથી.

જેમકે–જીવમાં જીવત્વ સિવાયની ભવ્યત્વ, અભવ્યત્વ પર્યાયો છે. તેમાં બીજો કોઇ દ્રવ્ય કારણ નથી. જીવમાં ભવ્યત્વ અભવ્યત્વ બીજાં કોઇપણ દ્રવ્યના કારણ વિના અનાદિથી જ વર્તે છે ભવ્યત્વ મોક્ષ ન થાય ત્યાં સુધી, અને અભવ્યત્વ સદાકાલ બીજા દ્રવ્યના કારણ વિના ટકે છે. એટલે સ્વભાવાન્તર પર્યાયો બીજા દ્રવ્યના કારણથી જ થાય છે. એવી માન્યતા બરાબર નથી.

અમુક લોકો–ભવ્યત્વ પર્યાયને પણ સ્વભાવ પ્રર્યાય માને છે તે બરાબર નથી. કેમકે સ્વભાવ પર્યાય ત્રૈકાલિક હોય છે, અને ભવ્યત્વ પર્યાય ત્રૈકાલિક નથી. ભવ્યત્વ પર્યાયમાં અન્ય દ્રવ્ય કારણ નથી. માટે તેને સ્વભાવ પર્યાય માનવી હોય તો તે અપેક્ષા વચનની વાત જુદી છે.

**સ્વભાવંતર પર્યાયો અવિકારી પણ છે.**

અવિકારીનો એક અર્થ છે–ન બદલવું. જીવમાં

જીવત્વ સિવાયની પર્યાયો સ્વભાવંતર પર્યાયો છે, તેમાં અનેક પર્યાયો વિકારી છે=બદલનારી છે, પરંતુ સ્વભાવંતર બધી જ પર્યાયો બદલાય જ છે, તેમ નથી.

જેમકે જીવમાં અભવ્યત્વ પર્યાય સ્વભાવંતર પર્યાય છે, પરંતુ અભવ્યત્વ પર્યાય બદલાતી નથી. અભવ્ય જીવમા અભવ્યત્વ પર્યાય શાશ્વતપણે સર્વકાલ રહે જ છે. રૂપાંતરપણાને પામતી નથી. માટે સ્વભાવંતર પર્યાયો સર્વે વિકારી જ છે.=વિસદ્રશ પણે બદલનારી જ છે તેમ માની શકાય નહી.

## સ્વભાવ પ્રર્યાયો પ્રશસ્ત જ નથી.

અવિકારીનો એક અર્થ છે—પ્રશસ્ત. જીવમાં જીવત્વ સ્વભાવ પર્યાયમાં, જ્ઞાતા દ્રષ્ટા પણું આદિ આવે છે. તે પર્યાયો તે સ્વભાવ માત્રથી જોવામાં આવે તો, તે પર્યાયો પ્રશસ્ત પણ નથી, અને અપ્રશસ્ત પણ નથી. પણ જ્યારે મોક્ષ પ્રાપ્તિના અન્ય સમવાયોથી જોવામાં આવે તો તે સ્વભાવ પ્રર્યાયો પ્રશસ્ત પણ છે, અને અપ્રશસ્ત પણ છે. સમ્યકત્વની જ્ઞાતા દ્રષ્ટા પર્યાય જ્ઞાન પણે અને સમ્યકત્વપણે હોય, પ્રશસ્ત છે. અને મિથ્યા દ્રષ્ટિને અજ્ઞાનપણે અને મિથ્યાપણે હોય અપ્રશસ્ત છે, ચારિત્ર વ્રતની મોક્ષસુખેચ્છા પર્યાય પ્રશસ્ત છે અને મોહી જીવની વિષય

સુખેચ્છા પર્યાય અપ્રશસ્ત છે. એટલે સ્વભાવ પ્રર્યાય પ્રશસ્ત જ છે એમ નથી. એટલે સ્વભાવનો રાગભાવ બરાબર નથી.

## સ્વભાવંતર પર્યાયો અપ્રશસ્ત જ નથી.

વિકારીનો એક અર્થ છે—અપ્રશસ્ત. જીવમાં જીવત્વ સિવાયની પર્યાયો સ્વભાવંતર પર્યાયો છે. તેમાં અમુક પર્યાયો અપ્રશસ્ત છે. પણ બધી જ સ્વભાવંતર પર્યાયો અપ્રશસ્ત જ છે એમ નથી. જીવમાં અભવ્યત્વ પર્યાય સ્વભાવંતર પર્યાય છે તે અપ્રશસ્ત છે, તો ભવ્યત્વ સ્વભાવંતર પર્યાય પ્રશસ્ત છે. પુરૂષાર્થ ભાવ સ્વભાવંતર ભાવ છે, તેમાં આશ્રવભાવ અપ્રશસ્ત છે, અને સંવર નિર્જરા ભાવ પ્રશસ્ત છે. કર્મભાવ સ્વભાવંતર ભાવ છે, તેમાં બંધ ભાવ અને પાપ ભાવ અપ્રશસ્ત છે, અને મોક્ષ ભાવ તથા પુણ્યભાવ પ્રશસ્ત છે. કાલભાવ સ્વભાવંતર ભાવ છે, તેમાં કૃષ્ણપક્ષીનો કાલ અપ્રશસ્ત છે, અને શુક્લપક્ષીપણાનો કાલ પ્રશસ્ત છે.

આ રીતે સ્વભાવંતર પર્યાયો પ્રશસ્ત અપ્રશસ્ત બન્ને જ છે. સ્વભાવંતર પ્રર્યાય માત્ર પ્રશસ્ત જ નથી.

સ્વભાવંતર પર્યાયોમાં જે પ્રશસ્ત પર્યાયો છે તેને સ્વભાવ પ્રર્યાય માનીને અને શેષ અપ્રશસ્ત પર્યાયોને જ સ્વભાવંતર પર્યાયો માનીને સ્વભાવંતર પર્યાયોને અપ્રશસ્ત કહેવી તે અપેક્ષા વચનની વાત જુદી છે.

## દ્રવ્ય, ગુણ, પર્યાયની નિર્દોષ પરિભાષા.

ઉત્તરાધ્યયન અધ્યયન ૨૮માં દ્રવ્ય ગુણ પર્યાય એટલે શું ? તે બતાવતા કહ્યું છે કે **જે-ગુણ અને પર્યાયને આધાર આપે તે દ્રવ્ય. જે એક માત્ર દ્રવ્યને આધારે રહે તે ગુણ. અને જે દ્રવ્ય તથા ગુણ બન્નેને આધારે રહે તે પર્યાય.**

**જેમકે-જીવ તે દ્રવ્ય, જ્ઞાન તે ગુણ, અને જાણવું તે પર્યાય. આમાં જીવ દ્રવ્ય, જ્ઞાન ગુણ અને જાણવું પર્યાય બન્નેને આધાર આપે છે. જ્ઞાન ગુણ માત્ર એક જીવ દ્રવ્યને આધારે રહે છે. અને જાણવું પર્યાય જીવ દ્રવ્ય અને ગુણ બન્ને ને આધારે રહે છે.**

દ્રવ્ય ગુણ પર્યાયના આ લક્ષણો નિર્દોષ છે, કેમકે તેમાં કોઇ ન્યૂનાધિકતા કે વિપરીતતા નથી. દ્રવ્ય ગુણ

પર્યાયની બીજી સર્વ વ્યાખ્યાઓ જેમકે દ્રવ્ય એટલે નિત્ય પદાર્થ, ગુણ એટલે દ્રવ્યની ત્રિકાલી શકિત અને અને પર્યાય એટલે ક્ષણિક અવસ્થા, ઇત્યાદિ સાપેક્ષ વ્યાખ્યાઓ છે સાપેક્ષતા સહિત તે માન્ય છે પરંતુ તે વ્યાખ્યાઓ નિરપેક્ષ બનતા મિથ્યા બને છે.

—*—

## પ્રશ્નોત્તર ચોથો

પ્રશ્ન ચોથો

દ્રવ્ય ત્રિકાળી શુદ્ધ છે, સત્તામાં શુદ્ધતા જ રહેલી છે. તે પ્રમાણે ગુણો પણ સત્તાએ શુદ્ધ જ છે. વિકાર છે, તે ફક્ત પર્યાયમાં જ છે.

દરેક ગુણો તો શુદ્ધ જ છે તેમાંથી નિકળતી પર્યાય પણ શુદ્ધ છે. પરંતુ આપણું લક્ષ પર તરફ હોઇને તે શુદ્ધ (સ્વભાવ) પર્યાય તે વિકારી (અશુદ્ધ) પર્યાય થઇ જાય છે. કેમકે દૃષ્ટિ સ્વરૂપ તરફ નથી, પરતરફ છે, માટે પર્યાય દૃષ્ટિ છોડી, દ્રવ્ય દૃષ્ટિ કરી પશ્ચિમ તરફ છો, તો પૂર્વ તરફ આવી જા અને તે હેઠ મોક્ષ સુધી લઇ જાય છે.

આ માન્યતા બરાબર છે ?

ના આ માન્યતા બરાબર નથી.

દ્રવ્ય ગુણ શુદ્ધ અને પર્યાય વિકારી નથી.

અમુક પ્રકરણમાં શુધ્ધ એટલે પરિવર્તન વિનાનું અને વિકારી એટલે પરિવર્તન વાળું, આવો અર્થ થાય છે.

જ્યારે દ્રવ્ય અને ગુણના નિત્ય અંશને જોઇએ ત્યારે દ્રવ્ય ગુણ શુદ્ધ=પરિવર્તન વિનાના દેખાય છે. અને જ્યારે પર્યાયના અનિત્ય અંશને જોઇએ ત્યારે પર્યાય વિકારી=પરિવર્તન વાળી દેખાય છે. અને તે અપેક્ષાએ દ્રવ્યને, ગુણને શુદ્ધ, અને પર્યાયને વિકારી કહેવાય છે.

પરંતુ દ્રવ્ય ગુણ સર્વથા શુદ્ધ=પરિવર્તન વિનાના નથી, કેમકે દ્રવ્ય ગુણ પણ અમુક રીતે વિકારી છે= પરિવર્તન વાળા છે. અને પર્યાય સર્વથા વિકારી=પરિવર્તનવાળી નથી. કેમકે પર્યાય પણ અમુક રીતે શુદ્ધ= પરિવર્તન વિનાની છે. એટલે દ્રવ્ય ગુણ પર્યાય ત્રણે અમુક રીતે શુધ્ધ અને અમુક રીતે વિકારી છે. દ્રવ્ય ગુણ શુધ્ધ જ છે, અને પર્યાય વિકારી જ છે આવી માન્યતા બરાબર નથી.

દ્રવ્ય ગુણ કેમ પરિવર્તનવાળા છે=અનિત્ય છે, અને પર્યાય કેમ અક્ષણિક છે, આ બાબત હમણા જ ત્રીજા પ્રશ્નોતરમાં લખવામાં આવી ગયેલ છે.

**શુધ્ધ અને વિકારી શબ્દનો અર્થ ભ્રમ.**

સામાન્ય રીતે શુદ્ધ એટલે પવિત્ર કે ખરાબ ભેળ-સેળ વિનાનું, આ રીતે અર્થ થાય છે. અને વિકારી એટલે ખરાબ ભેળસેળવાળું કે બગાડવાળું આવો અર્થ થાય છે. અને એ અર્થ અનુસાર સામાન્ય લોકો શુદ્ધ પ્રત્યે આદર બુદ્ધિ રાખે છે અને વિકારી પ્રત્યે અનાદર બુદ્ધિ રાખે છે.

એટલે જ્યારે દ્રવ્ય ગુણને શુદ્ધ, અને પર્યાયને વિકારી કહેવામાં આવે છે, ત્યારે સામાન્ય જનોને દ્રવ્ય ગુણ પ્રત્યે આદર અને પર્યાય પ્રત્યે અનાદર થાય છે. અને દ્રવ્ય ગુણ પ્રત્યે આદર ઉત્પન્ન થાય અને પર્યાય પ્રત્યે અનાદર ઉત્પન્ન થાય એજ સામાપક્ષની ભાવના છે. પરંતુ ખરેખર આ શુદ્ધ અને વિકારી શબ્દનો અર્થ ભ્રમ છે.

જ્યાં શુદ્ધનો અર્થ પરિવર્તન વિનાનો થતો હોય, ત્યાં શુદ્ધનો અર્થ પવિત્ર કે ખગાબ ભેળસેળ વિનાનો અર્થ સમજવો અને જ્યા વિકારીનો અર્થ પરિવર્તન વાળો થતો હોય ત્યાં ખરાબ ભેળસેળવાળો કે બગાડ વાળો અર્થ સમજવો તે અર્થ ભ્રમ છે.

સામો પક્ષ એક તો દ્રવ્ય ગુણને શુદ્ધ=પરિવર્તન વિનાના જ, બતાવે છે. અને પર્યાયને વિકારી=પરિવર્તન વાળી જ બતાવે છે તે ભૂલ છે. ઉપરાંત શુદ્ધ અને

વિકારી શબ્દનો જાણી જોઇને જે અર્થ ભ્રમ ઉત્પન્ન કરે છે તે બીજી ભૂલ છે.

## સંસારી જીવ દ્રવ્ય અશુદ્ધ છે.

અશુધ્ધ એટલે અપવિત્ર, ખરાબ ભેળસેળવાળું, એવો અર્થ કરીએ તો સામાન્ય સંસારી જીવ દ્રવ્ય અશુદ્ધ છે. કેમકે વર્તમાન સામાન્ય સંસારી જીવ દ્રવ્યની સાથે કર્મ દ્રવ્ય અને શરીરાદિ દ્રવ્ય જોડાએલા છે અને તેઓએ જીવ દ્રવ્યને બગાડી મુકેલ છે. જીવ દ્રવ્યને વિશુદ્ધ સિધ્ધ થવા દેતા નથી.

આમ તો જ્યા ધર્માસ્તિકાય દ્રવ્ય છે, ત્યાંજ અધર્માસ્તિકાયાદિ દ્રવ્યો છે. એમ જ્યાં એક દ્રવ્ય હોય ત્યાં બીજા પણ અનેક દ્રવ્યો અવગાહીને રહેલા હોય છે. પરંતુ એક દ્રવ્યના ક્ષેત્રમાં બીજા દ્રવ્યો પણ અવગાહે તે ભેળસેળ કે વિકાર નથી, પરંતુ એક દ્રવ્ય બીજા દ્રવ્યને અનુગમન કરે=સાથે સાથે જાય, એક બીજા ઉપર અસર કરે એનું નામ અશુધ્ધિ છે, એવીજ રીતે જ્યા જીવ પ્રદેશ છે, ત્યાં કર્મ સ્કંધ છે. એવો જીવ કર્મનો એકાવગાહ માત્ર સંબંધ નથી. પરંતુ કર્મ જીવને અનુગમન કરે છે=જીવ અન્યત્ર જાય તો કર્મ પણ સાથે જાય છે. અને કર્મ જીવ ઉપર મોહ આદિ અસર કરે છે. તેથી સામાન્ય સંસારી જીવ દ્રવ્ય ભેળસેળવાળો અને વિકારી છે.

સામાન્ય રીતે શુદ્ધ એટલે પવિત્ર કે ખરાબ ભેળ-સેળ વિનાનું, આ રીતે અર્થ થાય છે. અને વિકારી એટલે ખરાબ ભેળસેળવાળું કે બગાડવાળું આવો અર્થ થાય છે. અને એ અર્થ અનુસાર સામાન્ય લોકો શુદ્ધ પ્રત્યે આદર બુદ્ધિ રાખે છે અને વિકારી પ્રત્યે અનાદર બુદ્ધિ રાખે છે.

એટલે જ્યારે દ્રવ્ય ગુણને શુદ્ધ, અને પર્યાયને વિકારી કહેવામાં આવે છે, ત્યારે સામાન્ય જનોને દ્રવ્ય ગુણ પ્રત્યે આદર અને પર્યાય પ્રત્યે અનાદર થાય છે. અને દ્રવ્ય ગુણ પ્રત્યે આદર ઉત્પન્ન થાય અને પર્યાય પ્રત્યે અનાદર ઉત્પન્ન થાય એજ સામાપક્ષની ભાવના છે. પરંતુ ખરેખર આ શુદ્ધ અને વિકારી શબ્દનો અર્થ ભ્રમ છે.

જ્યાં શુદ્ધનો અર્થ પરિવર્તન વિનાનો થતો હોય, ત્યાં શુદ્ધનો અર્થ પવિત્ર કે બગાબ ભેળસેળ વિનાનો અર્થ સમજવો અને જ્યા વિકારીનો અર્થ પરિવર્તન વાળો થતો હોય ત્યાં ખરાબ ભેળસેળવાળો કે બગાડ વાળો અર્થ સમજવો તે અર્થ ભ્રમ છે.

સામો પક્ષ એક તો દ્રવ્ય ગુણને શુદ્ધ=પરિવર્તન વિનાના જ, બતાવે છે. અને પર્યાયને વિકારી=પરિવર્તન વાળી જ બતાવે છે તે ભૂલ છે. ઉપરાંત શુદ્ધ અને

વિકારી શબ્દનો જાણી જોઇને જે અર્થ ભ્રમ ઉત્પન્ન કરે છે તે બીજી ભૂલ છે.

## **સંસારી જીવ દ્રવ્ય અશુદ્ધ છે.**

અશુદ્ધ એટલે અપવિત્ર, ખરાબ ભેળસેળવાળું, એવો અર્થ કરીએ તો સામાન્ય સંસારી જીવ દ્રવ્ય અશુદ્ધ છે. કેમકે વર્તમાન સામાન્ય સંસારી જીવ દ્રવ્યની સાથે કર્મ દ્રવ્ય અને શરીરાદિ દ્રવ્ય જોડાએલા છે અને તેઓએ જીવ દ્રવ્યને બગાડી મુકેલ છે. જીવ દ્રવ્યને વિશુદ્ધ સિદ્ધ થવા દેતા નથી.

આમ તો જ્યાં ધર્માસ્તિકાય દ્રવ્ય છે, ત્યાંજ અધર્માસ્તિકાયાદિ દ્રવ્યો છે. એમ જ્યાં એક દ્રવ્ય હોય ત્યાં બીજા પણ અનેક દ્રવ્યો અવગાહીને રહેલા હોય છે. પરંતુ એક દ્રવ્યના ક્ષેત્રમાં બીજા દ્રવ્યો પણ અવગાહે તે ભેળસેળ કે વિકાર નથી, પરંતુ એક દ્રવ્ય બીજા દ્રવ્યને અનુગમન કરે=સાથે સાથે જાય, એક બીજા ઉપર અસર કરે એનું નામ અશુદ્ધિ છે, એવીજ રીતે જ્યા જીવ પ્રદેશ છે, ત્યાં કર્મ સ્કંધ છે. એવો જીવ કર્મનો એકાવગાહ માત્ર સંબંધ નથી. પરંતુ કર્મ જીવને અનુગમન કરે છે=જીવ અન્યત્ર જાય તો કર્મ પણ સાથે જાય છે. અને કર્મ જીવ ઉપર મોહ આદિ અસર કરે છે. તેથી સામાન્ય સંસારી જીવ દ્રવ્ય ભેળસેળવાળો અને વિકારી છે.

## જીવ દ્રવ્યમાં વિકાર કેવો ?

આ જગતમાં વિકાર અનેક જાતના છે. (૧) દૂધમાં દહીં મળે તો દૂધ દૂધ ન રહે દહીં થઈ જાય. (૨) કાપડમા રંગ મળે તો કાપડ કાપડ રહે પણ રંગાઈ જાય. (૩) અરીસા સામે પદાર્થ આવે તો અરીસામાં પ્રતિબિંબ પડે પણ અરીસો બદલાય નહી.

આ ત્રણ જાતના વિકારમાં આત્મા સાથે કર્મનો વિકાર પહેલા કે ત્રીજા જેવો નથી. પરંતુ બીજા જેવો છે. જીવની સાથે કર્મ બંધાય ત્યારે જેમ દૂધમાં દહીં મળતા દૂધ દહીં થઇ જાય તેમ જીવ કર્મ થઇ જાય નહી. જીવ પણે જ રહે. જીવની સાથે કર્મ બંધાય ત્યારે જેમ અરીસામાં પ્રતિબિંબ માત્ર પડે તેમ જીવ કર્મનો માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ રહે નહીં, કર્મ સાથે બંધાય. જીવ સાથે કર્મ બંધાય ત્યારે જેમ કાપડ કાપડ રહેવા છતાં રંગથી રંગાય તેમ જીવ. જીવ રહેવા છતા કર્મથી બંધાય અને તેની અસર પામે.

એટલે જીવ, કર્મથી દૂધ જેવા સર્વથા વિકાર પણ પામે નહીં. અને અરીસા જેવા અલ્પ વિકારી પણ રહે નહી. પરંતુ કાપડ જેવો વધારે વિકારી થાય.

## સંસારી જીવોના ગુણો વિકારી છે.

વિકાર એટલે બગડેલું, એવો અર્થ કરીએ તો સામાન્ય સંસારી જીવોના ગુણો વિકારી છે-બગડેલા છે. સંસારી જીવ દ્રવ્યમાં કર્મની અશુદ્ધિ હોવાથી સંસારી જીવના ગુણો બગડેલા છે,

દર્શન મોહનીય કર્મની અશુદ્ધિથી જીવનો શ્રદ્ધા ગુણ બગડેલો છે. અને મિથ્યાત્વપણે પરિણમ્યો છે. એના સંસર્ગ અને જ્ઞાનાવરણીય કર્મની અશુદ્ધિથી જ્ઞાન ગુણ બગડયો છે, અને અજ્ઞાન રૂપે પરિણમ્યો છે. ચારિત્ર મોહનીય કર્મની અશુદ્ધિથી ચારિત્ર ગુણ બગડ્યો છે અને હિંસા, પરિગ્રહથી અવિરતિમાં પરિણમ્યો છે. એના જ સંસર્ગથી વીર્યગુણ બગડયો છે-મન વચન કાયામા અહિંસા અપરિગ્રહમા પ્રવૃતિ માટેનુ બળ નથી પરંતુ હિંસા અને ભોગમા પ્રવૃતિ માટે બળ છે. આરીતે જીવ દ્રવ્યની અશુદ્ધિથી સંસારી જીવના ગુણો પણ વિકારી થઇ ગયા છે=બગડી ગયા છે,

**દ્રવ્ય ગુણમાં વિકાર વિના પર્યાયમાં વિકાર સંભવે નહી.**

દ્રવ્યની સાથે કર્મ બંધ છે. તેથી જીવ દ્રવ્યમા વિકાર માનવો જોઇએ. અને જીવ દ્રવ્યના વિકારના કારણે

ગુણમાં પણ વિકાર માનવો જોઈએ. દ્રવ્ય ગુણ વિકારી હોય તોજ પર્યાય પણ વિકારી હોય, જો દ્રવ્ય ગુણ વિકારી ન હોય તો, પર્યાય વિકારી નિકળે જ નહીં. વર્તમાનમાં દ્રવ્ય ગુણની પર્યાયો વિકારી નિકળે છે, માટે દ્રવ્ય ગુણ વિકારી છે એમ માનવું જોઈએ.

જો દ્રવ્ય ગુણ વિકારી ન હોવા છતાં પર્યાયો વિકારી નિકળતી હોય તો પછી સિધ્ધ ભગવાનને પણ પર્યાયો વિકારી નિકળવી જોઈએ. તેઓને પર્યાયો વિકારી નથી નિકળતી તેનું શું કારણ ? સિધ્ધમાં વિકારી પર્યાય નથી એનુ એક જ કારણ છે કે તેમના દ્રવ્ય ગુણ શુંધ્ધ છે. એટલે સામાન્ય સંસારી જીવોમાં જે વિકારી પર્યાય નિકળે છે, તેથી તેમના દ્રવ્ય ગુણને વિકારી માનવા જ જોઈએ.

## વિકારી દ્રવ્ય ગુણ વિશુદ્ધ થઇ શકે.

એક પ્રશ્ન એ છે કે–જો દ્રવ્ય ગુણ પણ વિકારી થઈ જાય તો પછી દ્રવ્ય ગુણ શુધ્ધ કેમ થાય ?

તેનો ઉત્તર એ છે કે–દ્રવ્ય ગુણ અશુધ્ધ=વિકારી થાય છે. પરંતુ દ્રવ્ય ગુણમાં ફેરી વિશુધ્ધ, અવિકારી થવાની ભવ્યતા નષ્ટ થતી નથી, તે દ્રવ્ય ગુણમાં ફરીથી શુધ્ધ થવાની યોગ્યતા વિધમાન રહે છે.

જેમકે-પાણીને અગ્નિનો સંયોગ મળતા પાણી વિકારી=ગરમ થાય છે. પરંતુ તેમા ફરી શીતળ થવાની યોગ્યતા વિધમાન રહે છે. એવી જ રીતે જીવ દ્રવ્યમાં કર્મનો બંધ થતાં જીવના દ્રવ્ય ગુણ વિકારી થાય છે, પરંતુ તે દ્રવ્ય ગુણમા ફરી શુદ્ધ થવાની યોગ્યતા રહે છે.

## દ્રવ્ય ગુણ અશુદ્ધ કોને કહેવા ?

દ્રવ્ય ગુણની અશુદ્ધિ અને ફરી શુદ્ધ થવા માટે જે જલ-અગ્નિ, વસ્ત્ર-મળ, આદિના દ્રષ્ટાંતો આપવામાં આવે છે, તેને અમુક લોકો અમુક રીતે નકારી કાઢે છે. તે બરાબર નથી.

સામા પક્ષને પૂછવું કે-તમે દ્રવ્ય ગુણની અશુદ્ધિ-કોને કહો છો ? જો તે એમ કહે કે, જેમ દૂધમા દહીં મળતા દૂધ દહીં થઇ જાય, તે રીતે જીવ દ્રવ્યમા કર્મ બંધ થતા જીવ-અજીવ થઇ જાય તેને અમે દ્રવ્યની અશુદ્ધિ કહીએ છીએ, તો એમને કહેવું કે-તમોએ જીવના દ્રવ્ય ગુણમા અશુદ્ધિ નથી માની, પરંતુ દૂધના દ્રવ્ય ગુણમા તો અશુદ્ધિ માનીને ? આ રીતે અમુક દ્રવ્ય ગુણ અશુદ્ધ થાય છે તે તો નક્કી ને ? જો તે એમ કહે કે-આ દ્રષ્ટાંતમા પણ ખરેખર તો, દૂધ દ્રવ્ય તો દહી પર્યાયમા રૂપાંતર માત્ર થાય છે. દ્રવ્ય ગુણ

અશુધ્ધ થતાં નથી, તો કહેવું કે-કદાચ જીવ-અજીવ થાય તો તે પણ પર્યાયનો જ વિકાર માનવો પડશે. એટલે તમારા મતમા દ્રવ્ય ગુણની અશુદ્ધિ કોને કહેવી તે સ્પષ્ટ નથી જ. અને જ્યારે તે સ્પષ્ટ નથી ત્યારે દ્રવ્ય ગુણ શુધ્ધ જ રહે છે, એમ કહેવા માટે યોગ્ય સંગતિ નથી.

## પર્યાયના એક સમયમાં બે રૂપ ન હોય.

સામો પક્ષ કહે છે કે-પર્યાય નિકળતી વખતે તો શુધ્ધ જ નિકળે છે, અને પછી પર દ્રષ્ટિથી અશુધ્ધ થઇ જાય છે. તે કથન બરાબર નથી.

અહીં શુદ્ધ એટલે પરિવર્તન વિનાની અને અશુદ્ધ એટલે પરિવર્તન વાળી. એવા અભિપ્રાય સામા પક્ષનો હોય તો નિકળતી વખતે પર્યાય શુધ્ધ નિકળે છે તે બરાબર છે કેમકે-નિકળતી વખતે પર્યાય નવી ઉત્પન્ન થાય છે, તેથી પરિવર્તન વિનાની હોય છે. પરંતુ પર દ્રષ્ટિથી પર્યાય અશુધ્ધ થઇ જાય છે-પલટાઇ જાય છે, તે માન્યતા બરાબર નથી, કેમકે-જાણવા જોવાની પર્યાય એક સમયની જ હોય છે. અને એક સમયમાં પર્યાયના બે રૂપ, શુધ્ધરૂપ=નવું રૂપ, અને અશુધ્ધ રૂપ=પલટાયેલું રૂપ એમ બે રૂપ હોઇ શકે જ નહીં, કેમકે પર્યાયને

નિકળવાને એક સમય જોઇએ, અને પછી પલટવા માટે, બીજો સમય જોઇએ. પર્યાય તે જ એક સમયમા નિકળે અને તેજ એક સમયમાં પલટાય એમ એક સમયમાં નિકળવાની અને પલટવાની બે ક્રિયા હોઇ શકે નહીં, માટે આ માન્યતા બરાબર નથી.

## પર્યાય પલટાય નહી, બીજી હોય.

અને જો સામો પક્ષ એમ માનતો હોય કે—પર્યાય નિકળવાના પહેલા સમયમાં શુદ્ધ હોય છે=નવી નિકળે છે, અને બીજા સમયમાં અશુદ્ધ થાય છે=પલટાય છે, તો તે માન્યતા પણ બરાબર નથી.

કેમકે—આવું ક્યારે બને કે—જાણવા જોવાની પર્યાય બે સમયની હોય, એટલે પહેલા સમયે શુધ્ધ=નવી નિકળે અને બીજે સમયે અશુધ્ધ થાય=પલટાય. પરંતુ જાણવા જોવાની પર્યાય બે સમયની નથી જ, એક જ સમયની હોય છે. પહેલે સમયે ઉત્પન્ન થાય છે અને તેજ સમયે ટકે છે, બીજે સમયે ટકતી નથી જ. અને જે બીજે સમયે ટકે તેજ પલટાય. જે બીજે સમયે ટકે નહીં તે પલટાય નહી. એટલે પર્યાય પહેલે સમયે શુંધ્ધ-નવી નિકળે છે. અને બીજે સમયે અશુંધ્ધ થાય છે=પલટાય છે; તે માન્યતા બરાબર નથી.

## નવી-પલટાયેલી પર્યાય પ્રત્યે આદર અનાદર શા માટે ?

થોડીવાર માટે માની લઈએ-એક જ સમયમાં શુધ્ધ=નવી, અને અશુધ્ધ પલટાયેલી, એવી બે દશા, પર્યાયમાં હોઇ શકે, અગર તો પર્યાય બે સમયની. પહેલા સમયે શુદ્ધ=નવી, અને બીજે સમયે વિકારી=પલટાયેલી હોય છે. તો પણ સામાપક્ષને પ્રશ્ન એ છે કે-નવી પર્યાય પ્રત્યે આદર શા માટે ? અને પલટાયેલી પર્યાય પ્રત્યે અનાદર શા માટે ?

શુ નવુ એટલે જ આદર પાત્ર ? અને પલટાઇ ગયેલુ એટલે જ અનાદર પાત્ર છે ? જો એવું હોય તો નવો નિકળતો કાટો આદર પાત્ર હોવો જોઇએ, અને કળીમાંથી ફૂલમાં પલટાઇ ગયેલો પદાર્થ અનાદર પાત્ર હોવો જોઇએ. અભવ્ય જે કાંઈ દિવસે પલટાતો નથી તે આદર પાત્ર હોવો જોઈએ, અને ભવ્યમાંથી પલટાઇને સિધ્ધ થયેલો જીવ અનાદર પાત્ર હોવો જોઇએ પરંતુ નવો એટલે જ આદરપાત્ર, અને પલટાઇ ગયેલો એટલેજ અનાદર પાત્ર. એમ જગતમાં ક્યાય વ્યવસ્થા નથી એટલે સામાપક્ષની આ માન્યતા બરાબર નથી.

## એક ક્રિયા પર્યાયમાં બીજી ક્રિયા પર્યાય ભળે નહીં.

જો સામો પક્ષ એમ માનતો હોય કે-શુદ્ધ એટલે નિર્ભેળ, અને અશુદ્ધ એટલે ભેળવાળી. નિકળતી વખતે પર્યાય ભેળ વિનાની નિકળે છે. અને તે પછી તેમા પર દૃષ્ટિ ભળી જાય છે. તો પણ તેની માન્યતા બરાબર નથી.

એવું ક્યારે બને કે—જ્યારે જાણવા જોવાની ક્રિયા પર્યાય. બીજા સમયમા પણ ટકી રહે. અને પછી નવી ઉત્પન્ન થતી ક્રિયા પર્યાય પહેલા ઉત્પન્ન થયેલી ક્રિયામા ભળી જાય. પરંતુ જગતમાં દરેક ગુણની ક્રિયા એક સમયવાળી જ હોય છે. તે બીજા સમયે ટકતી નથી જ, એટલે ક્રિયા પર્યાય સદા નિર્ભેળ જ હોય છે. કોઈ પણ ક્રિયા પર્યાય ભેળવાળી હોતી નથી. એટલે ક્રિયા પર્યાયમાં શુદ્ધ અશુદ્ધ એવા બે ભેદ બની શકે જ નહી.

## નિર્ભેળ-ભેળવાળી પર્યાય પ્રત્યે આદર અનાદર શા માટે ?

થોડીવાર માટે માની લઇએ કે-ક્રિયા પર્યાય બે સમય ટકે છે, અને બીજા સમયમા તેમા બીજી ક્રિયા પર્યાયનો ભેળ થાય છે. તો પણ સામાપક્ષને પ્રશ્ન એ છે કે-નિર્ભેળ પર્યાય પ્રત્યે આદર શા માટે? અને ભેળવાળી પર્યાય પ્રત્યે અનાદર શા માટે?

શું નિર્ભેળ એટલે જ સારૂં ? અને ભેળવાળું એટલે જ ખરાબ ? જો એમ હોય તો જગતમાં આંકડાનુ દૂધ નિર્ભેળ હોય તો ઉતમ ગણાવું જોઇએ, અને ગાયના દુધમાં કેશર મળી જાય તો તે ખરાબ ગણાવું જોઇએ. પ્રથમ સમયના વિભંગ જ્ઞાનના પર્યવો પ્રશસ્ત ગણવા જોઇએ. અને બીજા ત્રીજા આદિ સમયના વર્ધમાન અવધિજ્ઞાનના વધતા પર્યવો અપ્રશસ્ત ગણવા જોઇએ. પરંતુ એવી માન્યતા જૈન દર્શનમાં ક્યાંય નથી. એટલે નિર્ભેળ એટલે જ સારૂં, અને ભેળવાળું એટલે જ ખરાબ એવી માન્યતા બરાબર નથી.

## નવો પ્રશસ્ત જ, પલટાયેલો અપ્રશસ્ત જ એમ નથી.

જો સામો પક્ષ એમ માનતો હોય કે–શુધ્ધ એટલે પવિત્ર અને અશુધ્ધ એટલે બગડેલું. તો પણ સામા પક્ષની માન્યતા બરાબર નથી.

કેમકે નિકળતી વખતે દરેક પર્યાય પ્રશસ્ત જ હોય. અને પછી બગડી જ જાય એવું કાંઇ નથી. જેમકે ગોરસ નિકળતી વખતે દૂધ પર્યાયમાં પ્રશસ્ત=સારૂં હોય છે, અને તે પછી દહીં પર્યાયમાં પણ પ્રશસ્ત જ રહે છે, એમ અનેક પર્યાયો પછી પણ સારી જ હોય છે.

અગર તો ઈક્ષુરસ પર્યાય પહેલા નિકળતી વખતે તરલ રૂપે, જેટલી સારી હોય છે, તે કરતાં ઘન ગોળ રૂપ પર્યાયમાં વધુ સારી હોય છે. તેમ અનેક પર્યાયો પછી વધુ સારી હોય છે. અગર તો જેમ આમ વૃક્ષની ફૂલની નિકળતી કાચી પર્યાય પહેલા કડવી, અપ્રશસ્ત હોય છે. પછી તુરી, ખાટી, એમ બદલતાં બદલતાં છેલ્લે મધુર પ્રશસ્ત થઇ જાય છે. એમ અનેક પર્યાયો પહેલા ખરાબ અને છેલ્લે મધુર બને છે એટલે નિકળતી પર્યાય સારીજ, પછી પલટાયેલી પર્યાય ખરાબ જ એવી માન્યતા બરાબર નથી.

## પર દૃષ્ટિ દ્રવ્ય ગુણ કે પર્યાય, શું છે?

સામાપક્ષને એક પ્રશ્ન એ છે કે–પર દૃષ્ટિ શું છે? પર દૃષ્ટિ શું દ્રવ્ય છે? કે ગુણ છે? કે પર્યાય છે? પર દૃષ્ટિ દ્રવ્ય કે ગુણ તો નથી, છતાં જો તમે પરદૃષ્ટિને દ્રવ્ય કે ગુણ માનો તો, દ્રવ્ય ગુણને તમે શુદ્ધ=ન પલટાવનારા માનો છો, તો તે પ્રમાણે પરદૃષ્ટિને પણ કોઈ રીતે પલટી શકાશે નહી=તેનો અભાવ આણી શકાશે નહી. અને તમે તો પર દૃષ્ટિને છોડાવવા માંગો છો.

હવે જો પર દૃષ્ટિને પર્યાય માનો (અને પર્યાયજ છેજ) તો પ્રશ્ન એ છે કે– પરદૃષ્ટિ પર્યાય નિકળતી વખતે

શુધ્ધ=અવિકારી હોય કે અશુધ્ધ–વિકારી ? જો પરદૃષ્ટિ પર્યાય વિકારી હોય તો પર્યાય નિકળતી વખતે શુધ્ધ જ નિકળે છે, તે તમારી માન્યતા બંધ બેસશે નહી. અને જો પર દૃષ્ટિ પર્યાયને શુદ્ધ માનો તો પર દૃષ્ટિનો અભાવ આણવો તે યોગ્ય રહેશે નહી. ઉપરાંત નિકળતી શુધ્ધ પર્યાયને તે અશુધ્ધ કરી શકશે નહી. કારણ કે જે પોતે શુધ્ધ હોય, તે બીજાને અશુધ્ધ ન જ કરે, જે અશુદ્ધ હોય તે જ બીજાને અશુધ્ધ કરે.

જો સામોપક્ષ એમ માને કે–પર દૃષ્ટિ પર્યાય પણ નિકળતી વખતે શુધ્ધ હોય છે, અને પછી અશુધ્ધ થઇ જાય છે. તો તે પણ બરાબર નથી, કેમકે પરદૃષ્ટિ પર્યાયને પછી અશુધ્ધ કરનાર કોણ ? જો પહેલાની જાણવા જોવાની પર્યાયને પર દૃષ્ટિ પર્યાય અશુંધ કરે છે અને પર દૃષ્ટિ પર્યાયને વળી ત્રીજી પર્યાય અશુધ્ધ કરે છે, એમ માનીએ તો આ એક એવી સમસ્યા થશે કે જેનો અંત ઇષ્ટ હોવા છતા અંત આવશે નહી. અને જો એમ માનીએ કે, પર દૃષ્ટિ પર્યાય પછી સ્વભાવથીજ અશુદ્ધ થઇ જાય છે, તો પછી પરદૃષ્ટિ પર્યાયને બગડતા કોઇ પુરૂષાર્થ રોકી શકશે નહી.

**લક્ષ પર તરફ શા માટે છે ?**

સામા પક્ષને પ્રશ્ન એ છે કે–આપણું અને બીજા

સામાન્ય સંસારી જીવોનુ પર તરફ લક્ષ શા માટે છે ? જો સ્વભાવ સમવાયથી જ પર તરફ લક્ષ હોય તો, પર લક્ષ પણ સ્વભાવ થશે. અને સ્વભાવ રમણતા તમારામતે ચારિત્ર છે, એટલે પર તરફ લક્ષમાં રમણતા તે પણ ચારિત્ર માનવું પડશે, એટલે તેને છોડવાની વાત બંધ બેસશે નહીં.

જો ભવ્યત્વ સમવાયથી જ પર તરફ લક્ષ છે, તો તમારા મતે જે થવાનુ છે તેને કોઇ ટાળી શકતું નથી, એટલે પરલક્ષને પણ ટાળી શકાશે નહી.

જો કાલ સમવાયથી પર તરફ લક્ષ છે, તો કાલાદિ તો પર દ્રવ્યો છે તમે પર દ્રવ્યની આત્મા ઉપર અસર માનતા નથી તો કાલાદિ પર દ્રવ્યથી આત્મામાં પર લક્ષ થાય છે. તે તમારા મતમા કેમ બધ બેસશે ?

જો કર્મ સમવાયથી પર તરફ લક્ષ છે, તો તમે કર્મની પણ આત્મા ઉપર અસર નથી માનતા, એટલે કર્મથી પણ પરલક્ષ કેમ થાય ?

જો એમ માનો કે–સત પુરૂપાર્થના અભાવથી પર લક્ષ થાય છે, તો તમે તો જ્ઞાતાદ્રષ્ટાપણાને જ પુરૂષાર્થ માનો છો અને તે પુરૂષાર્થ તો તમારામતે દરેક આત્મામાં ચાલુ જ છે, અને તેની પર્યાય પણ નિકળતી વખતે

શુદ્ધ જ નિકળે છે, તો પુરૂષાર્થનો અભાવ પણ કરી શકો નહીં.

એટલે આ પર લક્ષ શા માટે થાય છે તેનો સામા પક્ષમાં કોઇપણ સંતોષજનક ઉત્તર નથી.

**અજ્ઞાનનો તર્ક પણ ટકે એમ નથી.**

જો સામો પક્ષ એમ માને કે–**અજ્ઞાનના કારણે પર તરફ લક્ષ થાય છે, તો તે ઉત્તર પણ સંતોષ કરનારો નથી. કેમકે અજ્ઞાન પણ જીવમાં શા કારણે છે ?**

**જો સ્વભાવ સમવાયથી છે, તો અજ્ઞાન આત્માનો સ્વભાવ માનવો પડશે. જો ભવ્યત્વ સમવાયથી છે. તો તેમાં પુરૂષાર્થ ચાલશે નહી. જો કાલ સમવાયથી છે તો તેમાં કાલાદિ પર દ્રવ્યો છે. તેની અસર તમે માનતા નથી. જો જ્ઞાનાવરણીય કર્મ સમવાયથી કહો તો, તમે જ્ઞાનાવરણીય આદિ કર્મની પણ અસર માનતા નથી. જો પુરૂષાર્થ સમવાયથી કહો તો, જ્ઞાતા દ્રષ્ટા પણાનો પુરૂષાર્થ દરેક જીવમાં ચાલુ જ છે તો પછી આ અજ્ઞાન કયા કારણથી આત્મામાં આવ્યું ?**

જો સામો પક્ષ એમ માને કે–આત્માામાં અજ્ઞાન અનાદિથી જ છે. અને અજ્ઞાન અનાદિથી હોવાથી તે પર લક્ષ પર્યાય પણ નિરંતર દરેક સમયે નિકળે છે. તો પરલક્ષ પર્યાય નિરંતર દરેક સમયે નિકળતી હોય તો જાણવા જોવાની પર્યાય નિકળતી શુધ્ધ=એકલી કેમ નિકળી શકે ? જાણવા જોવાની પર્યાય શુધ્ધ=એકલી ક્યારે નિકળી શકે, કે જો ત્યારે પરલક્ષ પર્યાય ન હોય, પણ પરલક્ષ પર્યાય તો નિરંતર સાથે નિકળે જ છે, તો જાણવા જોવાની પર્યાય શુધ્ધ=એકલી, નિકળી શકે નહી.

એટલે સામાપક્ષ પાસે આ પ્રશ્નનો કોઇપણ સંતોષકારક જવાબ નથી.

**પર્યાય અશુધ્ધ ઉત્પન્ન થવાનું ખરૂં કારણ.**

**ભવ્ય જીવને પર્યાય અશુધ્ધ ઉત્પન્ન થવામાં પાંચ સમવાયમાંથી ત્રણ સમવાય કારણ છે.**

**કાલ સમવાયની અપેક્ષાએ–કાલ સમવાયમાં પાંચમોઆરો, અનાર્ય ક્ષેત્ર, કુસંગતિ, અને તેની બલવત્તસ્તા આદિ અશુદ્ધ પર્યાય ઉત્પન્ન થવામાં સહકારી બને છે.**

**કર્મ સમવાયમાં મોહનીય કર્મ અશુદ્ધ પર્યાય ઉત્પન્ન કરવામાં સહકારી બને છે. અને**

**પુરૂષાર્થ સમવાયમાં વર્તમાનમાં જીવ પોતાના મોહ ભાવમાં જતા, અપ્રશસ્ત, મન, વચન કાયાની ક્રિયા ઉપર અંકુશ રાખતો નથી, તેથી અશુદ્ધ પર્યાય ઉત્પન્ન થાય છે.**

સમવાયનો અર્થ છે-એકથી વધુ એવા કારણોનું ભેગા થવાપણું, કે જે એકી સાથે મળીને એક કાર્યને ઉત્પન્ન કરે, તે પ્રમાણે કાલ કર્મ અને પુરૂષાર્થ ત્રણે મળીને ભવ્ય જીવની અશુદ્ધ પર્યાય ઉત્પન્ન કરે છે.

અહીં સ્વભાવ સમવાયને ન લેવાનું કારણ એ છે કે તે તો શુદ્ધ-અશુદ્ધ બન્ને પર્યાયમાં એક સરખો જ હાજર હોય છે. તેમાં કાંઇ ફેર પડતો જ નથી. જો સ્વભાવ સમવાય અશુદ્ધમાં જ હાજર હોય, અને શુદ્ધમાં હાજર ન હોય, તોજ તેને અશુદ્ધ પર્યાયમાં કારણ કહી શકાય, પરંતુ સ્વભાવ સમવાય તો શુદ્ધ-અશુદ્ધ પર્યાય બન્નેમાં જ હાજર છે. એટલે સ્વભાવ સમવાય લેવાંમાં આવેલ નથી.

ભવ્ય સમવાય ભવ્ય જીવને શુદ્ધ પર્યાય જ ઉત્પન્ન કરવામાં કારણ છે. ભવ્ય સમવાય અશુદ્ધ પર્યાયને

ઉત્પન્ન કરવામાં કારણ નથી, તેથી ભવ્ય સમવાયને અહીં લેવામાં આવેલ નથી.

જ્યારે કર્મ સમવાય પ્રબલ હોય છે, ત્યારે પુરૂષાર્થ સમવાય પ્રબલ નથી હોતો, તેથી તીવ્ર અશુધ્ધ પર્યાય ઉપજે છે. અને જ્યારે કર્મ સમવાય મંદ બને છે. ત્યારે પુરૂષાર્થ સમવાય તીવ્ર કરી શકાય છે. અને તેથી ઘણી વધુ વિશુદ્ધ પર્યાય ઉપજે છે.

સારાંશ એ છે કે—કર્મ સમવાયથી દ્રવ્યગુણ પણ બગડેલા હોય. અને પુરૂષાર્થ સમવાયથી પ્રયત્ન પણ બગડેલો હોય, તોજ વિકારી પર્યાય ઉત્પન્ન થાય છે. દ્રવ્ય ગુણ કર્મ સમવાયથી બગડેલો ન હોય તો, પુરૂષાર્થ સમવાય કોઇ પણ જીવ કોઇપણ કાળે બગડેલો નહીં જ કરે. કેવલી ભગવાન આદિ જે જીવોને મોહ કર્મ સત્તામાંથી પણ નષ્ટ થયો છે. તે જીવો કોઇપણ કાળે વિકારી પુરૂષાર્થ નથી જ કરતા એટલે નક્કી છે કે—જે વિકારી પર્યાય નિકળે છે તેના વર્તમાન તો માત્ર અસત પુરૂષાર્થ જ કારણ નથી, પણ કર્મ સમવાયથી દ્રવ્ય ગુણ પણ અંશે બગડેલા છે. તે પણ કારણ છે જ.

જો કે–પુરૂષાર્થ જો ખોટો અટકાવવામાં આવે, સુધારવામાં આવે, વધારવામાં આવે, તો ક્રમે ક્રમે પુરૂષાર્થજ પ્રબલ બને છે અને છેલ્લે તેજ વિજય પામે છે. પરંતુ કર્મ સમવાયને નકારી શકાય નહીં. કર્મ સમવાય જ્યારે પ્રબલ હોય, ત્યારે તેનીય અસર ઓછી નથી હોતી.

## પર્યાય નિકળતી નથી, ઉપજે છે.

જ્યારે કોઇ વસ્તુ અંદર સત્તામાં હોય અને બહાર પ્રકટ થાય, ત્યારે નિકળે છે, એમ કહેવાય અને જ્યારે કોઇ વસ્તુ અંદર સત્તામાં ન હોય, અને અસ્તિત્વ પામે ત્યારે ઉત્પન્ન થાય તેમ કહેવાય છે.

હવે જો પર્યાય પણ દ્રવ્ય ગુણની અંદર સત્તામાં હોય, અને બહાર પ્રકટ થતી હોય તો પર્યાય નિકળે છે. એમ કહેવાય. પરંતુ દ્રવ્ય ગુણની અનિત્ય પર્યાય અંદર સત્તામા રહેલી નથી, સત્તામાંથી બહાર આવતી નથી. પરતુ અનિત્ય પર્યાય નવી અસ્તિત્વ પામે છે. માટે પર્યાય નિકળે છે એમ ન કહેવાય. પર્યાય ઉત્પન્ન થાય એમ કહેવાય.

સિધ્ધાંતમાં જ્યાં ત્યાં અનિત્ય પર્યાયો માટે ઉત્પન્ન

વિનષ્ટ શબ્દો વાપરેલા છે. એટલે સામોપક્ષ પર્યાય નિકળે છે, એવો શબ્દ વાપરે છે. તે બરાબર નથી. ક્યાંય કોઇક વખતે ઉત્પન્ન થવા માટે પ્રકટ થવું શબ્દ વપરાય તે અપેક્ષા વાત જુદી છે. અને સામોપક્ષ ધારીને નિકળે છે એવો શબ્દ વાપરે છે, તે વાત ખોટી વાત છે.

**પર્યાય દષ્ટિ છોડવાની શી જરૂર ?**

**સામો પક્ષ પર્યાય દષ્ટિને પશ્ચિમ કહે છે. અને તેને છોડવાની પ્રેરણા આપે છે, પરંતુ પ્રશ્ન એ છે કે–પર્યાય દષ્ટિ શા માટે છોડવી?**

**જે વસ્તુ વિકારી=અપ્રશસ્ત હોય, તેને છોડવી જોઇએ આ વાત બરાબર છે. પરંતુ સામાપક્ષની માન્યતા પ્રમાણે પર્યાય પણ નિકળતી વખતે શુદ્ધજ નિકળે છે. અશુદ્ધ નથી નિકળતી. અને જે વિકારી બને છે, તે પણ પોતાની મેળે વિકારી નથી બનતી તો પર્યાય દષ્ટિ શા માટે છોડવી ?**

**જો એમ કહે કે–પર લક્ષથી વિકારી થઇ જાય છે, તો પર લક્ષ જ છોડવા યોગ્ય બને છે. જેનાથી પર્યાય વિકારી બને તે પર લક્ષ છોડવો**

કે બિચારી પોતે શુદ્ધ=નિર્દોષ એવી પર્યાય દષ્ટિને જ છોડી દેવી ? આ કેવો ન્યાય ?

**પર્યાય દષ્ટિ છોડવાની શી જરૂર ?**

જો સામો પક્ષ એમ કહે કે–**અમે તો પર લક્ષ છોડવાની જ વાત કરીએ છીએ, પર્યાય દષ્ટિ છોડવાનું નથી કહેતા**–(ખરેખર તો કહે જ છે છતાં) **તો પ્રશ્ન એ છે કે પર લક્ષ છોડવાની શી જરૂર ?**

પર પદાર્થ શું છે ? પોતાના દ્રવ્ય ગુણ પર્યાય સિવાય બાકીના બધા જ દ્રવ્ય ગુણ પર્યાય તે પર છે.

**સામા પક્ષની માન્યતા પ્રમાણે બધા દ્રવ્ય ગુણ શુદ્ધ જ છે. જેમ પોતાના દ્રવ્ય ગુણ શુદ્ધ છે, તેમ બીજાના દ્રવ્ય ગુણ પણ શુદ્ધ જ છે. અને નિકળતી પર્યાય જેમ પોતાની શુદ્ધ છે. તેમ જ પર દ્રવ્ય ગુણની પણ પર્યાય નિકળતી શુદ્ધ જ છે.**

**જો અશુદ્ધ હોય તેનું લક્ષ છોડાય, પરંતુ શુદ્ધનું લક્ષ શા માટે છોડવું ? ઉપર કહ્યા પ્રમાણે પર દ્રવ્ય ગુણ અને નિકળતી પર્યાય પણ**

**શુદ્ધ જ છે, તો તેના લક્ષને છોડવાની શી જરૂર ?**

**પર લક્ષ તો કેવલી ને પણ છે જ.**

સામો પક્ષ પરલક્ષ છોડવા માટે ઘણી જ પ્રેરણા આપે છે. પરંતુ પર લક્ષ તો છેક કેવલી ભગવાનને પણ છે. કેવલી ભગવાન જ્ઞાનમાં જેમ સ્વના દ્રવ્યગુણ પર્યાય સર્વે જાણે છે. તેમ બાકીના પણ બધા જ દ્રવ્ય ગુણ પર્યાયને જાણે છે. એમ જો કેવલી ભગવાનને પણ પરલક્ષ હોય તો, પર લક્ષ છોડવાની શી જરૂર ?

જો સામોપક્ષ એમ કહે કે–કેવલી ભગવાન ખરેખર તો પોતાના જ દ્રવ્ય ગુણ પર્યાયને જાણે છે. કેમકે–કેવલી ભગવાન પર દ્રવ્ય ગુણ પર્યાયને નથી જાણતા. પણ પોતાના જે જ્ઞાનમાં સર્વ દ્રવ્ય ગુણ પર્યાય ઝલકે છે, તે પોતાના જ જ્ઞાન માત્રને જ જાણે છે, તો તે કથન બરાબર નથી.

કેવલી ભગવાન જે જ્ઞાન વડે પોતાના જ્ઞાનને અને અન્ય સર્વ પદાર્થને જાણે છે, તે જ્ઞાનને પણ જાણે છે અને જ્ઞાન વડે જે સ્વ–પર પદાર્થો જાણે છે ને સર્વ સ્વ–પર પદાર્થો ને પણ જાણે છે. કેવલી ભગવાન પોતા-નેજ જાણે છે. એમ અપેક્ષા વિશેષથી કહેવું તે જુદી

વાત છે, અને પરને જાણતા નથી જ એમ, અન્ય નિશ્ચિત સત્યાંશને ઉડાડી નાખવો તે ખોટી વાત છે.

**પર લક્ષ બગાડે છે શું ?**

જો સામો પક્ષ એમ કહે કે–કેવલી ભગવાને તો મોહનીય ક્ષય કર્યો છે, એટલે તેમને પર લક્ષ. હોવા છતાં રાગદ્વેષ નથી થતો, પણ આપણે છદમસ્થ છીએ આપણને પર લક્ષથી રાગદ્વેષ થાય માટે આપણે પર લક્ષ ન કરવો. બીજું કેવલી ભગવાનને તો પુરૂષાર્થ વિના જ પર દ્રવ્ય ગુણ પર્યાય પણ દેખાય છે, એટલે તેઓ પર લક્ષ છોડી ન શકે. પરંતુ આપણે તો છદ-મસ્થ છીએ આપણે પુરૂષાર્થથી પર લક્ષ કરીએ છીએ. આપણે જો પુરૂષાર્થ વાળીએ તો પર લક્ષ ન થાય, તો તેમનું આ કથન તેમની માન્યતાથી સંગત નથી.

કેમકે સામાપક્ષની માન્યતા પ્રમાણે તો જાણવું જોવું તે તો આત્માનો સ્વભાવ છે. એટલે જ્ઞાન દર્શનમાં પર દ્રવ્ય ગુણ પર્યાય પણ દેખાવાના જ અને તેમની માન્યતા પ્રમાણે પર દ્રવ્ય ગુણ પર્યાય ને જોવાથી વિકાર થતો નથી, પર રાગ દ્વેષ કરવાથી, વિકાર થાય છે. એટલે એમની માન્યતા પ્રમાણે છદમસ્થ પણ પરલક્ષ છોડી શકે નહી. અને છદમસ્થને પણ પર

લક્ષ કાંઇ બગાડી શકે નહીં. એટલે તેમની માન્યતા પ્રમાણે પર લક્ષ છોડવાની પ્રેરણા સાવ નકામી છે.

## પર દ્રવ્ય સુખદુઃખ નથી આપતા, તેમ નથી.

જો સામો પક્ષ એમ માનતો હોય કે-પર લક્ષ એટલે કે-પર દ્રવ્ય મને સુખદુઃખ આદિ આપી શકે છે. અને હું પર દ્રવ્યને સુખદુઃખ આદિ આપી શકું છું તે પરલક્ષ છે, અને તે પરલક્ષ છોડવા યોગ્ય છે. તો તે કથન પણ બરાબર નથી.

એક બીજો દ્રવ્ય એક બીજા દ્રવ્યને યથાસંભવ સુખદુઃખ આપી શકતા ન હોય, એક બીજો દ્રવ્ય એક બીજા દ્રવ્યને સુખદુઃખ આપે તે સર્વથા અસંભવ જ હોય તો, એક બીજો દ્રવ્ય એક બીજા દ્રવ્યને સુખદુઃખ આપી શકે એવી કોઇપણ જીવને ક્યારેય પણ કલ્પના આવી શકે નહી. કેમકે સર્વથા અસત, સર્વથા અશક્યની કલ્પના થતી જ નથી. જેમકે આકાશ દ્રવ્ય કોઇને પણ ક્યારે પણ કાંઇપણ સુખદુઃખ નથી આપતો માટે આકાશ કોઇને સુખદુઃખ આપે છે, એવી કોઇને કલ્પના પણ થતી નથી. ગ્રહાદિ જે કોઈને સુખ નથી આપતા, છતાં તેમાં સુખદુઃખ આપવાની કલ્પના થતી હોય તો, તેનુ કારણ પણ જગતમા ક્યાંય અન્યત્ર એક બીજો એક

બીજાને સુખદુઃખ આપે છે, તે સત છે, તે જ છે, કેમકે સત વગર સર્વથા અસતની કલ્પના થાય જ નહીં.

**તમો પર દ્રવ્યમાં ભેદભાવ શા માટે રાખો છો ?**

બીજું જો એક બીજા દ્રવ્ય એક બીજા દ્રવ્યને સુખદુઃખ કિંચિત પણ આપી શકતા ન હોય તો જીવો શસ્ત્ર. વિષ, અગ્નિ. સિંહ આદિથી ભય પામે છે, અને ફુલ, દૂધ, જલ. પારેવા આદિથી નિર્ભય રહે છે. તેવું ન બની શકે. જો શસ્ત્ર, ફૂલ બધા જ સરખા જ હોય, સુખદુઃખ ન આપવાની સ્થિતિ સર્વેની સરખી જ હોય તો આવું બની શકે નહી.

**જો સામાપક્ષ એમ કહે કે—આ તો અજ્ઞાની જીવોની મિથ્યા કલ્પના છે. તો સામાપક્ષને તો આ અજ્ઞાન ટળી ગયું છે. ? તે પદાર્થમાં ભેદ–ભાવથી શા માટે વર્તે છે. ? શા માટે કોમળ–સ્પર્શવાળી શય્યા ઉપર જ બેસે છે, શસ્ત્ર ઉપર કેમ બેસતા નથી ? શા માટે દૂધ આદિ અમૃત જ વાપરે છે, વિષ કેમ પીતા નથી ? શા માટે જલપાન કરે છે, અગ્નિ સ્નાન કેમ કરતા નથી ? સિંહ આદિથી કેમ ભાગે છે. પારેવા આદિથી કેમ ભાગતા નથી ?**

**સામા પક્ષની આ બધી જ ક્રિયાઓ બતાવે છે, પદાર્થમાં સુખ દુઃખ આપવાની શક્તિનો સર્વથા અભાવ કહેવો તે બરાબર નથી.**

**સિદ્ધાંતમાં અજ્ઞાન અંશ ન હોય.**

જો સામો પક્ષ એમ કહે કે–આતો બધી જડ શરીરની ક્રિયાઓ શરીર વડે થાય છે. અમે કરતા નથી. (જો કે તેઓજ કહે છે છતાં) તો પ્રશ્ન એ છે કે–આવું કરવાનો તમારા મનમા વિકલ્પ શા માટે આવવો જોઇએ ?

જો સામો પક્ષ એમ કહે કે–હજી અમુક અંશે અજ્ઞાન રહી ગયું છે માટે આવા વિકલ્પો આવે છે, તો એ કથન પણ બરાબર નથી.

સિધ્ધાંત હંમેશા સર્વ દ્રવ્ય, સર્વક્ષેત્ર, સર્વકાલ, અને સર્વ ભાવને લગતું હોય છે, એટલે સિદ્ધાત જ્ઞાનમા તે વિષયને લગતું સિદ્ધાંત તરીકે સંપૂર્ણ જ્ઞાન આવી જાય છે. તેમાં કોઇ જ્ઞાન શેષ રહી જતું નથી,

સામો પક્ષ તો "પરસ્પર અસર નહીં" એ બાબતને સિધ્ધાંત તરીકે માને છે. તો પછી તેમાં પણ

અજ્ઞાન કઇ રીતે હોઇ શકે ? એટલે સામાપક્ષનુ આ સમાધાન પણ બરાબર નથી.

## પર લક્ષનો વિવક્ષિત અર્થ

સાચી વાત તો એ છે કે—આ ચારગતિ સંસારમાં પાંચ ઇન્દ્રિયાદિથી સંબંધિત કામ ભોગદિના જે સુખ-દુઃખ છે, તેમાં સુખ તુચ્છ અને અલ્પકાળવાળું છે ત્યારે દુઃખ ઘણું અને બહુકાલ વાળું છે. એકંદરે કામભોગ અનર્થોની ખાણ છે. તેમ સમજીને તે કામ ભોગાદિના સુખદુઃખ માટે જે પતિપત્ની આદિના પારસ્પરિક સંબંધો સ્થપાય છે, તે પારસ્પરિક સંબંધો પ્રત્યે અનાદર અને વિસ્મરણ કરવાની છદમસ્થને જરૂર છે. આવા કામભોગોને લગતા પતિ પત્ની આદિ પારસ્પરિક હેય સંબંધોને અનાદર અને વિસ્મરણ એજ ખરેખર પરલક્ષનો અભાવ છે. અને તેવો જ પરલક્ષ છોડવા યોગ્ય છે. અને તે પણ અલ્પ સુખ બહુ દુઃખ આદિ સમજીને.

આ પરલક્ષની સમ્યક વ્યાખ્યા છે, કેમકે સંગત છે સામાપક્ષની વ્યાખ્યા બરાબર નથી.

## (તો) દયા ધર્મનો લોપ થશે.

જો કોઇ જીવ એક બીજાને કાંઇ જ ન કરી શકે,

એમ માનવામાં આવશે તો દયા ધર્મ અને દાન ધર્મનો પણ લોપ થશે.

કોઇ જીવ મરે, એવા યોગોને અટકાવવા યતના કરવી, કોઇ જીવ ન મરે, એ રીતે યોગો ચલાવવા યતના કરવી, તે દયા ધર્મ છે. જ્યારે મોક્ષાર્થ ભાવ પૂર્વક આવી સોએ સો ટકા યોગોમાં યતના આવે ત્યારે તે નિશ્ચયનયથી પૂર્ણ દયા ધર્મ બને છે. અને જ્યારે અમુક ટકા ઓછા હોય ત્યારે નિશ્ચયનયથી તે અંશે દયા ધર્મ છે. અને વ્યવહારમા તે ઉણા અંશોની ઉપેક્ષા કરી માત્ર દયા ધર્મ જ કહેવાય છે. પૂર્ણ શુભયોગમાં વર્તતો સાધુ સર્વથા અનારંભી=અહિંસક છે અને અપૂર્ણ શુભ-યોગમાં વર્તતો સાધુ તેટલા અંશમાં અનારંભી-અહિંસક છે.

જો પરલક્ષનો સર્વથા જ અભાવ કરવામાં આવે તો તેમાં ઉપર કહ્યા પ્રમાણે જે નિશ્ચય દયા ધર્મ છે, જેમાં પરજીવની દયા આવે છે, જે દયા ધર્મ જૈનધર્મનો આત્મા છે=પ્રાણ છે, તેનો પણ લોપ થશે, માટે પણ સામા પક્ષની માન્યતા બરાબર નથી.

**દાન ધર્મનો પણ લોપ થશે.**

દયા ધર્મને પાળનારા, પોતાના પૂર્વના કર્મ ક્ષય જ્યાં સુધી ન થાય ત્યાં સુધી કાયાથી (મન વચનથી પણ) ધર્મ કરણી કરી શકે તે માટે તે કાયાને ટકાવવા ખાતર તે કાયા ધારીને આહાર પાણી વસ્ત્ર પાત્ર શય્યા આદિ નિર્દોષ નિર્જીવ વસ્તુ મોક્ષાર્થ ભાવે આપવી તે દાન છે.

જ્યારે દાન દેનાર સોએ સો ટકા માત્ર મોક્ષાર્થે જ નિર્દોષ વિધિથી સુપાત્રને કલ્પનીય દાન આપે ત્યારે તે નિશ્ચય દાન, દાન છે. અને તે નિશ્ચય દયાની પેઠે સંવર નિર્જરા વાળું છે અને ધર્મ છે.

જો પરલક્ષનો સર્વથા જ અભાવ કરવામાં આવે તો, તેના ઉપર કહ્યા પ્રમાણે જે નિશ્ચય દાન ધર્મ છે. જેમાં પર સાધુ પ્રમુખ જીવો આવે છે, જે જૈન ધર્મના આત્મારૂપ દયા ધર્મનું આલંબન છે. તે દાન ધર્મનો પણ લોપ થશે, માટે પરલક્ષનો સર્વથા અભાવ કરવો એવી સામાપક્ષથી માન્યતા બરાબર નથી.

## (માત્ર) દ્રવ્ય દૃષ્ટિ અપૂર્ણ દૃષ્ટિ છે.

પોતાના દ્રવ્ય ગુણ સિવાય પોતાની પર્યાય અને બાકી બધા જ જીવ અને અજીવના દ્ર૦ ગુણ પર્યાય

પ્રત્યેની દૃષ્ટિ છોડવી તેને સામો પક્ષ દ્રવ્ય દૃષ્ટિ કહે છે. પરંતુ તે માન્યતા બરાબર નથી.

તત્વ નવ છે. ૧-૨ જીવ અજીવ, ૩-૪ પુણ્ય પાપ ૫-૬ બંધ મોક્ષ, ૭-૮-૯ આશ્રવ સંવર, અને નિર્જરા સમ્યગ દૃષ્ટિને આ નવે તત્વો પ્રત્યે દૃષ્ટિ જોઈએ, આ નવ તત્વમા જીવ-અજીવ આ બે દ્રવ્ય તત્વો છે, અને બાકી બધા ૭ પર્યાય તત્વો છે. એટલે સમ્યગ દૃષ્ટિને દ્રવ્ય દૃષ્ટિ અને પર્યાય દૃષ્ટિ બન્ને દૃષ્ટિની જરૂર છે. પર્યાય દૃષ્ટિ છોડીને માત્ર દ્રવ્ય દૃષ્ટિ લેવા જતા ૭ સાત તત્વ તરફ દૃષ્ટિનો અભાવ થાય છે, માટે માત્ર દ્રવ્ય દૃષ્ટિ સમ્યગ દૃષ્ટિ નથી, અપૂર્ણ દૃષ્ટિ છે.

ઉપરાંત માત્ર પોતાના જ દ્રવ્ય ગુણ તરફ દૃષ્ટિ રાખવાથી પોતાના સિવાયના બાકી બધા જ જીવ અને અજીવ દ્રવ્ય તરફની દૃષ્ટિનો પણ અભાવ આવે છે. એટલે સામાપક્ષની દ્રવ્ય દૃષ્ટિ પણ ઉણી છે, અનંતમાં ભાગની છે.

## છદમસ્થ એકને જાણવાથી સર્વને ન જાણે.

જો સામો પક્ષ એમ કહે કે-જો એક આત્માને જાણ્યું તો સર્વ જાણ્યું એટલે દ્રવ્ય દૃષ્ટિમાં આત્મા

જણાતા સર્વ જણાય છે, એટલે દ્રવ્ય દષ્ટિ પૂર્ણ દષ્ટિ છે, તો આ કથન પણ બરાબર નથી.

એકને જાણે તે સર્વને જાણે આ કથન સર્વજ્ઞ આદિને આશ્રયીને લખાએલ છે. કેમકે ત્યાં આજ વાકયના પછીના અડધા ભાગમાં એમ કહેલ છે કે–જે સર્વેને જાણે એ જ એકને જાણે. એટલે આ વાકય સર્વને જાણનાર એવા સર્વજ્ઞ આદિને લગતું છે. સામાન્ય છદ્મસ્થ જીવને લગતું આ વાકય નથી, સામાન્ય જીવો તો એકને જાણે તો એકને જ જાણે, અને સર્વને જાણે તો જ સર્વને જાણે.

**જો એકના જ્ઞાનમાં સર્વનું જ્ઞાન આવી જ જતું હોય તો સામો પક્ષ "આત્મા માત્ર જ્ઞાતા દષ્ટા જ છે" એવું એક આત્માનું જ જ્ઞાન આપી ચુપ કેમ થતો નથી ? ક્રિયા આશ્રવ છે, સ્વરૂપ રમણતા ચારિત્ર છે, એમ અન્ય તત્વોના બોધક વાકયો શા માટે બોલે છે ? એટલે છદ્મસ્થ માટે એકના જ્ઞાનમાં સર્વનું જ્ઞાન આવી જાય છે, તે કથન બરોબર નથી.**

**પર્યાય દષ્ટિની સતત જરૂર છે.**

જો સામો પક્ષ એમ કહે કે–પહેલા તો નવ તત્વનું

જ્ઞાન=દ્રવ્ય પર્યાય ઉભય દૃષ્ટિનું જ્ઞાન મેળવવું જોઈએ. (જો કે સામો પક્ષ માત્ર આત્માની વાત કરે છે) પણ પછી પર્યાય દૃષ્ટિ છોડી માત્ર દ્રવ્ય દૃષ્ટિમાં જ ઠરવું જોઇએ, તો તે કથન પણ બરાબર નથી.

ભવ્ય જીવને એક વખત નવ તત્વ જાણ્યા પછી પણ બંધ, પાપ અને પુણ્ય અનિષ્ટ છે (પુણ્ય પાપની અપેક્ષાએ ઇષ્ટ જ છે) અને મોક્ષ ઇષ્ટ છે. આશ્રવ છોડવા જેવો છે, સંવર નિર્જરા કરવા જેવી છે. આ રીતે સતત પર્યાય દૃષ્ટિ જોઇએ.

મોક્ષ પણ પર્યાય છે. અને મોક્ષ માર્ગ પણ પર્યાય છે. જો ભવ્ય જીવ નવ તત્વના જ્ઞાન પછી પર્યાય દૃષ્ટિ ભૂલે તો, મોક્ષ અને મોક્ષમાર્ગ બન્ને જ ભૂલે. અને બન્નેની દૃષ્ટિના અભાવમાં મોક્ષ અને મોક્ષ માર્ગ બન્નેનો ભવ્ય માટે અભાવ થાય, મોક્ષ અને તેના મોક્ષ માર્ગ માટે, ભવ્ય જીવને દ્રવ્ય દૃષ્ટિથી વધારે પર્યાય દૃષ્ટિ કેળવવી જોઇએ. તો જ ભવ્ય જીવ મોક્ષ માર્ગમા આગળ વધે, અને મોક્ષ પામે. દૃષ્ટિ વિનાનો અંધ જીવ શું જુવે ? શું વધે ? અને શુ પામે ?

**(માત્ર) દ્રવ્ય દૃષ્ટિ અકામ નિર્જરા છે.**

જો સામો પક્ષ એમ કહે કે—એક દ્રવ્યદૃષ્ટિ રાખતા=

આત્મામાં ધ્યાન રાખતા બંધ માર્ગ પોતે જ અટકે છે, અને બંધ રોકાય છે. મોક્ષ માર્ગ પોતે જ આગળ વધે છે, અને મોક્ષ પમાય છે. એટલે દ્રવ્ય દૃષ્ટિમા બધું જ આવી જાય છે, પર્યાય દૃષ્ટિની જરૂર નથી. તો તે કથન પણ બરાબર નથી.

**જે ભવ્ય જીવને મોક્ષ અને મોક્ષ માર્ગ પર્યાય (બંધ અને બંધ માર્ગ જેને માટે પ્રતિ પક્ષ પર્યાય છે.) તે માટે ઉપયોગ અને યોગ વર્તે છે, તે જીવને જ દ્રવ્ય દૃષ્ટિમાં મોક્ષમાર્ગ-પ્રદ નિર્જરા થઇ શકે છે. પરંતુ જે જીવને મોક્ષ અને મોક્ષમાર્ગ પર્યાય પ્રત્યે યોગ ઉપ-યોગ વર્તતા નથી, તે જીવને દ્રવ્ય દૃષ્ટિથી જે નિર્જરા થાય છે તે નિર્જરા મોક્ષ આપનાર નથી. કારણ કે—તેની નિર્જરા મોક્ષ અને મોક્ષ માર્ગની કામના વિનાની અકામ નિર્જરા છે. મોક્ષ અને મોક્ષ પર્યાયની કામના સહિતની નિર્જરા જ સકામ નિર્જરા છે, અને તે જ મોક્ષ આપી શકે છે.**

(માત્ર) દ્રવ્ય દૃષ્ટિ પ્રમાણ નથી.

અંધાદિ પર્યાય તરફ દ્રષ્ટિ રાખવામાં ન આવે તો, પર્યાયની ગૌણતાવાળો દ્રવ્ય સત માત્ર છે=વિશેષતા રહિત છે. અને વિશેષતા રહિત સત માત્રનો બોધ તે ચક્ષુ દર્શન, અચક્ષુ દર્શન છે, પરંતુ મતિજ્ઞાન શ્રુતજ્ઞાન નથી.

જ્યારે જીવ, દ્રવ્યની સત્તા માત્રથી આગળ પર્યાય તરફ વાળે છે=તેની વિશેષતાનો બોધ કરે છે, ત્યારે મતિજ્ઞાન થાય છે. અને જ્યારે તે પર્યાય તરફ ત્રિકાલ સૈદ્ધાંતિક દ્રષ્ટિથી જુવે છે, ત્યારે તે શ્રુતજ્ઞાન બને છે.

જ્ઞાન અને દર્શનમાં જ્ઞાનને પ્રમાણ માનવામાં આવ્યું છે. અને દર્શનને અપ્રમાણ માનવામા આવ્યું છે. જ્ઞાનમા મતિજ્ઞાન ને=જાત અનુભવને ટુકું જ્ઞાન માનવામા આવ્યુ છે અને શ્રુતજ્ઞાનને વ્યાપક જ્ઞાન માનવામાં આવ્યું છે.

એટલે અવ્યક્ત પર્યાય વાળી વિશેષ રહિત, સત માત્ર આત્મ દ્રવ્ય ઉપરની દ્રવ્ય દ્રષ્ટિ તે દર્શન છે, અપ્રમાણ છે=પ્રમાણ નથી. પરંતુ જ્યારે જીવ પોતાની આત્માની પર્યાય જુએ છે, હું બદ્ધ છુ અને બંધ માર્ગમા છું, પરતુ મને મુક્ત થવું છે. તે માટે મોક્ષ માર્ગમા ચાલવુ છે. ત્યારે તે સપર્યાય દ્રષ્ટિ જ્ઞાન બને છે=પ્રમાણ બને છે. અને જ્યારે જીવ ત્રૈકાલિક સિદ્ધાંત

પ્રમાણે વ્યાપક એવું નક્કી કરે છે કે બંધ અને બંધ માર્ગ તથા મોક્ષ અને મોક્ષમાર્ગ ભગવંતે જે કહ્યું છે તે સર્વ જીવો માટે, સર્વ કાલ માટે, સર્વ ક્ષેત્ર માટે, સર્વ રીતે નિશ્ચિંતજ છે, તેમાં જરાપણ ન્યૂનાધિક વિપરીતતા નથી જ ત્યારે તે શ્રુતજ્ઞાન બને .છે.

સામાન્ય છદ્મસ્થ જીવોને દર્શન હોય, પરંતુ તેનું મહત્વ નથી. જ્ઞાનનું જ મહત્વ છે. જ્ઞાનમાં પણ શ્રુત–જ્ઞાનનું વધુ મહત્વ છે. માટે ભવ્ય જીવોએ દ્રવ્ય દષ્ટિને અત્યન્ત ગૌણ કરીને, પર્યાપ દષ્ટિને અત્યન્ત મહત્તા આપવી જોઇએ.

**(માત્ર) દ્રવ્ય દૃષ્ટિ સમ્યગ દૃષ્ટિ નથી.**

**જીવ દ્રવ્ય તરફ દષ્ટિ, જેમાં બંધ અને બંધ માર્ગ પર્યાય તથા મોક્ષ અને મોક્ષ માર્ગ પર્યાય અવ્યક્ત છે, જીવની સત્તા માત્રને વિશે-ષતા રહિત જોવામાં આવે છે, તેવી દષ્ટિ તો સમ્યગદષ્ટિ મિથ્યાદૃષ્ટિ બન્ને નેજ હોય છે, તે દૃષ્ટિ સમ્યગ દૃષ્ટિ છે. એમ કહી શકાય નહીં.**

**જે જીવને બંધ ઇષ્ટ અને મોક્ષ અનિષ્ટ છે, બંધ માર્ગ ઉપાદેય અને મોક્ષ માર્ગ હેય છે,**

**એવી પર્યાય દ્રષ્ટિ તે મિથ્યા દ્રષ્ટિ છે, અને જે ભવ્ય જીવને બંધ અનિષ્ટ તથા મોક્ષ ઇષ્ટ છે, બંધ માર્ગ હેય અને મોક્ષમાર્ગ ઉપાદેય છે, તે જીવની દ્રષ્ટિ સમ્યગ દ્રષ્ટિ છે, તેને જ સમ્યગ દ્રષ્ટિ કહેવામાં આવી છે.**

**એટલે દ્રવ્ય દ્રષ્ટિ તે સમ્યગ દ્રષ્ટિ નથી, જે પર્યાય દ્રષ્ટિ છે. તેમાં જ સમ્યગ દ્રષ્ટિ સંભવ છે. જીવ દ્રવ્યનું જ્ઞાન પણ પર્યાય સહિત છે.**

જો સામો પક્ષ એવો પ્રશ્ન કરે કે–જો દ્રવ્ય દ્રષ્ટિ પ્રમાણ નથી, અને તે સમ્યગ દ્રષ્ટિ નથી તો, નવ તત્વમાં જીવ–અજીવ બે તત્વો દ્રવ્ય તત્વ છે. તેનુ જ્ઞાન પણ અપ્રમાણ થશે, અને સમ્યગ દર્શનમાં તે બે તત્વની શ્રદ્ધા અંગભૂત નહી રહે. તો તે કથન બરાબર નથી.

જીવ અને અજીવ જો કે દ્રવ્ય છે. પરંતુ તત્વમાં તેનો બોધ દર્શન રૂપે નહીં, પરંતુ જ્ઞાન રૂપે કરવામા આવે છે. સત માત્ર રૂપે નહીં પરંતુ વિશેષ રૂપે બોધ કરવામાં આવે છે. દ્રવ્ય માત્ર નહીં પરંતુ પર્યાય સહિત જ્ઞાન કરવામાં આવે છે. જેમકે–જીવ તત્વના જ્ઞાનમા જીવનુ જ્ઞાન લક્ષણ અને ભેદથી કરવામા આવે છે. લક્ષણમા જીવના જે લક્ષણો બતાવવામાં આવે છે. તે બધા પર્યાય જ છે. જેમકે–ચેતના લક્ષણ તે જીવત્વ

પર્યાય છે. શુભાશુભ કર્મનો કર્તા ભોકતા તે બંધમોક્ષ અને બંધ–મોક્ષ માર્ગ પર્યાય છે. જીવ નિત્ય છે તે કાલ પર્યાય છે. ભેદમાં જીવના એક ભેદ, બે ભેદ, ત્રણ ભેદ, યાવત ચઉદ ભેદ, અને ૫૬૩ ભેદ શિખડાવવામાં આવે છે, તેમાં બે ભેદ સિદ્ધ અને સંસારી તે પર્યાય છે. એવીજ રીતે ત્રણ ભેદ ભવ્ય, અભવ્ય, નો ભવ્ય, નો અભવ્ય, આદિ બધા જ બાકીના ભેદ પર્યાય આધારિત છે. જીવનો જે એક ભેદ છે–જીવ ચેતન લક્ષણથી એક છે, તેમાં ચેતના લક્ષણ પણ જીવત્વ પર્યાય છે. એટલે જીવ તત્વનો બોધ પણ જ્ઞાન રૂપે છે, વિશેષ રૂપે છે, પર્યાય પૂર્વક છે. એટલે તે તત્વજ્ઞાન પ્રમાણ જ્ઞાન છે. સમ્યગ દર્શનનું અંગભૂત છે. એવીજ રીતે અજીવનુ જ્ઞાન પણ લક્ષણ અને ભેદ વડે પ્રમાણ જ્ઞાન છે. પરંતુ અપ્રમાણ નથી, પર્યાય પૂર્વક છે, પર્યાય રહિત સત માત્ર નથી.

## (સાત) દ્રવ્ય દષ્ટિમાં કાંઇ લાભ થતી નથી.

જ્યારે જીવ, આત્માના સત માત્ર દ્રવ્ય તરફ દષ્ટિ કરે છે. ત્યારે તે દર્શનોપયોગમા હોય છે. અને જ્યારે જીવ બંધ મોક્ષ અને તેના માર્ગ તરફ દષ્ટિ કરે છે, ત્યારે તે જ્ઞાનોપયોગમાં હોય છે. અને તેમાં જ્યારે બંધ મોક્ષ અને તેના માર્ગ તરફ સિંધાંત દષ્ટિથી જ્યારે જોતા હોય ત્યારે શ્રુતજ્ઞાનોપયોગમાં હોય છે.

જીવને દર્શનોપયોગમાં સહુથી ઓછી નિર્જરા માની છે. મતિજ્ઞાનમાં તેથી વધુ નિર્જરા માની છે. અને શ્રુતજ્ઞાનમાં સૌથી વધુ નિર્જરા માની છે. જગતમાં સમ્યક્ત્વથી લઇ ચારિત્ર પ્રમુખ કેવલજ્ઞાન સુધી જેટલી લબ્ધિઓ મળે છે, તે અધિકાશ શ્રુતજ્ઞાનોપયોગમા જ મળે છે, દ્રવ્ય દૃષ્ટિમા લગભગ કોઇપણ લબ્ધિ થતી નથી.

એટલે જીવને દ્રવ્ય દૃષ્ટિથી પર્યાય દૃષ્ટિ તરફ, અને તેમા પણ સિદ્ધાંત દૃષ્ટિ તરફ આગળ વધવું જોઇએ.

**(માત્ર) દ્રવ્ય દૃષ્ટિ ક્ષણ જીવી છે.**

દ્રવ્યની સત્તા માત્રનો બોધ તે દર્શનોપયોગ છે. અને દ્રવ્યનો પર્યાય (પર્યાયની ગૌણતા કે મુખ્યતા) સહિતનો બોધ તે જ્ઞાનોપયોગ છે.

જ્ઞાનોપયોગ અને દર્શનોપયોગ બન્નેમાથી કોઇપણ જીવ માત્રને જ જોતો રહે તે અસંભવ છે. એટલે જીવ માત્ર દ્રવ્ય દૃષ્ટિમા જ રહે તે શકય નથી જ. દર્શનોપયોગ પછી જીવને જ્ઞાનોપયોગ હોય જ છે.=શુદ્ધ સત આત્મ દ્રવ્યના ઉપયોગ પછી બંધ મોક્ષ અને તેના માર્ગ પર્યાય પ્રત્યે દૃષ્ટિ આવે જ. કારણ કે જીવ માત્ર દ્રષ્ટા જ નથી, પરંતુ જ્ઞાતા પણ છે.

જ્ઞાનોપયોગ અને દર્શનોપયોગમાં દર્શનોપયોગનો કાલ ઓછો છે. અને જ્ઞાનોપયોગનો કાલ વધારે છે. જ્ઞાનોપયોગના કાલ કરતાં દર્શનોપયોગનો કાલ સંખ્યય ભાગ માત્ર છે. જ્યારે દર્શનોપયોગના કાલ કરતાં જ્ઞાનોપયોગનો કાલ સંખ્યય ગુણ છે. એટલ શુદ્ધ દ્રવ્ય દૃષ્ટિ ક્ષણ જીવી છે, પર્યાય મિશ્ર દૃષ્ટિ જ ચિર સ્થાયી છે.

**મોક્ષ દૃષ્ટિ પર્યાય દૃષ્ટિ છે.**

જો સામો પક્ષ એમ કહે કે–અમે શુદ્ધ સત માત્ર આત્માને જોવાનું કહીએ છીએ, તેનો અર્થ કર્મ ફલ રહિત સિદ્ધની જેવી દશા છે, તેવી દશાને જોવાનું કહીએ છીએ. તે જ્ઞાનરૂપ છે=પ્રમાણ રૂપ છે, તિવ્ર નિર્જરા રૂપ છે. અને ચિર સ્થાયી છે, અપ્રમાણાદિ નથી, તો તે કથન તેમના મત સાથે સંગત નથી.

આત્માની જે કર્મ અને કર્મ ફલ રહિત શુદ્ધ સિદ્ધ અવસ્થા છે, તે મોક્ષ પર્યાય છે, દ્રવ્ય માત્ર નથી. એટલે તેની અવસ્થાનુ ચિંતન તે તો પર્યાય દૃષ્ટિ છે, પર્યાય રહિત શુધ્ધ સત્તા માત્રની દૃષ્ટિ નથી.

જો સામોપક્ષ સિદ્ધ અવસ્થાના ચિંતનની વાત કહેતો હોય તો, પર્યાય દૃષ્ટિ છોડવાની વાત અસંગત છે. અને જો પર્યાય દૃષ્ટિ છોડવી ઉચિત હોય તો, તે સામાપક્ષની દૃષ્ટિ દર્શન જ રહે છે, પ્રમાણ બનતી નથી.

ઉપરાંત મોક્ષ પર્યાયને જ જોવામાં આવે, અને મોક્ષ માર્ગ પર્યાય જોવામાં ન આવે તો તે અપૂર્ણતા પણ તેમાં રહે જ છે.

## દ્રવ્ય પર્યાય દૃષ્ટિનો સાપેક્ષ અર્થ.

ક્યાંય કોઇ જગ્યાએ દ્રવ્ય દૃષ્ટિ કેળવવાની અને પર્યાય દૃષ્ટિ છોડવાની વાત આવી હોય તો તેનો અર્થ એ છે કે–અજ્ઞાની મોહી જીવ વર્તમાન બંધ અને બંધ માર્ગ પર્યાય ખરાબ જાણતો નથી, તથા તેમાં મુગ્ધ થઇ રહ્યો છે, તથા જીવ આ ભવ પછી પણ નિત્ય છે, અને પરલોક જવાનો છે, તેને જાણતો નથી, તે પ્રત્યે આદર કરતો નથી. તેવા જીવને જીવની નિત્યતાનુ જ્ઞાન કરાવવા તે પૂરતી દ્રવ્ય દૃષ્ટિ બતાવવામાં આવે છે, અને વર્તમાન બંધ અને બંધ માર્ગ પ્રત્યે આદર છોડાવવા તે પર્યાય પૂરતી પર્યાય દૃષ્ટિ છોડાવવામા આવે છે. એટલે તે કથન સાપેક્ષ અને સમ્યક છે. તેમાં મોક્ષ અને મોક્ષ માર્ગરૂપ પર્યાય દૃષ્ટિ છોડવાની વાત નથી, પર્યાય રહિત શુદ્ધ સત માત્ર આત્માને જોવાની પર્યાય નિરપેક્ષ વાત નથી.

## (માત્ર) દૃષ્ટિ મોક્ષમાં લઇ જતી નથી.

ભવ્ય જીવ આઠ કર્મ અને તેના ફળોથી

હમેશ માટે બધી રીતે મુક્ત થાય, જ્યાં કષાય–નો કષાય, સાતા–અસાતા, જન્મ–મરણ, શુભ શુભત્વ, ઉચ્ચ નીચપણું કાંઇ નથી, હવે જયા કાંઇ કરવા પણું નથી શાશ્વત જ્ઞાન દર્શન સમ્યક્ત્વ અને પરિપૂર્ણ પરમસુખ માત્ર છે. એવી દશાને પામે તે મોક્ષ છે.

ચારિત્ર તપની ક્રિયા રૂપ પુરૂષાર્થ તે મોક્ષનો માર્ગ છે. ગુરૂના ઉપકાર, સંઘના સહકાર, પાપ કર્મની હાનિ. અને પુણ્યની વૃધ્ધિમાં તે માર્ગ મળે છે. તે માર્ગ સમ્યગ જ્ઞાન વડે જણાય છે, અને સમ્યગ દર્શન વડે તે માર્ગ ઉપર શ્રદ્ધા થાય છે.

આ રીતે સમ્યગ દર્શન કે સમ્યગ દૃષ્ટિ વડે, મોક્ષ અને મોક્ષ માર્ગ ઉપર શ્રદ્ધા માત્ર જ થાય છે. તે વડે મોક્ષ માર્ગમાં આગળ વધાતું નથી, તે વડે મોક્ષમા પ્રવિષ્ટ થવાતું નથી, પરંતુ ચારિત્ર તપની ક્રિયા વડે જ મોક્ષ માર્ગમાં=સંવર નિર્જરામાં આગળ વધાય છે, અને મોક્ષ પમાય છે. એટલે સમ્યગ દૃષ્ટિ ઠેઠ મોક્ષ સુધી લઇ જાય છે, તે કથન બરોબર નથી. ચારિત્ર તપની ક્રિયા જ ઠેઠ મોક્ષ સુધી લઇ જાય છે, તેજ કથન સત્ય છે.

**સમ્યગ દર્શન વડે ચારિત્ર આવતું નથી.**

જો સામો પક્ષ એમ કહે કે—એક વખત સમ્યગ દર્શન મેળવવાની જરૂર છે. સમ્યગ દર્શન આવ્યા પછી ચારિત્ર પોતાની મેળે આવે જ. તો આ કથન પણ બરાબર નથી.

સમ્યગ દર્શન વિના ચારિત્ર આવતું નથી, તે વાત બરાબર. પરંતુ સમ્યગ દર્શન ચારિત્ર લાવે છે, તે બરાબર નહી. જો સમ્યગ દર્શન ચારિત્ર લાવતું હોય તો, સમ્યગદર્શન આવ્યા પછી બધા જ જીવોને સરખા કાળે ચારિત્ર આવવું જોઇએ. પરંતુ કોઈ ને સમ્યગ દર્શન સાથે જ ચારિત્ર આવે છે, કોઇને તે ભવ પૂરો થઇ જાય તો પણ આવતું નથી, કોઇને છેક અર્ધ પુદગલ પૂરો થવા જાય ત્યારે ચારિત્ર આવે છે. એમ ફેર શા માટે પડે છે ? વળી સમ્યગ દર્શન ચારિત્ર લાવતું હોય તો, ક્ષાયિક સમ્યકત્વવાળાને ચારિત્ર પહેલા આવવું જોઇએ. પરંતુ અમુક વખતે ક્ષાયોપશમ સમ્યકત્વી ચારિત્ર પામે, અને ક્ષાયિક સમ્યકત્વી ચારિત્ર ન પામે. એટલે સમ્યગ દર્શન ચારિત્ર લાવે છે, તે બરાબર નથી.

સમ્યગ દર્શન આવ્યા પછી જે જીવને સર્વ જીવો પ્રત્યે દયા ઉપજી હોય અને સર્વ પરિગ્રહ પ્રત્યે વૈરાગ્ય આવ્યો હોય, તે જીવ જ્યારે હિંસાદિ થાય તેવા યોગોને અટકાવવાની અને હિંસાદિ ન થાય તેવા જ

યોગોને પ્રવર્તાવવાની યતના માટે=પુરૂષાર્થ માટે પુરૂષાર્થ ઉત્પન્ન કરી પ્રતિજ્ઞા લ્યે તેને જ ચારિત્ર પ્રાપ્ત થાય છે એટલે સમ્યગ દર્શન ચારિત્ર લાવતું નથી. પરંતુ સમ્યગ દર્શન પછી ચારિત્ર યોગ્ય પુરૂષાર્થથી જ ચારિત્ર આવે છે.

=*=

## પ્રશ્નોત્તર પાંચમો

પ્રશ્ન ૫

સોનગઢ મતે અજ્ઞાનની વ્યાખ્યા.

(૧) અનાદિ કાલથી જીવ પોતાને દોષે બંધાઇ રહ્યો છે. પોતાનો દોષ એ કે પરને પોતા પણે માને અને પોતે પોતાને ભૂલી ગયો, તે જ અજ્ઞાન.

(૨) દ્રવ્યનો સ્વભાવ જ્ઞેયોને જાણવાનો છે, એવો વસ્તુ સ્વભાવ છે. જ્ઞેયને જાણવા માત્રથી જ્ઞાનમાં વિકાર થતો નથી. પણ જ્યારે જ્ઞેયોને જાણી તેને સારા નરસા માની આત્મારાગી, દ્વેષી, વિકારી થાય છે. ત્યારે જ્ઞાનમાં વિકાર થાય છે, અને તે જ અજ્ઞાન છે.

(૩) માત્ર પુરૂષાર્થનું વલણ સ્વ તરફ કરવાને બદલે પર તરફ કરે છે, તે અજ્ઞાન.

(૪) પોતાનો આત્મા અને પોતાના આત્માના ગુણો સિવાય બધા જડ પદાર્થો પર છે,

**એવું જાણવું તે સમ્યગ જ્ઞાન, અને તેથી ઉલટું જાણવું તે અજ્ઞાન.**

**તો ખરેખર સમ્યગ જ્ઞાન, અને અજ્ઞાન (મિથ્યા-જ્ઞાન)ની વ્યાખ્યા શું છે?**

**ના આ માન્યતા બરાબર નથી.**

**અજ્ઞાન, તે બંધ પર્યાય નથી.**

સામા પક્ષ વાળા કહે છે કે—અનાદિ કાલથી જીવ પોતાના દોષે=અજ્ઞાને બંધાઈ રહ્યો છે. એટલે કે જીવને અજ્ઞાન, બંધન છે. પરંતુ આ માન્યતા બરાબર નથી.

સામા પક્ષને પ્રશ્ન એ છે કે—અજ્ઞાન શું છે? દ્રવ્ય ગુણ કે પર્યાય? જો દ્રવ્ય માનો (જો કે અજ્ઞાન ખરેખર દ્રવ્ય નથી છતાં) તો તમે તો એક દ્રવ્યને બીજા દ્રવ્યથી સર્વથા બંધન રહિત માનો છો. તો અજ્ઞાન જો દ્રવ્ય હોય તો, તે વડે જીવ કેમ બંધાય? અગર તમે અજ્ઞાનને ગુણ માનો (જો કે અજ્ઞાન ખરેખર ગુણ પણ નથી.) તો અજ્ઞાન આત્માનો ગુણ માનવો પડશે, અને ગુણ નિત્ય હોવાથી આત્મા સદા જ બદ્ધજ રહેશે. કોઇ દિવસે મુક્ત થઈ શકશે નહી. અગર તમે અજ્ઞાનને પર્યાય માનો (અજ્ઞાન ખરેખર પર્યાય જ છે)

તો, અજ્ઞાન=વિપરીત જાણવું તે તો ક્રિયા પર્યાય છે. અને ક્રિયા પર્યાય ક્ષણક્ષણની હોય છે. એટલે તે ક્ષણિક અજ્ઞાન પર્યાય જીવ સાથે અનાદિ કાલથી કેમ હોઇ શકે ?

જો સામો પક્ષ એમ કહે છે કે-જીવને ક્ષણે ક્ષણે અજ્ઞાન પર્યાય ઉત્પન્ન થાય છે, અને તે વડે જીવ ક્ષણે ક્ષણ બંધાય છે. તો તે કથન પણ બરાબર નથી.

પ્રશ્ન એ છે કે-પહેલા ક્ષણની અજ્ઞાનાત્મક બંધ પર્યાય બીજે ક્ષણે સર્વથા નષ્ટ થઇને બીજે ક્ષણે બીજી અજ્ઞાનાત્મક બંધ પર્યાય ઉત્પન્ન થાય છે, કે પહેલા ક્ષણની અજ્ઞાનાત્મક બંધ પર્યાય બીજે ક્ષણે વિધમાન રહીને બીજે ક્ષણે બીજી અજ્ઞાનાત્મક બંધ પર્યાય ઉત્પન્ન થાય છે.

જો પહેલા ક્ષણની અજ્ઞાનાત્મક બંધ પર્યાય બીજે ક્ષણે સર્વથા નષ્ટ થઇ જતી હોય તો, બીજે ક્ષણે ફરી બંધ પર્યાય ઉત્પન્ન થવી ન જોઇએ. કેમકે એક વખત બંધ પર્યાય સર્વથા નષ્ટ થઇ ગયા પછી બીજે ક્ષણે મોક્ષ પર્યાય જ ઉત્પન્ન થાય છે. બંધ પર્યાય ઉત્પન્ન થતી નથી. બીજે ક્ષણે પણ કાંઇક અંશે બંધ પર્યાય હોય તો જ નવી બંધ પર્યાય થાય.

અને જો એમ કહો કે–અજ્ઞાનાત્મક બંધ પર્યાય બીજે ક્ષણે કાંઇક રહે છે, તો તે મિથ્યા છે. કેમકે અજ્ઞાન=વિપરીત જાણ પણા રૂપ ક્રિયા પર્યાય બીજે ક્ષણે સર્વથા જ નષ્ટ થાય છે. દેશથી નષ્ટ થતી નથી. એટલે તે જ અજ્ઞાનાત્મક બંધ પર્યાય બીજે ક્ષણે અંશે પણ વિદ્યમાન ન હોવાથી, બીજે ક્ષણે અજ્ઞાનાત્મક બંધ પર્યાય નવી ઉત્પન્ન થઇ શકે નહી.

પરંતુ જીવને બંધ પર્યાય અનાદિથી અંશે ક્ષય થાય છે. અને અંશે નવી બંધાય છે, એટલે અજ્ઞાન તે બંધન હોઇ શકે નહી.

જો સામો પક્ષ એમ કહે કે–પહેલા ક્ષણની અજ્ઞાન ક્રિયા પર્યાય તો બીજે ક્ષણે સર્વથા નષ્ટ થઇ જાય છે, પરંતુ ઉપાદાન આત્મા બગડેલો છે, તેથી બીજે ક્ષણે પણ અજ્ઞાન પર્યાય ઉત્પન્ન થાય છે. અને આત્મા તેથી બંધાય છે, તો તે કથન પણ બરાબર નથી. કેમકે તમો તો ઉપાદાન આત્મ દ્રવ્યને ત્રિકાલ શુદ્ધ=અવિકારી, નહી બગડેલો એવો માનો છો, એટલે ઉપાદાન બગડેલો હોવાથી અજ્ઞાન ક્રિયા પર્યાય ઉત્પન્ન થાય છે, ઇત્યાદિ કથન સંગત નથી.

**કર્મ બંધન તે બંધ પર્યાય છે.**

**યથાર્થમાં તો જીવના આઠ રૂચક અને બીજા બધા જ, આત્મ પ્રદેશો સાથે જે અનંત અનંત કર્મ સ્કંધો ચોંટેલા છે, જીવને ચારે ગતિમાં અનુસરે છે. અને જીવ ઉપર સીધી રીતે કે અન્ય દ્રવ્ય ક્ષેત્ર મારફત અસર કરે છે. તે કર્મ બંધ તે જીવ માટે બંધ પર્યાય છે.**

સામો પક્ષ, જીવની સાથે કર્મ પુદ્દગલો ચોંટેલા છે, એમ માનતો નથી. જ્યાં સંસારી જીવ છે, ત્યાં કર્મ છે અને જ્યાં કર્મ છે. ત્યાં સંસારી જીવ છે. એમ જીવ અને કર્મનો એકાવગાહ માત્ર માને છે. પરંતુ એકાવગાહ તે તો બંધ પર્યાય માની શકાય નહી, કેમકે જ્યાં સિદ્ધ ક્ષેત્રમાં સિધ્ધો બિરાજે છે. ત્યાં બીજા એકેન્દ્રિયાદિ જીવોના પણ કર્મ સ્કંધો તો છે જ. એટલે સિધ્ધોને પણ બંધ પર્યાય માનવી પડે, પરંતુ સિધ્ધોને તો મુક્ત પર્યાય છે, બંધ પર્યાય નથી. એટલે એકાવગાહ તે તો બંધ પર્યાય માની શકાય નહી.

અને સામો પક્ષ જીવને કર્મ અનુસરે છે, એમ માનતો નથી. પરંતુ જીવ પોતાની ગતિ ક્રિયાથી અન્યત્ર જાય છે. તેમજ કર્મ પણ સ્વતંત્રપણે પોતાની જ ગતિ માત્રથી અન્યત્ર જાય છે એમ માને છે. પરંતુ તે પણ બંધ માની શકાય નહીં. કેમકે એમ તો નિગોદ શરી-

રોમાંથી કેટલાય અનંત જીવો સાથે નિકળી અન્યત્ર જાય છે, તેને પણ બંધ માનવો પડશે. અને તેથી જીવ જીવનો પરસ્પર બંધ થશે. પણ જીવ જીવનો પરસ્પર બંધ પર્યાય છે નહી.

કર્મ જીવ પર અસર કરે છે. એમ પણ સામોપક્ષ માનતો નથી. કર્મ પોતાની પર્યાય પ્રમાણે બદલાય છે, અને જીવ પોતાના ઉપાદાન પ્રમાણે બદલાય છે એમ માને છે.

## મિથ્યા કલ્પના અને તેથી હાનિ.

સામાપક્ષને કર્મને બંધ તરીકે માનવું નથી, અને નવતત્વમાં બંધ પણ તત્વ તો છે. એટલે સામાપક્ષને બંધ તત્વ માટે કાંઇ બીજું ઉભુ કરવાની જરૂર હતી, એ ે તેણે અજ્ઞાન ક્રિયા સાથે જીવનું બંધાવાપણું, તેમાં બંધ તત્વની કલ્પના કરી. પણ એમ કરવા જતાં જે બંધ બેસે એવું અને યથાર્થ તત્વ હતું તે હાથમાંથી ગયું, અને જે બંધ ન બેસે એવું અને અયથાર્થ તત્વ હાથમાં આવી ગયું.

## કર્મને બંધ પર્યાય માનવામાં સંગતિ.

કર્મને બંધ તરીકે માનવામાં એક તો સંગતિ એ

છે કે-કર્મથી રહિત તો આત્માશુદ્ધ=એકલો છે. પરંતુ અશુદ્ધ=બંધાયેલો છે. અને અશુદ્ધ=તેનું દ્રવ્યત્વ બગડેલું છે. તે વડે ગુણપણ અશુદ્ધ=વિકારી થઈ ગયેલા છે. તેથી જીવમાં અશુદ્ધ=અજ્ઞાનાદિ પર્યાયો નિકળે છે.

બીજી સંગતિ એ છે કે-કર્મ પ્રતિ સમય જીવમાંથી અમુક ક્ષય પામે છે. અને અમુક વિધમાન રહે છે, અમુક નવા બંધાતા રહે છે. એટલે જીવમાં, સંસાર પણામાં સતત બધ્ધ અવસ્થા ચાલુ રહેવાથી, પહેલા સમયની આજ્ઞાનાદિ પર્યાય બીજે સમયે સર્વથા નષ્ટ થઇ જતાં, છતાં મોક્ષ થતો નથી. અને બીજે સમય પણ ફરી અજ્ઞાનાદિ પર્યાયો ઉત્પન્ન થાય છે.

જો કે અજ્ઞાનાદિ ઉત્પન્ન થવામાં જીવનો વર્તમાન કાળવાળો મન વચન કાયાનો જ્ઞાનથી વિપરીત પુરૂષાર્થ પણ કારણ છે. તેનો નકાર નથી. પણ તે પુરૂષાર્થ પણ ક્ષણક્ષણનો છે. ક્ષણક્ષણમાં ઉત્પન્ન વિનષ્ટ થનારો છે. એટલે વિપરીત પુરૂષાર્થનેજ જો બંધ માનવામાં આવે તો, પ્રથમ ક્ષણના પુરૂષાર્થના વિનાશ પછી, બીજે ક્ષણ મોક્ષ પર્યાય ઉત્પન્ન થવી જોઇએ, ઇત્યાદિ અજ્ઞાનને બંધ માનવામા જે ઉણપ રહે છે, તેજ ઉણપો અહીં પણ આવીને ઉભી રહે છે. એટલે પુરૂષાર્થની ન્યુનાધિક વિપરીતતા પણ કારણ છે. પરંતુ બંધતત્વની સંગતિ

કર્મ તે બંધ છે, એમ માનવાથીજ બને છે, જે સર્વજ્ઞ કથિત અને યથાર્થ છે.

## રાગદ્વેષ તે બંધ તત્વ નથી.

જો સામો પક્ષ એમ કહે કે–અજ્ઞાનથી અમારો અભિપ્રાય રાગદ્વેષ છે (જો કે રાગદ્વેષ એ જ તેમનો અભિપ્રાય નથી.) અને રાગદ્વેષને તો તમો પણ બંધ માનો જ છો. એટલે અમારા પક્ષમા તમોએ જે ભૂલ બતાવી તે ભૂલ તમારા પક્ષમાં પણ આવશે ને ?

તો ઉત્તર છે—અમારા પક્ષમાં તે દોષ નથી. કેમકે અમો રાગદ્વેષને અપેક્ષા વિશેષથી બંધ કહીએ છીએ, પરંતુ રાગદ્વેષને બંધતત્વ તરીકે માનતા નથી, કર્મને જ બંધ તત્વ તરીકે માનીએ છીએ.

જે કર્મ બંધાય છે, તે રાગદ્વષ વડે (અને યોગ વડે બંધાય છે, એટલે કર્મરૂપ કાર્ય માટે જ્યારે કારણ રૂપ રાગદ્વેષને મુખ્ય કરવામાં આવે ત્યારે રાગદ્વેષને પણ બંધ કહેવાય છે. પરંતુ તેમાં રાગદ્વેષ ખરેખર બંધ નથી પરંતુ આશ્રવ તત્વ છે. તેમાં જે કર્મ બંધાય છે, તેજ બંધ તત્વ છે.

અગર તો જ્યારે મોહનીય કર્મ ઉદયમાં આવે છે, (અને યોગ ઉપર અંકુશ રાખવામાં નથી આવતું) ત્યારે રાગદ્વેષ થાય છે. એટલે કર્મ રૂપ કારણમાં જ્યારે રાગ-દ્વેષ રૂપ કાર્યનો ઉપચાર કરવામાં આવે છે, ત્યારે રાગ-દ્વેષને પણ બંધ કહેવામાં આવે છે. પરંતુ તેમાં રાગદ્વેષ ખરેખર બંધ તત્વ નથી, ઔદયિક ભાવ છે, તેમાં જે કર્મ ઉદય છે. તે જ બંધ તત્વ છે.

અગર તો રાગદ્વેષ પર્યાયમાં જીવ બંધાય તે બંધ પણા માત્રને લઇને રાગદ્વેષને બંધ કહી શકાય, પરંતુ તત્વ દૃષ્ટિએ કર્મ જીવ સાથે બંધાય અને રહે તે જ બંધ તત્વ છે

**રાગદ્વેષ તે ભાવ બંધ નથી.**

અગર સામો પક્ષ એમ કહે કે–તમે રાગદ્વેષને ઔપચારિકપણે બંધ કહો છો, પરંતુ તમારામાં પણ રાગદ્વેષને ભાવ બંધ કહ્યો છે. કર્મ બંધને તો દ્રવ્ય બંધ કહ્યો છે. એટલે રાગદ્વેષ તે તો મુખ્ય બંધ છે, તેને ગૌણ કેમ બનાવો છો ?

તો ઉત્તર એ છે કે–બંધ તત્વમાં જે પ્રકૃતિ બંધ, સ્થિતિ બંધ, અને રસબંધ એ ત્રણ બંધ છે, તે ભાવ બંધ છે. અને જે પ્રદેશ બંધ છે, તે દ્રવ્ય બંધ છે,

એ રીતે કર્મ રૂપ બંધ તત્વમાં જ દ્રવ્ય બંધ અને ભાવ બંધ બન્ને ભેદ છે.

જ્યાં કર્મ બંધને દ્રવ્ય બંધ અને રાગદ્વેષને ભાવ બંધ કહ્યો છે. તેમાં પણ રાગદ્વેષને ઉપચાર વિશેષથી મુખ્યતા આપીનેજ ભાવ બંધ કહ્યો છે. યથાર્થમાં કર્મ બંધજ, દ્રવ્ય બંધ, ભાવ બંધ બન્ને છે. રાગદ્વેષ તે ભાવ બંધ નથી.

**ભૂલી જવું અનાદિનું ન હોય.**

**સામો પક્ષ કહે છે કે—જીવ પોતે પોતાને અનાદિ કાલથી ભૂલી ગયો છે, તે માન્યતા બરાબર નથી.**

**ભૂલી ગયો ક્યારે કહેવાય ? પહેલા જાણતો હોય કે જાણ્યું હોય અને પછી સ્મરણ ન રાખ્યું હોય તો ત્યારે ભુલી ગયો કહેવાય. એટલે ભૂલી જવાની ક્રિયા આદિ કાલવાળી છે, પરંતુ અનાદિ કાલ વાળી નથી.**

**એટલે જીવ જો પોતે પોતાને ભૂલી ગયો, તો શું પહેલાં પોતેપોતાને જાણતો હતો ? અને**

પછી ભૂલી ગયો? જો એમ હોય તો અનાદિ કાલથી ભૂલી ગયો તે વાત મિથ્યા છે. અને જો જીવ અનાદિ કાલથી પોતે પોતાને જાણતો ન હોતો તો, જેને જાણતો જ નહોતો, ને ભૂલી ગયો એમ કહેવું તે બરાબર નથી.

ખરી વાત એ છે કે—ભવ્ય જીવો અનાદિથી અવ્યવહાર રાશિમાં નિગોદમાં હોય છે. (વ્યવહાર રાશિના અભવ્યો તો અનાદિ કાલથી વ્યવહાર રાશિમાં જ છે.) અને પછી તે બહાર મનુષ્ય આદિ દંડકોમાં આવે છે, અને ત્યાં કાલ કર્મ પુરૂષાર્થ સમવાય મળતાં તે જીવાદિ તત્વોને જાણે છે, અનાદિ કાલથી તેમને જીવાદિ તત્વોનું જ્ઞાન નથી હોતું. પરંતુ ભવ્ય જીવો જીવાદિ તત્વ જાણતા હતા અને ભૂલી ગયા તેમ નથી. અગર અનાદિના અજાણપણાને અજાણપણું કહેવાય, પરંતુ ભૂલી જવું ન કહેવાય.

અજ્ઞાન દોષનું કારણ છે, દોષ ? .

સાચો પક્ષ અનાદિ કાલથી જીવ જીવાદિ તત્વોને જાણતો નથી. (જે જીવો જાણી ગયા છે

તેમને બાદ કરીને ) તે અજ્ઞાનને દોષ કહે છે. પરંતુ તે માન્યતા બરાબર નથી.

જીવને અજ્ઞાન હોય તો જીવાદિ તત્વોને યથાર્થ જાણે નહીં. યથાર્થ જાણે નહીં તો યથાર્થ માને નહી, યથાર્થ માને નહી તો કાયાની (મન વચનની પણ) હિંસા પરિગ્રહ રૂપ આશ્રવની ક્રિયા છોડે નહીં, અને ચારિત્ર રૂપ સંવર નિર્જરાની ક્રિયા આદરે, પાળે નહી.

તેમાં આશ્રવ ન છોડવું અને સંયમ તપ ન આદરવું તે દોષ છે. તે દોષનું કારણ સાચી માન્યતાના અભાવ અને ખોટી માન્યતા છે, અને તેનું કારણ સાચા જ્ઞાનનો અભાવ અને વિપરીત જ્ઞાન છે. એટલે અજ્ઞાન તે પરંપરાએ દોષનું કારણ છે, પરંતુ અજ્ઞાન પોતે જ દોષ નથી, કારણમાં કાર્યનો ઉપચાર કરીને અજ્ઞાનને દોષ કહેવો તે અપેક્ષા વચન બરાબર છે. પરંતુ અજ્ઞાનને જ દોષ કહેવો તે બરોબર નથી.

અજ્ઞાન બંધનું કારણ છે, બંધ નથી.

જેમ અજ્ઞાન પોતે જ દોષ નથી, પરંતુ પરંપરાએ

દોષનુ કારણુ છે. એવીજ રીતે અજ્ઞાન પોતે બંધ તત્વ નથી પરંતુ બંધનું કારણુ છે. અજ્ઞાન હોય તો સમ્યગ માન્યતા ન હોય, અને સમ્યગ માન્યતા ન હોય તો મોહનીય કર્મના ઉદયમાં જીવ પોતાની કાયા ઉપર (મન વચન ઉપર પણ) અંકુશ મુકે નહી, અને કાયાથી (મન વચનથી પણ) હિંસા પરિગ્રહ કરે તે દોષ છે. અને તે દોષ બંધનુ કારણુ છે. એટલે અજ્ઞાન પરંપરાએ બધનું કારણુ બને છે. પરંતુ અજ્ઞાન પોતેજ દોષ નથી. હા. કારણમા કાર્યનો ઉપચાર કરીને અજ્ઞાનને પણ બંધ કહેવો હોય તો. તે અપેક્ષા વચન સત્ય છે. પરંતુ અજ્ઞાનનેજ બંધ કહેવો અને કર્મ બંધને બંધ ન માનવો તે જુદી વાત છે.

**વિપરીત માન્યતા મિથ્યાત્વ છે, અજ્ઞાન નથી.**

**સાચો પક્ષ પરને પોતાપણે માનવું તેને અજ્ઞાન કહે છે, તે બરાબર નથી.**

સ્વ—પર શું ? તે હવે કહેશું, હમણાં તો 'માને' (માનવું) માટે કહેવું છે. ન જાણવું અને વિપરિત જાણવું તે અજ્ઞાન છે, તથા ન માનવું અને વિપરીત માનવું તે મિથ્યાત્વ છે. એટલે પરને પોતાપણે જાણવું તેજ અજ્ઞાન છે, પરંતુ

પરને પોતાપણે માનવું તે અજ્ઞાન નથી, તે તો મિથ્યાત્વ છે. મિથ્યાત્વને મિથ્યાત્વ જ કહેવું જોઇએ, મિથ્યાત્વને અજ્ઞાન કહેવું ન જોઇએ.

મિથ્યાત્વ અજ્ઞાનનું કાર્ય છે, તે કાર્યમાં કારણનો ઉપચાર કરીને મિથ્યા–માન્યતાને અજ્ઞાન કહેવું તે અપેક્ષા વચન સત્ય છે, પરંતુ મિથ્યા માન્યતા મિથ્યાત્વ છે અજ્ઞાન નથી.

જાણવું તે સ્વભાવ માત્ર જ નથી. (૫/૨)

જાણવું તે જીવનો સ્વભાવ માત્ર જ નથી, પરંતુ સામાન્ય છદમસ્થ જીવ ચાર સમવાયથી જાણે છે.

(૧) સ્વભાવ સમવાયમાં દરેક જીવ જ્ઞાનોપયોગ (કે અજ્ઞાનોપયોગ) કે દર્શનોપયોગ એ બે ઉપયોગમાંથી કોઇ એક ઉપયોગને વારા ફરતી કરે છે. તેમાં જ્યારે વારા ફરતી જ્ઞાનોપયોગ (કે અજ્ઞાનોપયોગ) કરે ત્યારે જીવ જાણે છે.

(૨) ભવ્ય સમવાયની અહીં જરૂર નથી. કેમકે જાણવું ભવ્ય–અભવ્ય બન્નેમાં હોય છે. હા જો પાંચ જ્ઞાનોપયોગ હોય તો ત્યાં ભવ્ય સમવાય પણ

જોઇએ. કેમકે પાંચ જ્ઞાનનો ઉપયોગ ભવ્ય જીવ જ કરી શકે, અભવ્ય કરી શકે નહીં. (મેળવી પણ શકે નહીં)

(૩) કાલ સમવાયમાં જે કાલ ક્ષેત્રમાં જે ઇન્દ્રિયના વિષય હાજર થયા હોય તેમાંથી કોઈ વિષયને જાણે.

(૪) કર્મ સમવાયથી જ્ઞાનાવરણીય કર્મનો જેટલો ક્ષયોપશમ થયો હોય તેટલુ જાણે.

(૫) પુરૂષાર્થ સમવાયમાં જીવ મનને કાયા અને કાયાના ભાગ રૂપ ઇન્દ્રિયને પણ જે તરફ જોડે તે વિષયને જાણે.

## જાણવામાં પુરૂષાર્થ સમવાય મુખ્ય છે.

આ પાંચ સમવાયમાં છદમસ્થ જીવને મતિશ્રુતજ્ઞાન કે અજ્ઞાનમાં પુરૂષાર્થ સમવાય જ છેલ્લો અને મુખ્ય છે. જે જીવ મન કાયા અને ઇન્દ્રિયને જે તરફ જોડે તે વિષયનુ જાણવું થાય. અને જે તરફ ન જોડે અગર જે તરફથી મન કાયા અને ઇન્દ્રિયને વાળે તે વિષયનું જ્ઞાન ન થાય.

એટલે જીવ સ્વભાવ માત્રથી જાણે છે. અગર સ્વ–ભાવની મુખ્યતાથી જાણે છે એવી માન્યતા બરાબર નથી.

તમે કાયા અને ઇન્દ્રિયોની ક્રિયા શા માટે કેરો છો ?

જો સામેપક્ષ એમ કહે કે–આત્મા જ્ઞાતા સ્વભાવથી જ વસ્તુને જાણે છે. તેમાં કાયા અને ઇન્દ્રિયો તો અકિંચિત્કર છે=કાંઇ કરતી નથી, તો તે કથન બરાબર નથી.

જો આત્મા જ્ઞાતા સ્વભાવ માત્રથી જ જાણે છે. તેમાં મન કાયા ઇન્દ્રિય કાંઇ નથી કરતા. તો સામાપક્ષને જયારે જે ઇન્દ્રિયના વિષયને જાણવું હોય ત્યારે તે ઇન્દ્રિયના વિષયને નિકટ જવા શા માટે પગલા ભરે છે. ? તે ઇન્દ્રિયના વિષયને નિકટ લાવવા શા માટે હાથ લંબાવે છે? તે ઇન્દ્રિયના વિષય તરફ શા માટે ઇન્દ્રિયોને ફેરવે છે. ? ત્યાં ઇન્દ્રિયોને શા માટે ક્રિયા કરતી રાખે છે ? જો તે ઇન્દ્રિયના વિષયો અનુકૂલ લાગે તો ત્યાંજ કાયા અને ઇન્દ્રિયને શા માટે સ્થિર રાખે છે ? અને જો તે ઇન્દ્રિયના વિષયો પ્રતિકુળ

લાગે તો તે ઇન્દ્રિયોને ત્યાંથી કેમ ફેરવે છે? ત્યાંથી શા માટે દૂર થાય છે ? તે વિષયોને દુર શા માટે કરવામાં આવે છે ?

જો તે એમ કહે કે–અમે તો જ્ઞાતા–સ્વભાવ માં જ રહીએ છીએ, કાયા અને ઇન્દ્રિયની ક્રિયા તો તેની પોતાની મેળે થાય છે, તો તે કથન બરાબર નથી.

સામો પક્ષ કાયા અને ઇન્દ્રિયની તેવી ક્રિયા માટે તેવા ભાવ કરે છે, નિર્ણય કરે છે, તે જાતનો ધારીને પુરૂષાર્થ કરે છે, પુરૂષાર્થ માટે બલ રહે તે માટે પણ સાવધાન રહે છે, બલ વર્ધક તેવા આહાર પીણાં વાપરે છે, તેવા ઔષધ પુષ્ટિકર પદાર્થ વાપરે છે, શલ્ય ક્રિયા આદિ પણ કરે છે, ઉપકારક ચશ્મા ઇત્યાદિ પણ વાપરે છે, વાહનાદિનો પણ ઉપયોગ કરે છે.

એટલે તે જ્ઞાતા સ્વભાવમાં જ રહે છે, કાયા અને ઇન્દ્રિયની ક્રિયા નથી કરતા, તે ક્રિયા પોતાની મેળે જ થાય છે, તે વાત સાચી નથી. સામા પક્ષના અમે કાયા અને ઇન્દ્રિયની ક્રિયાના કર્તા નથી, અમે તો વિકલ્પ માત્રના કર્તા છીએ,

**તે પણ અજ્ઞાન અને મોહભાવ છે, આવા જવાબ પણ સાચા નથી.**

**જાણવા માત્રથી વિકાર થાય છે.**

જે જીવોને મોહનીય કર્મ ક્ષીણ કે ઉપશાંત થઇ ગયા છે, તે જીવોને જાણવાથી વિકાર થતો નથી. જે જીવોને મોહનીય કર્મ અત્યંત પાતળો થઇ ગયો છે, તે જીવોને પણ જાણવાથી વિકાર થતો નથી. પરંતુ જે જીવોને મોહનીય કર્મ પ્રબલ છે, તે જીવોને મોહક પુદ્ગલોને જાણવા માત્રથી રાગદ્વેષ વિકાર થાય છે. પ્રબલ મોહનીય કર્મવાળાને મનોજ્ઞ પુદ્ગલ જાણતાં રાગ ન થાય, તેમજ અમનોજ્ઞ પુદ્ગલ જાણતા દ્વેષ ન થાય તેમ લગભગ બનતું નથી. એવા જીવોને રાગદ્વેષ થઇ જ જાય છે. એટલે જાણવા માત્રથી વિકાર થતો નથી, તેવી માન્યતા મોહી જીવ માટે બરાબર નથી.

**જાણવાનો પ્રયત્ન પણ વિકાર છે.**

જે કેવલી ભગવંત છે, તેઓને યોગના પ્રયત્ન વિના સર્વ જણાય છે, દેખાય છે, પરંતુ છદ્મસ્થ જીવો, જેને જાણવા જોવાનો પ્રયત્ન કરે છે, તે તેઓને જણાય છે, શેષ જણાતું નથી.

છદ્મસ્થ જીવોને, મોક્ષમાર્ગમાં જે જાણવું પ્રયોજનવાન છે, તેવું જ જાણવું જોઇએ. મોક્ષ માર્ગમાં જે જાણવું પ્રયોજનવાન નથી, તે જાણવું યોગ્ય નથી, છદ્મસ્થ જીવ મોક્ષમાર્ગમાં પ્રયોજન રહિત અગર મોક્ષમાર્ગમાં બાધા થાય એવા વિષયને જાણવા પ્રયત્ન કરે, તે પ્રયત્ન પણ વિકાર છે.

સિદ્ધાંતમાં મોક્ષ માર્ગમાં બાધક એવા શ્રોત્રેન્દ્રિયના વિષયને જાણવા, એક પણ પગલું ઉપાડવાની ના પાડી છે. તેમ જ ચક્ષુ ઇન્દ્રિય આદિના વિષયને જોવા, સુંઘવા આદિ જવા માટે પણ એક પણ પગલું ઉપાડવાની ના પાડી છે. કેમકે મોક્ષમાર્ગમા બાધક વિષયને જાણવા, જિજ્ઞાસા પણ રાગદ્વેષ વિકાર પૂર્વક જ હોય છે. એટલે જાણવું તે તો વિકાર છે જ. જાણવાનો પ્રયત્ન પણ વિકાર છે.

### જાણવાની સાથે વિકાર થાય છે.

જે જીવ મોક્ષ માર્ગમાં બાધક એવા પાંચ ઇન્દ્રિય આદિના વિષયોને જાણે છે, તેનો જાણવાનો યોગ વ્યાપાર તે તો વિકાર છે જ. તે પછી જે ઉપયોગ વ્યાપાર થાય છે, તેમાં તે છદ્મસ્થ જીવ જેમ જેમ ઇન્દ્રિય આદિના વિષયોને જાણતો જાય છે, અને જાણવાનું ચાલુ

રાખે છે, તેમ તેમ તેનો રાગદ્વેષ વિકાર વધતો જાય છે, અને પુષ્ટ થતો જાય છે. એટલે જીવને જાણવાની અને રાગદ્વેપ વિકારની બન્ને ક્રિયા એકી સાથે થાય છે. પરંતુ પહેલા માત્ર જાણે જ અને પછી જ રાગદ્વેપ થાય તેવી માન્યતા બરાબર નથી.

## વિકાર ન થાય, માટે નિરોધ કરવો.

મોક્ષ માર્ગી જીવને મોક્ષ માર્ગની સાધનામાં સાધન તરીકે કેટલાક વિપયો જાણવાની જરૂર પડે છે. તે વખતે રાગદ્વેપ ન થાય તેવી સાવધાની રાખવાથી જીવને જાણતાં છતા રાગદ્વેપ થતાં નથી. તે અપેક્ષાએ જાણવા માત્રથી વિકાર થતો નથી, તેમ કહેવું સત્ય છે. પરંતુ તે સિવાયના વિપયોને જાણવાનો નિરોધ કરવો જોઇએ. તે સિવાયના વિપયો જાણે અને કહે કે જાણવા માત્રથી વિકાર થતો નથી. તો તે કથન મિથ્યા છે.

તેમજ મોક્ષ માર્ગની સાધનામાં સાધન તરીકે, ગુરૂદર્શન આદિ કરવા જતા વચ્ચે બીજા વિષયો પણ જણાય છે. તેમાં પણ સાવધાની રાખવાથી રાગદ્વેપ વિકાર ન થાય તેમ સંભવ છે. પરંતુ તે સિવાય શેષ વિપયોને જાણવાનો વ્યાપાર નિરોધ કરવો જોઇએ. પરંતુ જાણવું જીવનો સ્વભાવ છે એમ માની ગમે તે વિષય

જાણવાનું ચાલુ રાખવું ન જોઇએ.

## અનુભવ અને જ્ઞાનમાં અંતર.

પોતાની કાયા કે તેના ભાગરૂપ ઇન્દ્રિયોમાં પુદગલો સાતારૂપે કે અસાતારૂપે જે રીતે વેદવા યોગ્ય પરિણમ્યા છે, તે રીતે તેને જાણવું તેમજ કાયાના અભાવમાં જન્મ મરણાદિ બાધાના અભાવનું વેદન કરવું તે અનુભવ છે. અને તે સિવાયનું જ્ઞાન તે જ્ઞાન છે.

જ્ઞાન તે સુખરૂપ પણ નથી, દુઃખ રૂપ પણ નથી. જ્ઞાન તે જ્ઞાન માત્ર છે, અનુભવમાં અસાતા અનુભવ તે દુઃખરૂપ છે, સાતા અનુભવ અશાશ્વત સુખરૂપ છે, અને અવ્યાબાધ અનુભવ શાશ્વત પરમસુખ રૂપ છે.

## સાતા વેદન ત્યાગવું જોઇએ.

આ સાતા અસાતા તથા અવ્યાબાધ વેદનમાંથી મોક્ષ માર્ગી જીવને એકમાત્ર અવ્યાબાધ વેદનનીજ રૂચિ થવી જોઇએ. અને સાતા વેદનમાં જે રાગભાવ છે તેને તોડવા માટે સાતા વેદનનો ત્યાગ કરવો જોઇએ. મોક્ષ માર્ગમાં

સાધન જેટલી મર્યાદિત સાતા ઉપરાંત સર્વ સાતાનો નિરોધ કરવો જોઇએ. અને પૂર્વે જે જીવોને અસાતા આપી છે, તે થકી બંધાયેલા કર્મોને તોડવા માટે તેના પ્રાયશ્ચિત માટે શક્ય તેટલું અસાતા વેદન વેદવું જોઇએ.

ચક્રવર્તી આદિ અવ્યાબાધ સુખની રુચિથી જ પ્રવ્રજ્યા ગ્રહણ કરે છે. તેઓ છ ખંડ ત્યાગે છે. તે સાતા વેદનનો ત્યાગ છે. અને જે ભિક્ષુની ૧૨ પડિમા આદિનો સ્વીકાર કરે છે, તે અસાતા વેદનની સહિષ્ણુતા છે.

નિષિદ્ધ સાતાનો વેદન વિકાર છે.

મોક્ષ માર્ગમાં સાધન તરીકે અને મર્યાદાવાળી જે સાતા છે, તે ઉપરાંતની જે સાતા જીવ ભોગવે છે, તે માત્ર મુર્છા જ છે. તે રાગદ્વેષ પૂર્વકની જ છે. તે સાતાને પ્રાપ્ત કરવાનો યત્ન પણ રાગદ્વેષ પૂર્વક જ હોય છે.

એવી સાતાને જીવ ભોગવતો જાય, અને કહે કે–જાણવું એ તો જીવનો સ્વભાવ છે, તો તે માત્ર અજ્ઞાન અને મોહ ભાવ જ છે. અને એવી

સાતા રાગદ્વેષવાળીજ હોવા છતાં રાગદ્વેષ નથી, એમ કહેતો હોય તો તે પણ દંભ જ છે.

અન્ય જીવની અપેક્ષાએ અમુક જીવને તે સાતાના ભોગમાં, રાગદ્વેષમંદ હોય તે સંભવ છે. પરંતુ રાગદ્વેષ નથી. એમ માનવું અજ્ઞાનતા જ છે. એવી જ રીતે તે સાતાને પામવા માટે પોતે યત્ન કરવા છતાં, આ ક્રિયા હું નથી કરતો, એમ કહેવું અને માનવું પણ મુઢતા જ છે.

અસાતા અસહિષ્ણુતા પણ વિકાર છે.

જાણવું એ જીવનો સ્વભાવ છે. એમ કહે પરંતુ અસાતા વેદનનો અવસર આવે ત્યારે અસાતા વેદે નહી, તો તેમનું કથન વાણી વિલાસ માત્ર છે, અસાતા વેદનથી અકળાઇ તેને દૂર કરવા પ્રતિબંધ કરેલા એવા પણ ઉપાયો કરે, અને કહે કે—આ ક્રિયા તો થવાની હતી અને થઇ તો તે વાચાળતા સિવાય બીજું કાંઇ નથી. અસાતા વેદનને વેદતા નથી, પરીષહ વેદતા નથી, પ્રતિમા આદિ ધારણ કરતા નથી. ઉપવાસ, કાય કલેશ આદિ

**તપ કરતા નથી, તે સ્પષ્ટ તેમને અસાતા વેદન પ્રત્યે દ્વેષ છે, પૂર્વના કર્મ ક્ષય કરવાના સાહ્ય-ભાવનો અભાવ છે. છતાં પોતાને અવિકારી કહેવું તે જીવની બાલદશા છે.**

## અશુભ યોગ તે જ મુખ્ય વિકાર છે.

સમવાય દ્વારમાં સ્વભાવ સમવાયની અપેક્ષાએ જીવમાં વિકાર નથી, કેમકે જીવમાં જીવત્વ ત્રિકાલ શાશ્વત છે, ભવ્યત્વ સમવાયની અપેક્ષાએ અભવ્યત્વમાં ફેરફાર આવતો નથી, અને ભવ્યત્વમાં જે ફેરફાર આવી. જીવ સિદ્ધ થાય છે, તે વિકાર=ફેરફાર ઇષ્ટ જ છે. કાલ સમવાયની અપેક્ષાએ બાહ્ય કાલ ક્ષેત્ર આદિમાં અનેક ફેરફાર આવતા જ હોય છે, તેમાથી કેટલાક આદરણીય, કેટલ'ક ઉપેક્ષણીય, અને કેટલાક હેય હોય છે. પરંતુ તે સરવાળે ગૌણ છે. કર્મ સમવાયમા મોહનીય કર્મનો ઉદયથી રાગદ્વેષ આદિ ભાવ તે વિકાર છે. છેલ્લે પુરૂષાર્થ સમવાયમાં રાગદ્વેષને ઉત્પન્ન કરે, ટકાવે, પોષે, વધારે એવા અશુભ મનવચન કાયાનો યોગ તે જ મુખ્ય વિકાર છે.

જીવને પૂર્વ કાલમાં મોહનીય કર્મ બંધાઇ ગયો તે બંધાઇ ગયો. તેમાં હવે કોઇ પુરૂષાર્થ ન ચાલે, પૂર્વે

બંધાઇ ગયેલું અણબંધાયેલું ન થાય. અને તે મોહનીય કર્મ ગાઢ નિકાચિત બંધાયેલું હોય તો તેને તે સ્વરૂપે વેદવું પણ પડે. પરંતુ પુરૂષાર્થ સમવાયની અપેક્ષાએ તે બંધની ચિંતા નકામી છે. પુરૂપાર્થ સમવાયની અપેક્ષાએ યોગોને વશ કરવા એજ ખરો પ્રયત્ન છે. જો યોગોને વશ કરવામા આવે તો, મોહનીય કર્મ વિપાક ઉદયમાં આવે નહી, અને પ્રદેશો વડે જ ભોગાવાઇ પરી જાય. અગર અપકર્ષણ થઇને મંદ ઉદયમાં આવે, અગર યોગો વશમા વશ રાખીએ તો તે ઉદય ટકે નહીં, અગર ટકી જાય તો વધે નહી, પોષણ પામે નહી. એટલે મોહનીય કર્મના ઉદયથી ...રાગદ્વેષ જેટલો ભયકર નથી, તેથી વધુ યોગો ઉપર નિયંત્રણ ન કરવું તે ભયંકર છે. યોગ જ રાગદ્વેષને ઉત્પન્ન થવા દયે છે. ટકાવે છે, પોષે છે, વધારે છે એટલે પુરૂષાર્થની મુખ્યતાની અપેક્ષાએ રાગદ્વેષ વિકાર જેટલો મુખ્ય નથી, તે કરતાં પણ અશુભયોગ વિકાર એજ મુખ્ય છે, અશુભયોગને નાથવા નિરોધ કરવો એ જ પંડિત વીર્ય છે.

## યોગ નિરોધની આવશ્યકતા.

**રાગદ્વેષને વિકાર માનવો, રાગદ્વેષ ન થાય તે માટે ઉપદેશ આપવો, પરંતુ રાગદ્વેષના નિરોધ માટે પુરૂષાર્થ તરીકે જે યોગો ઉપર**

**અંકુશરૂપ ઉપાય છે, તેને ન માનવું તેને જીવનમાં ન લાવવું તે ભૂલ છે.**

રાગદ્વેષ રૂપ કષાય વિકારજ નહી પ્રમાદ વિકાર, અવ્રત વિકાર, અને મિથ્યાત્વ વિકારને પણ નિવારવા યોગ ઉપર અંકુશ મુકવાની જરૂર છે. પરમાર્થ પરિચય આદિમાં યોગ પ્રવૃત્તિ અને પરપાખંડ પરિચય આદિથી યોગ નિવૃત્તિ એજ મિથ્યાત્વ વિકાર નિવૃત્તિનો ઉપાય છે. મન વચન કાયાને અંકુશમા લઇએ તો જ અવ્રત દૂર કરી શકાય છે. યોગોના અંકુશ વડે જ પ્રમાદ પણ ઘટાડી શકાય છે.

પરંતુ સામો પક્ષ યોગની ક્રિયા જીવ કરતો નથી, જીવ તે ક્રિયાને રોકી શકતો નથી, એમ માને છે. એટલે તે રાગદ્વેષથી સર્વથા મુક્ત થવા પ્રાય અપાત્ર છે.

**વિકારી કોણ ?**

સામા પક્ષને અહીં એક પ્રશ્ન છે કે-તમે તો આત્મ દ્રવ્યને ત્રિકાલ શુદ્ધ=અવિકારી માનો છો. તો આત્મા રાગી દ્વેષી વિકારી થાય છે, એવું કથન તમારી માન્યતાથી કઇ રીતે સંગત છે ? જો આત્મદ્રવ્ય ત્રિકાલ શુદ્ધ=અવિકારી હોય તો, આત્મા રાગી દ્વેષી,

વિકારી તે કેમ ? અને જો આત્મા રાગી દ્વેષી વિકારી થાય છે, તો આત્મ દ્રવ્ય ત્રિકાલ શુદ્ધ જ રહે છે, તમારી તે માન્યતા સત્ય કેમ ?

જો સામો પક્ષ એમ કહે કે–આત્મદ્રવ્ય તો શુદ્ધ જ છે. પર્યાય વિકારી થાય છે. તો તે ઉત્તર બરાબર નથી. કેમકે વિવક્ષિત પર્યાય તો ક્ષણિક હોય, ઉત્પન્ન વિનષ્ટ થનારી છે, તેમાં વિકાર=ફેરફાર સંભવે જ નહી.

**સારા નરશા માનવાનું કારણ શું ?**

**બીજો પ્રશ્ન એ છે કે–આત્મા જ્ઞેય પદાર્થોને જાણ્યા પછી તેને સારા નરસા શા માટે માને છે. ? જો એમ કહો કે–રાગદ્વેષના કારણે સારા નરસા માને છે. તો તે સંગત નથી. કેમકે તમે તો સારા નરસા માનવાપણાને પહેલા માનો છો. અને રાગદ્વેષ વિકારને પછી માનો છો. તેમાં પછીનો પદાર્થ પહેલાના પદાર્થનું કારણ કેમ હોઇ શકે ? જો એમ કહો કે–અજ્ઞાનના કારણે માને છે. તો તે પણ સંગત નથી. કેમકે તમે તો અજ્ઞાનને રાગદ્વેષથી ય પછી માનો છો, એટલે તે પણ સારા નરસા માનવાનું કારણ કેમ હોઇ શકે ? જો તમે એમ કહો કે–રાગ-**

દૃશ્ય પછીના અજ્ઞાનથી આ સારા નરસા માનવાનું કારણભૂત અજ્ઞાન તે જુદુ છે, તો તે અજ્ઞાન શા કારણે છે ?

સારા નરસા પણું માત્ર કલ્પના નથી.

જીવ પદાર્થને સારા નરસા માને છે, તેનું કારણ અજ્ઞાન નથી. પરંતુ પદાર્થ પોતે પણ સાતા અસાતા રૂપે વેદાય તેવા પરિણમનવાળા છે. અને પદાર્થ સાતા કે અસાતા રૂપે જેમ પરિણમ્યા હોય તેમ જ જીવ અનુભવે છે. જીવ કાંટા અને ફુલના સ્પર્શને પોતાની માન્યતાથી જ સારો નરશો માનતો નથી. પરંતુ યથાર્થમાં પણ કાંટા અને ફુલના સ્પર્શમાં સારો નરસો સ્પર્શ છે. કાંટા અને ફુલના જીવને પોતાના પહેલાં બાંધેલા શુભાશુભ નામ કર્મ પ્રમાણે શુભાશુભ સ્પર્શ મળે છે. અને તે વાસ્તવિક છે.

જો માન્યતા માત્રથી સારા નરસાપણાનો અનુભવ થતો હોય તો, ફુલનો સ્પર્શ અસાતા રૂપે અને કાંટાનો સ્પર્શ સાતા રૂપે કેમ અનુભવાતો નથી ? આખું જગત ફુલનો સ્પર્શ સુખદ અને કાંટાનો સ્પર્શ દુ:ખદ જ કેમ

અનુભવે છે ? તમોપણ એવા જ અનુભવ શા માટે કરો છો ?

જો સામો પક્ષ એમ કહે કે—જીવને દેહાધ્યાસ=કાયાની મમતાના કારણે એવો અનુભવ થાય છે. તો પ્રશ્ન એ છે કે—જેને દેહની મમતા છે તેને તો, ફુલ અને કાંટા બન્નેના સ્પર્શમાં મમતા સરખી જ છે, બન્નેના સ્પર્શમાં મમતા ફેર નથી, ત્યારે અનુભવમાં ભિન્નતા શા માટે છે ? જો એમ કહે કે—જેને આત્મ રમણતા હોય તેને બન્નેમાંથી એકપણ અનુભવ થતો નથી તો પ્રતિવાદ એ છે કે—તેમાં તો છદમસ્થ જીવનો ઉપયોગ મર્યાદિત હોવાથી જ્યારે એકમાં ઉપયોગ હોય ત્યારે અન્યત્ર ઉપયોગ ન હોય, બીજા જ્ઞેયનું ભાન ન હોય, તે તો જ્ઞાનની મંદતા છે. પરંતુ જ્યાં આત્મા તે જ્ઞેયનો અનુભવ કરે છે. તેમાં ભિન્નતા શા માટે આવે છે. ?

રાગદ્વેષનું સ્વરૂપ.

જો સામો પક્ષ એમ પૂછે કે—જો પદાર્થ પોતે જ સારા નરસા હોય તો પછી રાગદ્વેષ તો વિકાર શા માટે ?

તો ઉત્તર એ છે કે–કાંટાં આદિ અમુક પદાર્થો નરસા છે, તે વાત ખરી. પરંતુ તે પદાર્થો નરસા છે, તે વાત ગૌણ છે. અને જીવે પૂર્વ ભવમાં કોઇ જીવને પ્રતિકૂલતા, અસાતા આપી છે, તેના કારણે તેવા નરસા પદાર્થોનો સંયોગ થાય છે, અને અસાતા વેદવી પડે છે, તે બાબત મુખ્ય છે. જીવ મુળ પોતાની પૂર્વની ભૂલને ભૂલે છે, અને વર્તમાન નરસા પદાર્થની નરસાઇને જ માત્ર ધિક્કારે છે, તે વિકાર છે, માટે એવા મોહાત્મક દ્વેષને વિકાર કહ્યો છે. જો જીવ પોતાની પૂર્વની ભૂલનો સ્વીકાર કરે, અને ભવિષ્યમાં કોઇ પણ જીવને કોઇપણ જાતની વેદના ન આપવાની પ્રતિજ્ઞા કરી છે, પ્રમાણે વર્તે તો વર્તમાનમાં નરસા પદાર્થને જેમ છે તેમ. નરસા પણે અનુભવવા છતાં તે દ્વેષ વિનાનો છે, નિર્વિકાર છે.

એવી જ રીતે અમુક પદાર્થ સારા છે, તે વાત ખરી છે. પરંતુ તે પદાર્થોમાં સારાપણું તે વાત ગૌણ છે. અને પૂર્વ ભવમાં જીવે કોઈ બીજા જીવોને અસાતા આપી નથી, પરંતુ સાતા આપી છે તે કારણથી વર્તમાનમાં તેવા અનુકુલ પદાર્થનો સંયોગ થયો છે, અને સાતા અનુભવાય છે. તે કારણ મુખ્ય છે. જીવ પોતાની

પૂર્વની કરણી વિસ્મરે છે અને માત્ર સારા પદાર્થની સારાઈને જ માને છે, તે વિકાર છે. ઉપરાંત તે સારા પદાર્થ તુચ્છ સુખરૂપ છે, મોક્ષ જ એકાંત પરમ સુખ છે. જીવ તુચ્છ સુખમાં લોભાય છે, અને અવ્યાબાધ પરમ સુખને ભૂલે છે, તે જીવનો મોહાત્મક રાગ વિકાર છે. જો જીવ પોતાની પૂર્વ કરણીને સંભારે અને તે અનુકુલ સંયોગ અને સાતા વેદનમાં મોક્ષ અને તેના માર્ગમાં ગતિમાન રહે, તો તે સાતાને સાતાપણે વેદવા છતા વીતરાગ છે, નિર્વિકાર છે.

**રાગદ્વેષના કારણે અજ્ઞાન નથી.**

**સામો પક્ષ માને છે કે—આત્મા રાગી દ્વેષી થવાથી જ્ઞાનમાં વિકાર આવે છે, પરંતુ તે મત બરાબર નથી.**

**ખરેખર તો જીવને નવતત્વનું જ્ઞાન નથી, તે અજ્ઞાન છે, અગર નવ તત્વનું યથાર્થ જ્ઞાન હોવા છતાં શ્રદ્ધા પ્રતીતિ રૂચિ નથી. તેથી તેનું જ્ઞાન અજ્ઞાન છે.**

**તે અજ્ઞાનના કારણે જીવને શ્રદ્ધામાં વિકાર=દર્શન મોહ છે, અને શ્રદ્ધામાં વિકારથી રાગદ્વેષ**

વિકાર=ચારિત્ર મોહ છે. આ રીતે અજ્ઞાનના કારણે રાગદ્વેષ છે, નહી કે રાગદ્વેષના કારણે અજ્ઞાન છે.

અગર રાગદ્વેષ વિકારથી જ્ઞાનમાં વિકાર આવતો હોય તો, ચોથા ગુણ સ્થાન અને તે પછીના યાવત દશમા ગુણસ્થાન સુધી પણ જીવને તીવ્ર યા મંદ રાગદ્વેષ નક્કી પણે છેજ. એટલે દરેક સકષાયી સમ્યગ દષ્ટિ જીવને પણ અજ્ઞાન વિકાર માનવો પડશે. પરંતુ તે મત સિદ્ધાંત વિરૂદ્ધ છે. સિદ્ધાંતમાં મિથ્યાત્વીને જ અજ્ઞાન માનવામાં આવ્યું છે, સમ્યકત્વી જીવને કષાય હોવા છતાં અજ્ઞાન માનવામાં આવ્યું નથી. એટલે રાગદ્વેષ વિકારના કારણ જીવના જ્ઞાનમાં વિકાર આવે છે, તે માન્યતા વિપરીત છે.

કોઇક સમ્યગ દૃષ્ટિ જીવને રાગદ્વેષનો વિકાર તીવ્ર થવાથી અનંતાનુબંધી કષાયોદય થવાથી જ્ઞાનમાં વિકાર આવે છે—જ્ઞાન અજ્ઞાન રૂપે ફેર-વાય છે. તે વાત સાચી પરંતુ તે અપેક્ષા જુદી છે. સામાન્ય રીતે રાગદ્વેષ હોવા છતાં સમ્યગ દષ્ટિપણું વિદ્યમાન રહે તો જ્ઞાન જ્ઞાન જ રહે છે. વિકારી બનતો નથી.

## મોહ કર્મ અને યોગના કારણે રાગદ્વેષ.

જો સામો પક્ષ એમ પૂછે કે–જો રાગદ્વેષના કારણે અજ્ઞાન નથી થતું, પરંતુ અજ્ઞાનના કારણે રાગદ્વેપ થાય છે, તો જે સમ્યગ દૃષ્ટિ જીવોને જ્ઞાન છે, તેઓને રાગદ્વેષ થાય છે. તે શા કારણે થાય છે?

તેનો ઉત્તર એ છે કે–રાગદ્વેષ બે પ્રકારના છે. (૧) અનંતાનુબંધી (૨) પરીતાનુંબંધી તેમાંથી અનંતાનુબંધી રાગદ્વેષ અજ્ઞાનના કારણે થાય છે. તે રાગદ્વેષ જ્ઞાની સમ્યગદષ્ટિ સાધુ, શ્રાવકને થતો નથી. જે પરીતાનુંબંધી રાગદ્વેષ છે, તેના ત્રણ પ્રકાર છે. (૧) અપ્રત્યાખ્યાની (૨) પ્રત્યાખ્યાનાવરણીય (૩) સંજ્વલન તે રાગદ્વેષ જ્ઞાની જીવોને તેવા કાલ સમવાયથી, મોહ કર્મના ઉદયરૂપ સમવાયથી, અને યોગને અંકુશમાં ન રાખવા રુપ સમવાયથી ઉત્પન્ન થાય છે. જે જીવ યોગો ઉપર અંકુશ મેળવે છે, તે રાગદ્વેષને ક્ષય, ઉપશમ કરતો વીતરાગ થઇ જાય છે.

## સ્વ કે પર પુરૂષાર્થનો વિષય નથી. ૫/૩

સ્વ–પરની વહેંચણીમાં જો નવતત્વમાંથી જીવ અને અજીવ એ બેજ તત્વ લેવામાં આવે, અને તેમાં પોતાના

આત્માને સ્વ, અને તે સિવાયના જીવ–અજીવ તેને પર ગણવામાં આવે તો, તે સ્વ કે પર બન્નેમાંથી એકપણ પુરૂપાર્થનો વિષય નથી જ.

નવ તત્વમાંથી જીવ–અજીવ માત્ર જ્ઞાનનાજ વિષય છે. બંધ, પુણ્ય અને પાપ એ ત્રણ ભવ્યને અનિષ્ટ છે. (પુણ્ય–પાપની સામે અને મોક્ષના સહાયક તરીકે તો ઇષ્ટ જ છે.) અને મોક્ષ તે ભવ્યને ઇષ્ટ છે. આશ્રવ તે છોડવા રૂપ પુરૂષાર્થોના વિષય છે. અને સંવર નિર્જરા તે આદરવા રૂપ પુરૂષાર્થોનો વિષય છે.

પોતાનો આત્મા અને શેષ જીવા જીવ ત્રિકાલ શાશ્વત છે. અને જે ત્રિકાલ શાશ્વત હોય, તે માત્ર જ્ઞાનનો જ વિષય હોઇ શકે. પુરૂષાર્થનો વિષય હોઇ શકે નહી. માટે જીવ અજીવ એ બન્ને જ્ઞેય જ છે. પુરૂષાર્થના વિષય નથી. એટલે સામો પક્ષ જે સ્વ–પરને પુરૂષાર્થીનો વિષય માને છે, તે મિથ્યા છે.

બંધ મોક્ષ અને પુણ્ય પાપ તે શુભાશુભ પુરૂષાર્થના ફલ છે. એટલે તે પણ પુરૂષાર્થ રૂપ નથી. આશ્રવ તે બંધ માર્ગ છે. અને સંવર નિર્જરા તે મોક્ષ માર્ગ છે, જે માર્ગ છે તે જ

**પુરૂષાર્થરૂપ છે. એટલે આશ્રવ, સંવર, નિર્જરા એ ત્રણ તત્વો જ ત્યાગ, ગ્રહણ રૂપ પુરૂષાર્થના વિષય છે.**

**જ્ઞેય તો બધાય તત્વો છે.**

સામો પક્ષ જીવને માત્ર જ્ઞાતા દૃષ્ટા જ માને છે. એટલે તેની માન્યતામાં જાણવું એજ પુરૂષાર્થ છે. એટલે તે જ્ઞેય તત્વનેજ પુરૂષાર્થનો વિષય માને તે શકય છે, પરંતુ વિચિત્રતા એ છે કે–નવે તત્વ જ્ઞેય છે. નવ–તત્વમાંથી એક પણ તત્વ અજ્ઞેય નથી, તો નવે તત્વ જાણવાના થયા. તો નવે તત્વ જ્ઞાનરૂપ પુરૂષાર્થનો વિષય કેમ નહી ? માત્ર આત્મા એ જ જ્ઞાન પુરૂષાર્થનો વિષય શા માટે ?

વળી સામો પક્ષ તો જાણવું તેને આત્માનો સ્વભાવ માને છે. તો નવે તત્વ જાણવા તે આત્માનો સ્વભાવ થયો, તેમાંથી આત્મા જ જાણવા યોગ્ય છે, અને શેષ જાણવા યોગ્ય નહી, એમ કહી તે આત્માના જાણવા રૂપ સ્વભાવને ખંડિત નથી કરતો ?

જો સામો પક્ષ એમ કહે કે–એક આત્માનેજ મુખ્ય-ત્વે જાણવાની જરૂર છે. તે જાણુતા સર્વ તત્વો જણાય જાય છે. તો ઉત્તર એ છે કે–એકને જાણુતા સર્વ જણાય

જાય, એવું એક તત્વનું જ્ઞાન મેળવવા માટે સર્વ તત્વો જાણવા જરૂરી છે. કેમકે સર્વને જાણતાં જ એવું એક તત્વનુ જ્ઞાન થાય છે. સર્વ તત્વોને જાણ્યા વિના એવું એક તત્વનું જ્ઞાન સંભવિત નથી.

જો શેષ આઠ તત્વોને જાણ્યા વિના માત્ર એક તત્વને જાણતા જ, સર્વનુ જ્ઞાન થઇ જતું હોય તો. સૂત્રકારે નવ તત્વની પ્રરૂપણા શા માટે કરી ? શ્રાવકો નવ તત્વના જાણ હતા. એમ શા માટે પ્રરૂપ્યું ? માત્ર એક જીવ તત્વના જાણ હતા, એમ જ શા માટે ન કહ્યું ? અથવા એક તત્વ જાણતા નવે તત્વ જણાતા હોય તો, નવ તત્વમાંથી આત્મ તત્વ જ જાણવાની શી જરૂર ? એક અજીવ તત્વ જાણવાથી પણ શેષ તત્વ શા માટે જણાય ન જાય ?

જો સામો પક્ષ એમ કહે કે=આત્મા અને શેષ જીવા જીવ જ જ્ઞેય તત્વો છે. બાકી સાત તત્વો તો વ્યવહારે હેયોપાદેય અને તેના ફળ માત્ર છે, એટલે તે જ્ઞેય નથી. તો તે કથન બરાબર નથી.

જીવાજીવ સિવાયના શેષ સાત તત્વો પણ જ્ઞેય છે તે તત્વો જ્ઞેય હોવા ઉપરાંત ઇષ્ટ અનિષ્ટ અને હેયો-પાદેય પણ છે. પણ તેથી કરીને તે તેમ અજ્ઞેય નથી

બની જતાં, તે જ્ઞેયજ રહે છે. જો તે તત્વો જ્ઞેય ન હોય, પહેલા જાણવાના ન હોય તો, જાણ્યા વિના તે ઇષ્ટ અનિષ્ટ હેયોપાદેય છે, એમ પણ કેમ જાણી શકાય ?

યથાર્થતા એ છે કે–આશ્રવ અશુભયોગ વ્યાપાર રૂપ છે. સંવર અશુભયોગ વ્યાપાર નિરોધ રૂપ છે, અને નિર્જરા તે તપયોગ રૂપ છે. અને સામોપક્ષ યોગને જડ ક્રિયા માને છે, એટલે ઘણી જગ્યાએ આ ત્રણે યોગ સાપેક્ષ તત્વોના જ્ઞાનની ઉપેક્ષા કરે છે. અને (અન્યત્ર તેમના સ્વરૂપને બદલી નાખે છે.) પરંતુ એ ત્રણ તત્વો પણ નક્કી જ્ઞેય છે.

બંધ મોક્ષ અને પુણ્ય પાપ શુભાશુભ યોગ અને તેના નિરોધના ફળ છે. જે યોગને જડ ક્રિયા માને તે, યોગના ફલરૂપ તત્વોની પણ અમુક રીતે ઉપેક્ષા કરે તે શકય જ છે. પરંતુ ભવ્યજીવને તો નવે તત્વ જાણવાની જરૂર છે.

**ખોટો પુરૂષાર્થ તે બાલ પરાક્રમ છે, અજ્ઞાન નથી.**

સામો પક્ષ જ્ઞાનને પુરૂષાર્થ માને છે, તે માન્યતા બરાબર નથી. વાસ્તવમાં યોગનો વ્યાપાર અને તેનો

નિરોધ એ જ પુરૂષાર્થ છે, તેમાં અશુભયોગ તે આશ્રવ છે, અને તે ખોટો પુરૂષાર્થ છે. તથા અશુભયોગ નિરોધ તે સંવર છે, તથા યોગોને તપાવવા તે નિર્જરા છે. અને સંવર નિર્જરા તે સમ્યક પુરૂષાર્થ છે. અસ્તુ.

અહીં તો કહેવાનું એમ છે કે-વિપરીત પુરૂષાર્થ તે બાલ પરાક્રમ છે, અને સમ્યક પુરૂષાર્થ તે પંડિત પરાક્રમ છે. પરંતુ વિપરીત પુરૂપાર્થ તે અજ્ઞાન નથી.

અવિરત સમ્યગ દ્દષ્ટિ જીવને સમ્યગ પુરૂષાર્થ નથી હોતો, બાલ પુરૂષાર્થ હોય છે. છતાં તેને જ્ઞાન જ માનવામાં આવ્યું છે, અજ્ઞાન માનવામાં નથી આવ્યું એટલે મિથ્યા પુરૂષાર્થ ને સામો પક્ષ અજ્ઞાન માને છે તે બરાબર નથી.

## પર માટેનો પુરૂષાર્થ ખોટો જ નથી.

સ્વ કે પર, પુરૂષાર્થનો વિષય નથી. પરંતુ આશ્રવનો ત્યાગ, તથા સંવર નિર્જરાના આચરણ રૂપ પુરૂષાર્થ ભવ્ય માટે ધર્મ છે=કરવા યોગ્ય કર્તવ્ય છે. તેમાં જેમ સ્વના મોક્ષ માટે ધર્મ પુરૂષાર્થ કરવા યોગ્ય છે. તેમ પર જીવોના મોક્ષ માટે ધર્મોપદેશ, ધર્માજ્ઞારૂપ પુરૂષાર્થ પણ કર્તવ્ય છે. જે સ્વ મુક્તિના પુરૂષાર્થ સાથે પર

મુક્તિનો પણ પુરૂષાર્થ કરે છે, તે ઉપકારીજનો પ્રથમ વંદનીય બને છે. સાધુ કરતાં પણ આચાર્ય ઉપાધ્યાય ભગવંત એટલા ખાતર જ પૂર્વે નમાય છે. સિદ્ધ કરતાં પણ અહંત ને પર ઉપકારના કારણે જ પહેલા નમસ્કાર કરવામાં આવે છે. એટલે પરની મુક્તિનો ઉપકાર કરવા યોગ્ય છે. પર જીવો દુઃખી થાય તેવો પુરુષાર્થ ખોટો છે. અગર તો પરજીવોને પુણ્ય વડે શાશ્વત સુખી બનાવવાનો પુરૂષાર્થ સફળ નથી બનતો, પરંતુ પર માટેનો સર્વ પુરૂષાર્થ ખોટો જ છે, તે માન્યતા બરાબર નથી.

## સામર્થ્ય વાળાને પરોપકાર કરવો.

અમુક એમ માને કે–પરની મુક્તિનો પુરૂષાર્થ કરવા જતાં પોતાનુ ભૂલાઈ જાય છે. તો તેવા અલ્પ સામર્થ્યવાળા જીવો ભલે સ્વની મુક્તિના પુરૂષાર્થમાં જ રહે. પરંતુ તેથી કંઇ પર માટેની મુક્તિનો પુરૂષાર્થ ખોટો થઇ જતો નથી. પોતાની અયોગ્યતા તે ઉણપ છે. પરંતુ પરની મુક્તિનો પુરૂષાર્થ ઉત્તમ જ છે.

## પરોપકાર વડે અસંખ્ય ગુણ–જીવોનો મોક્ષ.

અમુક એમ માને કે–બીજાની મુક્તિના પુરૂષાર્થથી બીજો મોક્ષમાં જાય તે ક્યાં નિશ્ચિત છે? તો ઉત્તર

એ છે કે–અમુક જીવો ઉપકારી મળવા છતાં મોક્ષમાં જતાં નથી, તે વાત સાચી પરંતુ આ એક નક્કર હકીકત છે કે–આજ સુધી જેટલા મોક્ષમાં ગયા છે, તેનાં એકએક જીવની પાછળ અસંખ્ય અસંખ્ય જીવો તીર્થંકર આચાર્ય આદિના પર ઉપકાર પૂર્વક જ મોક્ષમાં ગયા છે. એટલે પર ઉપકાર કરવો જ જોઇએ.

અમુક એમ માને છે કે—દરેક જીવો પોતપોતાના પુરૂષાર્થથી જ મોક્ષ પામે છે, તેમાં બીજો જીવ કાંઇ કરી શકતો નથી. જો બીજાનો પુરૂષાર્થ તેમાં ચાલતો હોત તો, તીર્થંકરના સમવસરણમાં આવેલ બધા જ જીવો મોક્ષ પામી ગયા હોત. તો તેનો ઉત્તર એ છે કે–ઉપકાર કરનાર ઉપકાર કરે, પરંતુ પોતે જીવ કાંઇ ન કરે, તો પણ તે પરોપકાર માત્રથી મુક્ત થઈ જાય છે, એમ અમે નથી કહેતા. પરંતુ અસંખ્ય ગુણ જીવો, બીજાનો ઉપકાર પૂર્વે હોય ત્યારે જ કરણી કરી મોક્ષ પામે છે. માટે પરોપકાર કરવો જોઇએ, એમ માનીએ છીએ.

**પરોપકાર કરવાથી જ થાય.**

જો સામો પક્ષ એમ કહે કે—જયારે જીવ કરણી કરવાનો હોય ત્યારે પૂર્વે ઉપકાર કરનારો મળી જ રહે

છે. તે માટે પુરૂષાર્થની જરૂર નથી, તો તે ભૂલે છે. કરણી કરવા પહેલા જે ઉપકારી મળી રહે છે, તે ઉપકારી વડે અમસ્થો પોતાની મેળે જ ઉપકાર થતો નથી. તે ઉપકાર કરે છે. ત્યારે ઉપકાર થાય છે. તીર્થંકરાદિ ઉત્તમ પુરૂષો ઉપકાર કરવાની ભાવનાથી પ્રવચન આદિ ઉપકાર કરે છે, ત્યારે પ્રવચન આદિ થાય છે. કાંઇ અમસ્થા જ તેમનાથી પ્રવચનાદિ ઉપકાર થઈ જતા નથી.

## તીર્થંકરાદિને ઉપકાર ભાવ હોય જ છે.

જો સામો પક્ષ એમ માને કે—તીર્થંકરાદિ ઇચ્છા વિનાના હોય છે, તે પ્રવચન આદિની ભાવનાથી પ્રવચનાદિ નથી કરતા, પરંતુ પૂર્વના બાંધેલ નામ કર્મના ઉદયથી પોતાની મેળે પ્રવચન આદિ થઇ જાય છે. જેટલા ભાષા વર્ગણાના પૂદગલો આદિ બાંધેલા છે, તે ખરવાની વખતે ખરી પડે છે. તો તે માન્યતા બરાબર નથી અંતરાય કર્મના ક્ષયોપશમ, ક્ષય વડે અંતરાય દુર થાય છે, સાતા વેદનીય વડે પુદગલો સાતા પણે પરિણમે છે, શુભનામ કર્મ વડે શુભપણે પરિણમે છે. પરંતુ પુદગલોને ગ્રહણ કરવું અને પરિણમન આદિ કરાવવું તે જીવના યોગ [1]પુરૂષાર્થથી થાય છે, અમસ્થુ થતું નથી. તીર્થંકરોને મોહાત્મક ઇચ્છા ન હોય તે વાત સાચી. પરંતુ ઉપકારાત્મક સદિચ્છા થાય જ છે,

ભાષા વર્ગણા આદિના પુદ્ગલો બાંધેલા નથી હોતા, પરંતુ કાલે કાલે પુરૂષાર્થ વડે ગ્રહણ પરિણમન આદિ કરી વાપરવામાં આવે છે.

## પરની મુક્તિ કામના, સમ્યક્ત્વ લક્ષણ છે.

અમુક એમ માને છે કે–પરની મુક્તિની ભાવના તે પર પ્રત્યે રાગ છે. અને રાગ તે કર્મ બંધનો હેતુ છે. તે મત બરાબર નથી. જો પરની મુક્તિની ભાવના રાગ હોય તો, સ્વની મુક્તિની ભાવનાને સ્વ પ્રત્યે રાગ શા માટે ન ગણવો ? જો એમ કહે કે સ્વ પ્રત્યે મુક્તિની કામનામાં મોહ નથી, માટે તે રાગ નથી, તો પરની મુક્તિની ભાવનામાં પણ રાગ ક્યાં છે ? તેમાં પણ બીજાની મુક્તિની જ કામના છે. કોઇ મોહાત્મક ભાવના તો નથી જ. ખરેખર તો "જેમ હું મોક્ષ પામું તેમ સર્વ ભવ્ય જીવ મોક્ષ પામો." એવી ભાવના અને શક્ય પ્રયત્ન તે ધર્માનુકથા સમ્યક્ત્વનું લક્ષણ છે. જેમાં આવી અનુકંપા નથી. તે દયા રહિત છે. સમ્યક્ત્વ લક્ષણ રહિત છે. તેનું સમ્યક્ત્વ સર્વાંગ નથી.

## પરનું શરણ લેવું જ જોઇએ.

સ્વ કે પર પુરૂષાર્થનો વિષય નથી. પરંતુ સ્વ

પરનો કલ્યાણ માર્ગ તે પુરૂષાર્થનો વિષય છે. કલ્યાણ માર્ગમાં ભવ્ય જીવો પોત પોતાના પૂર્વના કર્મ સમવાયાદિ પ્રમાણે જુદી જુદી યોગ્યતા ધરાવે છે. અને તે યોગ્યતા પ્રમાણે તેઓ દેવ, ગુરૂ, ધર્મ, ઉપકરણ આદિનું આલંબન શરણલ્યે છે દેવગુરૂ ધર્મ ઉપકરણ આદિ સ્વ નથી, પરંતુ પર છે. છતા મોક્ષ માર્ગમાં શરણાદિ તરીકે તેઓને સ્વ જ માનવામાં આવ્યા છે. અગર તો એમ કહીએ કે સ્વ કરતાં પણ તે અનંત ગુણ મહાન માનવામા આવ્યા છે. છદમસ્થ જીવ નવ તત્વના જ્ઞાનમાં પોતા ઉપર શ્રદ્ધા નથી રાખતો, પરંતુ દેવ ગુરૂ ઉપર શ્રદ્ધા રાખે છે. પોતાના આત્માના ઉપદેશ આજ્ઞાને એક કોર મુકે છે, અને દેવગુરૂના ઉપદેશ આજ્ઞામાં ચાલે છે. મોક્ષ માર્ગમાં સ્વનો છંદ બાધક અને ગુરૂનો છંદ સાધક માનવામાં આવ્યો છે.

**સવારે ઉઠીને દરેક દરેક ક્રિયાના આદિ અંતમા મોક્ષમાર્ગીને પંચ પરમેષ્ઠિને નમવાનું છે. સ્વને નમવાનું નથી. સ્વને તો નમાવવાનું છે. દરેક દરેક ક્રિયામાં ચારનું શરણ લેવાનું છે. સ્વનું શરણ લેવાનું નથી. સ્વને તો શરણે લઈ જવાનું છે. આ બાબત સામાન્ય ભવ્ય જીવ માટે જ છે, એમ નથી. પરંતુ આજ ભવમાં તીર્થંકર થનાર છદમસ્થ તીર્થંકરને પણ પ્રવજ્યાદિ લેતી વખતે નમો**

**સિદ્ધાણં કહીને સિદ્ધનું, સિદ્ધના સ્વરૂપનું શરણ લેવાનું છે. આ રીતે સ્વ કરતાં પણ મોક્ષ-માર્ગમાં દેવ, ગુરૂ, ધર્મ ઉપકરણ આદિ મહાન છે. તેઓનું શરણ આદિ લેવાનું જ છે.**

**પરનું શરણ છેલ્લે સુધી રાખવાનું છે.**

કોઇ એમ માને છે કે–છેલ્લે તો પરનું શરણ પણ છોડવાનું જ રહે છે ને ? ત્યાં પ્રશ્ન એ છે કે–છેલ્લે એટલે શું ? કયા ગુણ સ્થાનના કયા સમય સુધી પહેલે અને તે પછી છેલ્લે ગણો છો ? જો ચૌદમા ગુણસ્થાનના છેલ્લા સમય પછી મોક્ષના પહેલા સમયને છેલ્લે કહેતા હો તો, ત્યાં પરનું શરણ શું પોતાની ક્રિયાનુ પણ પ્રયો-જન સિધ્ધ થઇ જાય છે. અને પ્રયોજન સિધ્ધ થઇ ગયા પછી તો દરેક પ્રયોજન ભૂત વસ્તુ છુટે જ છે. તેમાં અમારે કશું જ કહેવાનું નથી. પરંતુ તે પહેલાં સુધી જે જે કાર્ય સિદ્ધ ન થાય ત્યાં સુધી તે તે કાર્યમાં શરણની આવશ્યકતા રહે જ છે. છેલ્લે ૧૪માં ગુણસ્થાનમાં પ્રવેશ વખતે પણ કેવલીને સિધ્ધ સ્વરૂપને પામવા માટે હું આ અંતક્રિયા=છેલ્લી ક્રિયા કરૂં–એમ સિધ્ધ સ્વરૂપનું શરણ લેવાનું રહે જ છે. એટલે આમ છેલ્લે લગી, દરેક જીવને કોઇ ને કોઇ રીતે કોઇને કોઈ શરણની આવશ્યકતા રહે જ છે.

સામો પક્ષ જે પર તરફના પુરૂષાર્થને હેય ગણે છે તે નાના ઉપર ઉપકાર કરવાનું ઉડાવે છે. અને મોટા પ્રત્યે શરણે જવાનુ કાર્ય પણ ઉડાવે છે. જ્યાં સુધી જીવ સિધ્ધ થયો નથી, ત્યાં સુધી તે કોઇને માટે નાનો અને કોઇને માટે મોટો રહેજ છે. એટલે તેને પોતાના ગુરૂ લઘુ પણાનુ સાર ઉપકાર શરણનુ કર્તવ્ય પાલન કરવું જોઇએ, તેના અભાવમા તેની ક્રિયા સિદ્ધ નથી થતી, અને ક્રિયાની સિદ્ધિના અભાવમાં સિધ્ધ અવસ્થા પ્રાપ્ત નથી. એટલે પર પ્રત્યેના પુરૂષાર્થનો એકાંત નિષેધની માન્યતા બરાબર નથી.

**સ્વ પરનું જ્ઞાન, અપૂર્ણ જ્ઞાન છે. ૫-૪**

સ્વ પરના વિભાગમા જો જીવ અને અજીવ બે તત્વનો જ વિચાર કરવામાં આવે તો, પોતાનો આત્મા જ સ્વ છે, અને શેષ જીવ તથા અજીવ પદાર્થો પર છે, એવું જ્ઞાન તે પદાર્થ જ્ઞાન છે, તેની ના નથી, પરંતુ તે જ્ઞાન અપૂર્ણ છે, પૂર્ણ નથી. ભવ્ય જીવને નવે તત્વનું જ્ઞાન કરવાની જરૂર છે. જીવ અજીવને જાણ્યા પછી આત્માનો પરથી મોક્ષ અને મોક્ષ માર્ગ પણ જાણવું જરૂરી છે, તે માટે જીવ અજીવ ઉપરાંત બંધ મોક્ષ, પુણ્ય, પાપ, અને આશ્રવ, સંવર નિર્જરા તત્વ જાણવા પણ જરૂરી છે. એ નવે તત્વને અન્યુનાધિક વિપરીત

યથાર્થ પણે જેમ અહંતે કહ્યા છે, તેમજ જાણે તો જ જ્ઞાન નવ તત્વની અપેક્ષાએ પૂર્ણ જ્ઞાન કહેવાય. અન્યથા અપૂર્ણ જ્ઞાન કહેવાય.

## રૂચિ હોય તો જ સમ્યગ જ્ઞાન.

નવ તત્વને યથાર્થ જાણવું તે તત્વની અપેક્ષાએ પૂર્ણ જ્ઞાન છે, પરંતુ નવ તત્વનું જાણપણું એ જ સમ્યગ જ્ઞાન નથી. નવ તત્વને યથાર્થ જાણનારને જો નવ તત્વમાંથી જે અમુક પદાર્થો પોતાને પ્રત્યક્ષ નથી, સર્વજ્ઞના જ જ્ઞાનના વિષય છે, તે ઉપર શ્રદ્ધા હોય કે હાં આ સર્વ સત્ય જ છે. એમ જ છે. ઉપરાંત તે બંધ અને બંધ માર્ગમાં અરૂચિ હોય. મોક્ષ અને મોક્ષ-માર્ગમાં રૂચિ હોય, તો જ તેનું તે જ્ઞાન સમ્યગ-જ્ઞાન છે. અન્યથા સર્વજ્ઞ આદિ ઉપર શ્રધ્ધાના અભાવમાં કે મોક્ષ અને મોક્ષ માર્ગમાં રૂચિનાં અભાવમાં બંધ અને બંધ માર્ગમાં રૂચિ હોય ત્યાં લગી તે જ્ઞાન સમ્યગ જ્ઞાન નથી. સમ્યગ જ્ઞાન માટે નવ તત્વ પ્રત્યે યથા તત્વ શ્રદ્ધા પ્રતીતિ રૂચિ પણ હોવી આવશ્યક છે. અભવી જીવને પૂર્વના જ્ઞાનમાં, નવ તત્વનું યથાર્થ પૂર્ણ જ્ઞાન હોવા છતાં શ્રધ્ધા અગર મોક્ષ અને મોક્ષ

**માર્ગમાં રૂચિ ન હોવાથી, પુણ્ય બંધ, અને તેના માર્ગમાં જ રૂચિ હોવાથી, તેને સમ્યગ જ્ઞાન માનવામાં આવ્યું નથી.**

**અભવીને આત્મ તત્વનું જ્ઞાન હોય છે.**

અમુક એમ માને છે કે—અભવીને ૧૪ પૂર્વનું જ્ઞાન હોય છે, પરંતુ તેમા આત્મજ્ઞાન માત્રની જરાક ઉણુપ રહી જાય છે, તેથી તેનું જ્ઞાન સમ્યગ જ્ઞાન નથી બનતું, તે માન્યતા બરાબર નથી.

અભવ્યને ૧૪ પૂર્વનું જ્ઞાન સંભવ જ નથી. ભવ્યને અને તેમા પણ સમ્યગ દૃષ્ટિ જીવને જ ૧૪ પૂર્વનુ જ્ઞાન હોય છે. જેને પરિપૂર્ણ ૧૦ પૂર્વ માત્રનુ જ્ઞાન થાય તેને પણ નિયમથી સમ્યકત્વ હોય જ છે. અભવ્યને જે તે થકી ઓછું જ્ઞાન હોય છે, તેને પણ નવે તત્વનુ જ્ઞાન પૂર્ણ હોય છે, પરંતુ તેને શ્રધ્ધાના અભાવમાં કે મોક્ષ-રૂચિના અભાવમા જ સમ્યગજ્ઞાનનો અભાવ માનવામાં આવ્યો છે, પરંતુ તેને આત્મજ્ઞાન નથી હોતું તે માન્યતા મિથ્યા છે પૂર્વ જ્ઞાનમાં જીવતત્વનુ જ્ઞાન ન આવે, તેની અધુરાશ રહી જાય, તેમ માનવું પૂર્વ શ્રુતની આશાતના છે.

જ્યારે નવ તત્વનુ સંપૂર્ણ યથાર્થ જ્ઞાન હોવા છતાં,

શ્રદ્ધા અને રૂચિના અભાવમાં તે સમ્યગજ્ઞાન નથી બનતું, ત્યારે જે જીવ અજીવ બે જ તત્વનું જ્ઞાન તો પૂર્ણ પણ નથી. એટલે બેજ તત્વનું જાણ પણું તે સમ્યગ જ્ઞાન નથી જ.

## પર્યાયનું કથન કેમ નહી ?

સામા પક્ષેને સ્વ પરના ભેદમાં પર્યાયનો ઉલ્લેખ નથી કર્યો, તેનું શું કારણ ? શુ પર્યાયો સ્વ પરની મર્યાદાથી બહાર છે ? અગર કહે કે-ના, પર્યાયો સ્વ-પરમાં જ વેંચાય છે, તેમાં આત્માની પોતાની પર્યાયો સ્વ, અને બાકી જીવા જીવની પર્યાયો પર છે. તો સ્વ-પરના જ્ઞાનમાં પર્યાયનું જ્ઞાન કરતાં પર્યાય દૃષ્ટિ પણ આવશે, અને પર્યાય દૃષ્ટિને તમો તો વિકાર કહો છો, એટલે સ્વ પરનુ જ્ઞાન પણ વિકાર થશે ને ? અગર કહે કે-હા, એટલે જ સ્વ પરના જ્ઞાનમાં અમોએ પર્યાયનુ કથન નથી કર્યું. તો તમારૂં સ્વ પરનું જ્ઞાન પણ અધુરૂં જ રહેશે ને ? અને આત્માનો જે જાણવાનો સ્વભાવ છે તે પૂર્ણ નહી થાય ને ?

ખરેખર તો જીવ અજીવ તત્વના જ્ઞાનમાં જીવ અજીવના સ્વરૂપનું, તેમના ભેદોનું, અને ખાસ કરીને છેલ્લે તેમના પર્યાયોનુ મુખ્યત્વે જ્ઞાન કરવાની જરૂર છે.

દ્રવ્ય ગુણ કરતાં પર્યાય અનંતગુણ છે, એટલે પર્યાયના જ્ઞાન વિનાનુ જ્ઞાન અનંત ગુણ હીન રહે છે. ઉપરાંત પર્યાયના જ્ઞાનથીજ બંધ, મોક્ષ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા તત્વનું જ્ઞાન થઇ શકે છે. કેમકે એ બધા જ તત્વો અમુક અપેક્ષાએ પર્યાય રૂપ છે. અને એ તત્વોના જ્ઞાન પછીજ ભવ્ય જીવને મુમુક્ષુપણું=મોક્ષ રૂચિ સંભવ છે. તેના જ્ઞાન વિના મુમુક્ષુપણું સંભવ નથી, અને તે વિના ભવ્ય જીવનું ભવ્યત્વ નિરર્થક રહે છે.

**સમ્યગ જ્ઞાન અને અજ્ઞાનની ખરી વ્યાખ્યા. (ઇતિ)**

**નિશ્ચય નયથી સોએ સો ટકા સમ્યગ જ્ઞાન માત્ર કેવલી ને જ હોય છે. તેઓ સંપૂર્ણ જ્ઞેયોને જેમ છે તેમજ ન્યુનાધિક વિપરીતતાથી સર્વથારહિત યથાર્થ જાણે છે. બાકીના છદમસ્થ જીવો જેટલા જ્ઞેયોને યથાર્થ પણે જાણે તેટલું જ્ઞાન બરાબર છે. શેષ જેટલું ન જાણે તે અજ્ઞાન છે, વિપરીત જાણે તે પણ અજ્ઞાન છે, સંદેહમાં જ રહે તે પણ અજ્ઞાન છે. પરંતુ સામાન્ય રીતે મોક્ષ માર્ગમાં ઉપયોગી નવ તત્વનું પ્રયોજન પુરતું લગભગ સાચું જ્ઞાન**

**હોય, તો તે છદમસ્થના જ્ઞાનને પણ સમ્યગ જ્ઞાન જ માનવામાં આવ્યું છે. અને જેને નવ તત્વમાંથી એક પણ તત્વનું ઓછું કે અધિક કે વિપરીત જ્ઞાન હોય તો, તેવા છદમસ્થ જીવને જેટલું જ્ઞાન છે, તે સર્વ જ્ઞાન મિથ્યા-જ્ઞાન માનવામાં આવ્યું છે.**

તેમજ અર્હંત ભગવંતે કહેલા નવ તત્વો ઉપર નિશ્ચયનયથી સોએ સો ટકા શ્રદ્ધા, માત્ર ક્ષાયિક સમ્યકત્વી જીવને જ હોય છે. એટલે શ્રદ્ધાની અપેક્ષાએ પૂર્ણ સમ્યગ જ્ઞાન માત્ર ક્ષાયિક સમ્યકત્વી જીવોને જ હોય છે. શેષ જીવોને જેટલે અંશે શ્રદ્ધા છે, તે શ્રદ્ધા બરાબર, બાકી જેટલે અંશે શ્રધ્ધા નથી. અગર મતમતાંતરાદિ કારણે શંકા છે, અગર વિપરીત માન્યતા છે તેટલી શ્રધ્ધા બરાબર નથી, છતાં સામાન્ય રીતે જે જીવને પોતે કરેલા નવ તત્વના જ્ઞાન ઉપર પ્રયોજન પૂરતી લગભગ સાચી શ્રધ્ધા છે, અગર તો તેવા છદ-મસ્થ જ્ઞાની ગુરૂ ઉપર, કિંવા કેવલજ્ઞાનીના વચન ઉપર શ્રધ્ધા છે તેને પણ સમ્યગ જ્ઞાન જ માનવામાં આવ્યું છે. ક્ષાયિક સમ્યકત્વ સિવાયના સમ્યકત્વ મોહનીયના ઉદયાદિવાળા સામાન્ય સમ્યકત્વી જીવોને એ જ અપેક્ષાએ સમ્યગ જ્ઞાની માનવામાં આવ્યા છે.

તેમજ એકાંત મોક્ષ અને તેના માર્ગ ઉપર જ

સોએ સો ટકા રૂચિ, અપ્રમત આદિ જીવોને જ હોય છે. અને તેઓજ તે માર્ગે અપ્રમતપણે ચાલનારા હોય છે. શેષ જીવોને પાંચ ઇન્દ્રિયના સુખમાં રૂચિ હોય છે. અને તે માટે પ્રયત્ન પણ કરતા હોય છે. પરંતુ અહીં ઇન્દ્રિય સુખની રૂચિ હોવા છતાં આ રૂચિ છોડવા યોગ્ય છે, મોક્ષ રુચિ જ ઉપાદેય છે, એવી રૂચિને રૂચિ તરીકે લીધી છે, અને તેથી પૂર્ણ રૂચિ, ક્ષાયિક સમ્યકત્વી જીવોને હોય જ છે. એટલે રૂચિની અપેક્ષાએ પણ ક્ષાયિક સમ્યકત્વી જીવો પૂર્ણ સમ્યગ જ્ઞાની છે. શેષ જીવોને સમ્યકત્વ મોહના ઉદયાદિની અપેક્ષાએ જેટલી રૂચિ અન્યત્ર છે, તેટલું અજ્ઞાન સમજવું. પરંતુ સામાન્ય રીતે સમ્યકત્વ મોહાદિવાળા સમ્યકત્વી જીવોને લગભગ સાચી રૂચિ હોય, તેમને સમ્યગ જ્ઞાની જ સ્વીકાર્યા છે.

સારાંશ કે—છદમસ્થની સંભવ યોગ્યતા પ્રમાણે જે સર્વજ્ઞ ઉપર શ્રધ્ધા અને મોક્ષ રૂચિ સહિતનું નવ તત્વનું યથાર્થ જ્ઞાન તે સમ્યગ જ્ઞાન છે. અને ન્યૂનાધિક વિપરીતતાવાળું શ્રધ્ધા રૂચિ વિનાનું જ્ઞાન તે મિથ્યા જ્ઞાન છે.

—o—

## પ્રશ્નોત્તર છઠ્ઠો.

પ્રશ્ન ૬

સમ્યગ દર્શનની વ્યાખ્યા શું ?

સોનગઢ મતમાં કહેવામાં આવ્યું છે કે–જીવનું પ્રથમ કર્તવ્ય સત્સમાગમે સ્વભાવની યથાર્થ શ્રદ્ધા કરવાનું જ છે. ધર્મનું=(મુક્તિનું) નિશ્ચયથી પ્રથમ સાધન તે જ છે.

પ્રશ્ન–જીવનો સમ્યક્ત્વ ગુણ મિથ્યાત્વરૂપે કેમ પરિણમ્યો ?

ઉત્તર–જીવના ભેદોને અજીવમાં અને અજીવના ભેદોને જીવમાં ખતવે છે, તેથી મિથ્યાત્વ રૂપે પરિણમે છે. ચેતનને અચેતન, અચેતનને ચેતન, વિભાવને સ્વભાવ, સ્વભાવને વિભાવ, દ્રવ્યને અદ્રવ્ય, ગુણને અગુણ, જ્ઞાનને જ્ઞેય, જ્ઞેયને જ્ઞાન, આપને પર, પરને આપ રૂપે, આ રીતે ઉલ્ટું સમજે છે.

આત્મા અને આત્માના પરિણામને આત્મામાં અને જડને તથા જડ પરિણામને જડમાં, ખતવે તેનું નામ સમ્યગદર્શન, સમક્તિ—સમભાવ.

હું મારા પરિણામરૂપ ઉપયોગને, મારા સ્વ-રૂપમાં ધારી રાખું તો, અનાદિના દુઃખ મટી જાય અને પરમ પદને ભેટી શકાય.

હાલ કેટલાક માને છે કે અમને ઉપર મુજબનું નિશ્ચય સમક્તિ નથી, તેથી અમે સમકિતિ નથી, તો વ્યવહાર સમક્તિ અને નિશ્ચય સમકિતની વિસ્તારથી સમજણ.

ઉત્તર

સમ્યગ દર્શનની વ્યાખ્યા.

સમ્યગ દર્શન બે પ્રકારે છે–(૧) ગુરૂ આશ્રિત (૨) સ્વ આશ્રિત

(૧) છદમસ્થ ગુરૂ અગર સર્વજ્ઞ ગુરૂ પાસે નવતત્વ સંક્ષેપથી કે વિસ્તારથી લગભગ જેમ છે, તેમ જાણીને તે ઉપર શ્રધ્ધા કે–આ તત્વ વાદ સત્ય અને નિઃશંક જ છે, અને રૂચિ કે બંધ દશા, (બંધ પુણ્ય અને પાપ) અને બંધ માર્ગ (આશ્રવ) નથી જોતો, મુકિત દશા (મોક્ષ) અને મોક્ષ માર્ગ (સંવર નિર્જરા) જ જોઇએ છે. તે

શ્રદ્ધા પ્રતીતિ અને રૂચિને ગુરૂ આશ્રિત સમ્યગદર્શન કહ્યું છે. (૨) પોતેજ કેવલજ્ઞાન વડે સર્વ તત્વોને જોઇ, તે ઉપર શ્રદ્ધા પ્રતીતિ રૂચિ હોય તે, સ્વઆશ્રિત રૂચિ હોય તે, સ્વાશ્રિત સમ્યગ દર્શન છે.

ગુરૂ આશ્રિત સમ્યગ દર્શન કે સ્વાશ્રિત સમ્યગ દર્શન સમાન પણ છે, અને વિપમ પણ છે, સ્વાશ્રિત સમ્યગ દર્શન તો ક્ષાયિક સમ્યક્ત્વ જ હોય છે. જો ગુરૂ આશ્રિત સમ્યગ દર્શન પણ ક્ષાયિક હોય તો, કેવલીના સમ્યગ દર્શનમાં અને છદમસ્થના સમ્યગ-દર્શનમાં શ્રદ્ધાની અપેક્ષાએ. કોઇ ફેર નથી, બન્નેની શ્રદ્ધા સમાન જ હોય છે, પરંતુ જ્ઞાનની અપેક્ષાએ બન્ને સમ્યગ દર્શનમાં ફેર છે. કેવલીનુ સમ્યગ દર્શન સંપૂર્ણ સત્ય જ્ઞાન પૂર્વક છે, ત્યારે છદમસ્થનું સમ્યગ દર્શન નિર્દોષ હોવા છતા, તેના જ્ઞાનમા ન્યુનાધિક વિપરીતપણું કાંઇક અંશે હોય જ છે.

## મોક્ષ માર્ગના ચાર અંગ.

અનાદિ કાલથી જીવે, હિંસા અને પરિગ્રહ, મન વચન કાયાથી કરી, કરાવી, અનુમોદીને કર્મ બાંધી ચારગતિ સંસારમા સર્વત્ર સર્વ જાતના ફેરા ફર્યા છે. હિંસાના ફલ રૂપે અનંત જન્મ મરણ કરવા છતાય

જીવને હિંસાથી સંવેગ આવ્યો નથી. અને દેવાદિ સર્વ જાતના ભોગો ભોગવ્યા છતાં જીવને પરિગ્રહથી નિર્વેદ આવ્યો નથી.

જ્યારે સંસારમાં ફરતાં ફરતાં કાંઈક કર્મ વિશુદ્ધ થઇ જીવને મનુષ્યપણું=મનુષ્યભવ મળે તે મોક્ષ માર્ગનું પ્રથમ અંગ છે. મોક્ષ, મનુષ્યગતિ વડે જ મળી શકે છે, અન્ય ત્રણ ગતિ વડે નહિ, માટે મનુષ્ય ભવને મોક્ષનું પ્રથમ અંગ ગણ્યું છે. જો કે મનુષ્યભવો અનંત વખતે પૂર્વે મળી ચુકયા છે, છતા પણ જ્યારે પણ મોક્ષ જવાનું થાય ત્યારે ફરી પણ મનુષ્યભવની આવશ્યકતા રહે જ છે. એટલે મનુષ્ય ભવને પ્રથમ અંગ ગણ્યા વિના છુટકો નથી, મનુષ્યભવની સાથે આર્યક્ષેત્ર, દીર્ઘ આયુષ્ય નિરોગ શરીર, પૂરી પાંચે ઇન્દ્રિયો, અને દેવગુરૂનો સંયોગ મળે તે સર્વ મોક્ષ માર્ગના પ્રથમ અંગ છે.

દેવ ગુરૂનો સંયોગ થયા પછી એવી વાણી સાંભળવા મળે કે–જીવને ચારગતિ સંસાર, સાતમી નરક કે સ્વાર્થ સિધ્ધ વિમાન, બધુંજ યથા ક્રમ અનિષ્ટ લાગે, માત્ર મોક્ષનીજ ભાવના રહે. ઇન્દ્રિય ભોગાદિ અલ્પ સુખ અને જન્મ મરણાદિ અનંત દુઃખ મય સંસારથી ઉદ્વેગ, ઉદ્વેગ થાય, અને ઈન્દ્રિયભોગાદિ સુખ રહિત, પણ જન્મ જરા મરણ રોગ શોકાદિ સર્વદુઃખથી સર્વથા રહિત મોક્ષનું

રટણ રહે, છકાય જીવની હિંસાથી કમકમાટી છૂટે, હૈયું દયાથી ભીનું ભીનું થઇ જાય. ભલે કોઇ જીવનું રક્ષણ ન બને પણ શુક્ષ્મ જીવને પણ સ્પર્શ માત્રનું પણ દુઃખ ન થાય, એવી આભ્યંતર બાહ્ય દશા થઇ જાય, કામભોગ કિંપાક ફલ જેવા પરિણામે ભયંકર લાગે, હિંસા પરિગ્રહથી નવ નવ કોટીથી જીવ વિરમે. એવી નવ તત્વમય વાણી સાંભળવા મળવી તે ધર્મનું બીજું અંગ છે.

આવી વાણી ઘણા ભવ્ય જીવોએ સમવસરણમાં તીર્થંકરોના મુખથી ઘણી વખત સાંભળી છે. અને શ્રદ્ધા થઇ નથી. છતાં પણ શ્રદ્ધા થશે, ત્યારે પ્રાય નક્કી એવી વાણી સાંભળવાથી જ સાચી શ્રધ્ધા થશે માટે આવી વાણી શ્રવણને બીજું અંગ માન્યું છે.

એવી વાણી સાંભળ્યા પછી તે વાણી ઉપર વિશ્વાસ એકાંત મોક્ષની ઈચ્છા, અને અહિંસા સંયમ તપ ઉપર ત્રણે યોગથી સ્પર્શવાની રૂચિરૂપ શ્રધ્ધા તે મોક્ષમાર્ગનું ત્રીજું અંગ છે.

આવી શ્રધ્ધા પણ ઘણા ભવ્ય જીવોને શુકલપક્ષ થયા પછી, છેલ્લા અર્ધ પુદગલ પરાવર્તકાળમાં અસંખ્ય વખતે મળી ગયેલી છે, છતાં જીવે ચારિત્ર તપની ક્રિયા કરી મોક્ષ મેળવ્યો નથી. છતાં જ્યારે પણ જીવ ચારિત્ર

તપની ક્રિયા કરશે, ત્યારે આવી શ્રધ્ધા પૂર્વકજ તે ક્રિયા કરવાનો છે. માટે આ શ્રધ્ધાને ત્રીજું અંગ માનવામાં આવ્યું છે.

આવી શ્રધ્ધા આવ્યા પછી છકાય જીવની હિંસા અને ૯ જાતના પરિગ્રહનો નવનવ કોટીથી પ્રત્યાખ્યાનપૂર્વક ત્યાગ કરીને ચારિત્ર તપની આરાધના કરવી. આરાધના કરતાં કોઇ અતિચાર થઇ જાય તો, સરળ ભાવથી આલોચના કરી, પ્રાયશ્ચિત લઇ તેને ઉતારી સંયમ તપને નિર્મલ બનાવવું અને એમ કરીને તેજ ભવમાં કે અમુક ભવમાં સર્વ કર્મ ખપાવી નાખવા, તે મોક્ષ માર્ગનું ચોથું અંગ છે. મોક્ષ માર્ગના આ ચાર અંગ સમાપ્ત થતાં જીવ અનંત દુઃખ અને અલ્પસુખમય, આ સંસારથી મુકત થઇ અવ્યાબાધ શાશ્વત સુખવાળી મોક્ષા સિદ્ધિને પામે છે.

## સત્સમાગમ કર્તવ્ય છે, તો શરણુ અકર્તવ્ય શા માટે?

સામા પક્ષે મોક્ષ માર્ગના ચાર અંગમાંથી પ્રથમ અંગ મનુષ્ય ભવના સ્થાને સત્સમાગમ અંગ મૂકયું છે. તો સામાપક્ષને પ્રશ્ન એ છે કે—જે સતનો સમાગમ કરવાનો છે, તે સત્ સ્વ છે=પોતાનો આત્મા છે, કે

પર છે=બીજાનો આત્મા છે ? જો સત સમાગમથી પોતાના આત્માની સાથે સમાગમ એવો અર્થ કરવો હોય તો, પોતાનો આત્મા તો પોતે જ છે પોતાની સાથેજ છે. તેમાં સમાગમનો પુરૂષાર્થ શું ? અને જો સત્‌થી બીજા ઉત્તમ દેવ ગુરૂ આદિ જીવો લેવાના હોય અને તેમનો સમાગમ કરવો, એ અર્થ લેવાનો હોય તો, તમારી માન્યતા પ્રમાણે તો પર પ્રત્યે પુરૂષાર્થ તે તો અજ્ઞાન છે. એટલે તમારી માન્યતા પ્રમાણે સત્સમાગમ તે કર્તવ્ય કઇ રીતે માની શકાય ? જો એમ કહે કે–મોક્ષ માર્ગ મેળવવા પર પ્રત્યે પુરુષાર્થ કરવો યોગ્ય છે, તો તેવી રીતે દેવ ગુરૂ ધર્મનુ શરણ આલંબન તે પણ યોગ્ય શા માટે નહી ? તે પણ કર્તવ્ય શા માટે નહી ?

## સત્સમાગમની પેઠે બીજી ક્રિયા કેમ ન થાય ?

વળી સામા પક્ષને પ્રશ્ન એ છે કે–સત્સમાગમ કઇ રીતે થાય ? આત્માના જ્ઞાતા દષ્ટા સ્વભાવ માત્રથી થાય કે ઇચ્છા માત્રથી થાય, કે કાય યોગની ક્રિયાથી થાય ?

જો જ્ઞાતા દ્રષ્ટા સ્વભાવ માત્રથી સત્સમાગમ થાય, તો સત્ સમાગમ કરવાનીય શી જરૂર ? સત્સમાગમ કર્યા વિના જ આત્માના જ્ઞાતા દ્રષ્ટા સ્વભાવથી જ

આત્માને પોતાના યથાર્થ સ્વરૂપનું પણ ભાન થઇ જશે, સ્વરૂપના જ્ઞાન માટે સત્સમાગમની સાર્થકતા શી ?

જો ઇચ્છા માત્રથી સત્સમાગમ થતો હોય તો, જ્યારે ઇચ્છા થાય છે, ત્યારે જ સત્સમાગમ કેમ થઇ જતો નથી ? ઇચ્છા વિદ્યમાન હોવા છતાં સત્સમાગમમાં વાર શા માટે લાગે છે ?

જો એમ કહો કે–સત્સમાગમની ઇચ્છા પછી, સત્સમાગમ માટે પગલા ઉપાડવા આદિની ક્રિયા કરવાથી સત્સમાગમ થાય છે. તો જીવ પગલા ઉપાડવા આદિ કાયાની ક્રિયા કરી શકે છે, કે કાયાની ક્રિયા જીવના પ્રયત્ન વિના જ થાય છે ? જો પગલા ઉપાડવા આદિની ક્રિયા જીવ કરી શકે છે તો જીવ કાયા વડે (સાથે મન વચન વડે ) ચારિત્ર તપની ક્રિયા કેમ ન કરી શકે, ? જીવ સત્સમાગમ માટે કાયાની ક્રિયા કરી શકે, અને મોક્ષ પ્રાપ્તિ માટે કાયા વડે ચારિત્ર તપની ક્રિયા ન કરી શકે, તેમાં કયો ન્યાય છે ? જો એમ કહો કે કાયાની ક્રિયા જીવના પ્રયત્ન વિના આપ મેળે થાય છે. તો તે ક્રિયા થવાની હશે તો આપ મેળે થશે, તમે સત્સમાગમ માટે કાયાની ક્રિયા કરવાનો પ્રયત્ન કરો તે નિરર્થક છે, અજ્ઞાનતા છે, એમ માનવું નહી પડે ?

જો એમ કહો કે–જ્યારે કાયાની ક્રિયાના પ્રયત્ન

ભાવમાં જીવ આ તરફ વર્તે છે, ત્યારે બીજી તરફ કાયા વડે તેવી ક્રિયા થાય છે, પણ જીવ કાયાની ક્રિયા કરતો નથી. તો પ્રશ્ન એ છે કે–જો જીવ કાયાની ક્રિયા કરવાનો પ્રયત્ન ન કરે તો શું કાયાની ક્રિયા ન થાય ? જો ન થાય તો ખરેખર એમ જ માનવું જોઇએ, તે કાયાની ક્રિયા જીવના પ્રયત્ન પૂર્વક જ થાય છે. અને દરેક દ્રવ્યના પર્યાયની ક્રમ બદ્ધ નિયત ઉત્પતિ વિનાશનો તમો જે સિદ્ધાંત માનો છો તે તુટે છે, ટકતો નથી. જો વહેલા મોડામાં નિયતિ જ કારણ હોય તો, કદાચ ક્યારેક મેળાપ ન પણ થાય, તેવી નિયતિ પણ સંભવે એટલે અચોકકસતા ઉભી રહેવાની છે. અને જો વહેલા મોડામાં પૂર્વના પુણ્ય રૂપ સમવાય કારણ છે, તો તમે સમ્યકત્વ પહેલાની પુણ્ય કરણીને નિષેધો છો તે ખોટું છે. કેમકે જો પુણ્ય ન હોય તો શ્રધ્ધા, જેને તમે સત્સમાગમ પૂર્વક જ માનો છો, તે સત્સમાગમ પુણ્ય વિના ન થાય, તે સત્સમાગમ ન થાય તો, શ્રધ્ધા ન થાય તો, શ્રધ્ધા ન થાય ચારિત્ર ન આવે, અને ચારિત્ર વગર મોક્ષ ન થાય, આ રીતે પુણ્ય વિના મોક્ષ અટકી પડે છે.

**સત્સમાગની પેઠે મનુષ્ય ભવાદિ જરૂરી કેમ નહીં ?**

વળી સામાપક્ષને પ્રશ્ન એ છે કે–સત્સમાગમની

જરૂર શી ? જો એમ કહે કે-સત્સમાગમ વિના યથાર્થ શ્રદ્ધા પ્રાપ્ત થતી નથી, અને યથાર્થ શ્રધ્ધા વિના મોક્ષ નથી. તો પ્રશ્ન એ છે કે—શું મનુષ્ય ભવ, દીર્ઘ આયુષ્ય (જઘન્ય ૯ વર્ષ) આદિ વિના મોક્ષ મળી શકે છે ? જો એમ કહે કે ના, મનુંષ્યભવાદિ વિના મોક્ષ નથી. તો સત્સમાગમ પેઠે મનુષ્યભવ જોઈએ, એ બધા પુણ્યના ફળ છે એમ કથન કેમ કરતા નથી ? સત્સમાગમની પેઠે મનુષ્ય ભવાદિ તથા પુણ્યની સ્થાપના કેમ કરતા નથી ?

જો એમ કહો કે-જ્યારે જીવ મોક્ષમાં જવાનો હોય ત્યારે, મનુષ્યભવ આદિ મળેલા જ હોય છે, હાજર જ હોય છે, તે માટે પ્રયત્ન કે પુણ્યની સ્થાપનાની જરૂર નથી. તો એમ પણ કેમ કહી શકાય કે જો શ્રધ્ધા થવાની હશે તો તે પૂર્વે સત્સમાગમ પણ હાજર જ હશે, સત્સમાગમની પણ ઇચ્છા રાખવી નહી, પ્રયત્ન કરવો નહી, સત્સમાગમની સ્થાપના કરવી, અને મનુષ્ય ભવાદિની સ્થાપના ન કરવી, તે કયો ન્યાય ?

## સત્સમાગમ શબ્દ પ્રયોગ ખોટો.

સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા, આ ચાર તીર્થ છે. અને તે તીર્થને કરનારા મહાવીરાદિ તીર્થંકરો છે. જ્યારે તીર્થંકર હૈયાત હોય, ત્યારે તે અર્હંત તીર્થંક-

કરાદિની સામે જવું. વંદણા નમસ્કાર કરવા, પર્યુપાસના કરવી, ઈત્યાદિ ક્રિયાઓ કરવી, ત્યાર પછીથી સાધુ શ્રાવક આદિને અભિગમનાદિ ક્રિયા કરાતી, અને કરાય છે. અને તે માટે સામે જવું, વંદન નમસ્કાર કરવું, ચરણે બેસવું, પર્યુપાસના કરવી, ઇત્યાદિ શબ્દો આગમમાં વપરાય છે.

સામા પક્ષમાં સાધુ સાધ્વી કે શ્રાવક શ્રાવિકા, એકેય તીર્થ નથી. સમ્યગ દૃષ્ટિ પણ તેમની માન્યતા પ્રમાણેના અમુક જ છે. એટલે તે સાધુ શ્રાવક, પર્યુ-પાસના આદિ શબ્દો વાપરતા નથી. સાધુ શ્રાવકના સ્થાને માત્ર "સત" શબ્દ જ વાપરે છે. જે સદ્ પછી ગુરૂદેવ શબ્દ વાપરે છે. તે ગુરૂદેવ તેમના પણ મત પ્રમાણે સાધુ નથી, એટલે તે શબ્દ પ્રયોગ તેમના મતથી વિરૂદ્ધ છે.

એવી જ રીતે, તેમની માન્યતા પ્રમાણે કોઇપણ ક્રિયા કરીને, કોઇ કોઇને સામે જતો નથી, કે કોઇ કોઇની સામે આવતો નથી, પરંતુ જ્યારે જેનો જેની સાથે મેલાપ થવાનો હોય ત્યારે થઇ જાય છે. એટલે તે લોકો અભિગમ=સામે જવું. આ શબ્દ વાપરતા નથી, પરંતુ 'સમાગમ'=ભેગા થવું, શબ્દ વાપરે છે, એટલે સત્સમાગમ પાછળ સાધુ શ્રાવક તત્વને ઉડાડવું, અને

સામે જવું આવવું, વંદણા નમસ્કાર કરવા, ચરણોપાસના કરવી આદિ તત્વોને ઉડાડવાનો હેતુ છે. એટલે તે આશય મિથ્યા હોવાથી આ શબ્દપયોગ ખોટો છે. વિવેકી જીવોને સત્સમાગમની જગ્યાએ સાધુ ચરણો-પાસના આદિ શબ્દો વાપરવા જોઇએ.

## સત્સમાગમની પેઠે અન્ય ક્રિયાનું સમર્થન કેમ નહી ?

સત્સમાગમ પછી સત શ્રવણ એ મોક્ષ માર્ગનું બીજું અંગ છે, સામા પક્ષે તેનો ઉલ્લેખ નથી કર્યો પણ માની લેવાય કે—સત શ્રવણપૂર્વકજ સત શ્રદ્ધા સંભવ છે, એટલે સામોપક્ષ સત શ્રવણને પણ ગર્ભિત રીતે માનેજ છે.

પણ વળી પ્રશ્ન એ છે કે—સામાપક્ષની માન્યતા પ્રમાણેના સત્સામાગમ અને સત શ્રવણ કર્યા પછી પણ, કેટલાકને સામાપક્ષની માન્યતા-પ્રમાણેનું સમ્યકત્વ આવતું નથી, એવા માણસો તેઓમાં હજારો છે, અને વર્ષોના વહાણા વીતી ગયા છે, છતાં તેઓને સમ્યકત્વ આવ્યું નથી, સમ્યકત્વ જેમને પ્રાપ્ત થયું છે, તેઓ તો અમુકજ છે. હવે જેમને સમ્યકત્વ પ્રાપ્ત થયું નથી, છતાં વર્ષોથી સત્સમાગમ, સતશ્રવણ, સદ વાંચન કરી રહ્યા છે, તેમને

તે ક્રિયા વડે શું લાભ થાય છે? શું પુણ્ય બંધાય છે? કે નિર્જરા થાય છે? કે સમ્યક્ત્વની ભૂમિકા રચાય છે?

જો એમ કહે કે–પુણ્ય થાય છે તો તમારે મતે તો પુણ્ય હેય છે. તો તમારી માન્યતા પ્રમાણે આ સત-શ્રવણાદિ પુણ્ય ક્રિયા હોઈ, ઉડાડવા યોગ્ય થશે, અને જો સમ્યક્ત્વ ન થાય, ત્યાં સુધી પુણ્ય નિષેધવા યોગ્ય નથી તો, તમે બીજા જે તમારા મત પ્રમાણે સમ્યક્ત્વી નથી, તેમની ક્રિયા તમે કેમ ઉડાડો છો?

જો એમ કહે કે–અકામ નિર્જરા થાય છે, તો તમે જેમ બીજી અકામ નિર્જરાની ક્રિયાઓને ઉડાડો છો, તેમ તમારે આ સત્સમાગમાદિ અકામ નિર્જરા કરનારી ક્રિયા પણ ઉડાડવી જોઈએ. અગર તો આ ક્રિયાની પેઠે બીજી તપ નિયમની ક્રિયાનું પણ સત્સમાગમની ક્રિયાની પેઠે સમર્થન કરવું જોઈએ.

જો એમ કહો કે–સત્સમાગમની ક્રિયા પુણ્યવાળી અને અકામ નિર્જરાવાળી હોવા છતાં સમ્યક્ત્વ આપ-નારી છે, ત્યારે બીજી જડ ક્રિયાઓ સમ્યક્ત્વથી વિમુખ બનાવે છે, ઘોર મિથ્યાત્વી રાખે છે, માટે અમે સત્સ-માગમ આદિને સ્થાપીએ છીએ, અને અન્ય જડ ક્રિયા-

ઓને ઉડાડિએ છીએ, તો તમારી માન્યતા મિથ્યા છે, કેમકે સિધ્ધાંત પ્રમાણે જે ખરેખર સમ્યકત્વ છે, તે સમ્યકત્વ વિનાની છતાં જૈન શાસન પ્રમાણેની કરણી કરતાં ભવ્ય જીવોને વધુ સુલભ છે, પરંતુ કરણી વિનાના જ્ઞાન માત્ર જીવોને સુલભ નથી, દુર્લભ છે. તમારી માન્યતા પ્રમાણેનુ જ્ઞાતા દ્રષ્ટાપણુ પણ યોગોને અંકુશમાં લેનારને જેટલો સંભવ છે, યોગો ઉપર અંકુશ ન મુકનારને તેટલો સંભવ નથી, એટલે સામો પક્ષ જે સમ્યકત્વ વિનાની કરણીનો નિષેધ કરે છે, તે તેના જ મત સાથે સંગત નથી. હિતાવહ નથી.

## સ્વભાવની શ્રદ્ધા બરાબર નથી.

સામો પક્ષ સ્વભાવની યથાર્થ શ્રદ્ધા કરવાને કર્તવ્ય કહે છે, પરંતુ સામા પક્ષમાં આત્માના સ્વભાવનું યથાર્થ વર્ણન નથી, ન્યૂનાધિક વિપરીત વર્ણન છે, એટલે સામાપક્ષની માન્યતા પ્રમાણે આત્માના સ્વભાવની શ્રધ્ધાથી સમ્યગ દર્શન આવવાનુ કોઇ સંભવ નથી, કદાચિત કોઇને સમ્યકત્વ હોય તો નષ્ટ થવા સંભવ છે.

સામા પક્ષની માન્યતા પ્રમાણે–જીવ સ્વભાવથી માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ છે અને વિભાવમાં માત્ર રાગદ્વેષનો જ કર્તા છે, સ્વભાવ વિભાવની આ શ્રધ્ધા યથાર્થ નથી.

જીવ સ્વભાવથી જ્ઞાતા દ્રષ્ટા છે. પરંતુ સ્વભાવ માત્રથી જ્ઞાતા દ્રષ્ટા નથી. જીવનો ઉપયોગ કર્મ સાપેક્ષ પણ છે. કર્મના ઉદય પ્રમાણે જીવનો જ્ઞાન દર્શન ગુણ અને જ્ઞાન દર્શનના પર્યાયો ઘટે છે. અને ક્ષય ક્ષયોપશમ પ્રમાણે વધે છે, એટલે સામાપક્ષની સ્વભાવ શ્રધ્ધા બરાબર નથી.

જીવ વિશેષ ભાવમાં રાગી દ્વેષી જ નથી. મન વચન કાયાના યોગાશ્રવનો પણ કર્તા છે, શુભાશુભ યોગ પ્રમાણે શુભા શુભ કર્મ બંધનો પણ કર્તા છે, શુભાશુભ કર્મના ફળ પ્રમાણે શુભાશુભ પૂણ્ય પાપ ફળનો પણ ભોકતા છે. અશુભ યોગ નિરોધનો પણ કર્તા છે, યોગ નિરોધ પ્રમાણે સંવરનો પણ કર્તા છે. યોગને તપાવનાર પણ છે, તેથી નિર્જરાનો પણ કર્તા છે. અને છેલ્લે ભવ્ય જીવ સર્વ કર્મ અને કર્મ ફલ ક્ષય કરી મોક્ષનો પણ કર્તા છે, અને ત્યા અવ્યાબાધ સુખનો ભોકતા છે. એટલે સામાપક્ષની વિશેષ ભાવની શ્રધ્ધા પણ બરાબર નથી.

## જીવોને જ્ઞાનમાં વિષમપણું કયા કારણે ?

જો જીવ સ્વભાવ માત્રથીજ જ્ઞાતા દ્રષ્ટા હોય તો

સર્વ જીવોને સમાન જ્ઞાન હોવું જોઇએ, ઓછું વત્તું વિપરીત જ્ઞાન હોવું ન જોઇએ, પરંતુ જીવોના જ્ઞાનમાં ન્યુનાધિક આદિ જ્ઞાન જોવામાં, અનુભવવામાં આવે છે. તેથી સામાપક્ષની સ્વભાવ શ્રધ્ધા યથાર્થ નથી.

## જીવમાં રાગદ્વેષ કયા કારણે ?

તેમજ વિશેષ સ્વભાવમાં જો જીવ રાગદ્વેષનો જ કર્તા હોય, જીવની યોગ ઉપર અસર ન હોય, યોગની કર્મ વર્ગણા ઉપર અસર ન હોય, કર્મની પુદગલ ઉપર અસર ન હોય, પુદગલની જીવ ઉપર અસર ન હોય, તો, જીવ રાગદ્વેષનો પણ કર્તા સિદ્ધ થઇ શકશે નહીં, કેમકે જીવના સ્વભાવ માત્રમાં તો રાગદ્વેષ છે નહી, અને પર=કર્માદિની જીવ ઉપર અસર હોય નહી, તો જીવમાં રાગદ્વેષ ( કે અજ્ઞાન કે પરલક્ષ ) આવે જ કયાંથી ? કેમકે જીવના સ્વભાવ માત્રમાં તો આ સર્વ છે નહી. એટલે જીવ માત્ર રાગદ્વેષનો જ કર્તા છે તે સંગત નથી.

## જીવને રાગદ્વેષનું ફલ કાલાંતરે કયા આધારે ?

તેમજ જીવ વડે માત્ર રાગદ્વેષનું જ કર્તા પણું મનાય. જીવ વડે યોગ, યોગ વડે કર્મ બંધ, કર્મ ઉદય વડે

જન્મ મરણ સંયોગ વિયોગ, જન્મ મરણાદિ વડે સુખ-દુખ એમ માનવામાં ન આવે તો જે ક્ષણે જેવો રાગદ્વેષ તે જ ક્ષણે તેવું જ સુખદુઃખ ફળ હોવું જોઇએ, પરંતુ તેવો અનુભવ થતો નથી, અને તે રાગદ્વેષનુ અન્ય કાળે ફળ મળવું જોઇએ નહી, કેમકે તે કાળનો રાગદ્વેષ અન્ય કાળે વિધમાન નથી. અને વચ્ચે કર્મ આદિનો પ્રવાહ અનુબંધ તમે સ્વીકાર કરતા નથી. પરંતુ રાગદ્વેષના અન્ય કાલે તેનો ફલાનુભવ થાય છે, તેથી જીવ માત્ર રાગદ્વેપનો જ કર્તા છે, યોગાદિ અને તેના ફલનો કર્તા ભોકતા નથી, તે શ્રધ્ધા યથાર્થ નથી.

## વીતરાગને છદ્મસ્થતા કયા કારણે ?

તેમજ જો જીવ રાગદ્વેષનો જ કર્તા હોય, યોગાદિનો કર્તા ન હોય, અને કાલાંતરે તેના ફલનો ભોકતા ન હોય તો, જીવ જ્યારે રાગદ્વેષ રહિત થાય ત્યારે જ તેને કેવલજ્ઞાન થવું જોઇએ, અવ્યાબાધ પરમસુખ મળવું જોઇએ. પરંતુ તેમ બનતું નથી. ૧૨મા ગુણ સ્થાનના પ્રથમ સમયમા વીતરાગ થઇ ગયા છતાં, ૧૨માં ગુણ-સ્થાનના છેલ્લા સમય સુધ્ધી જીવ કેવલજ્ઞાન પામતો નથી, છદ્મસ્થ રહે છે, અને ૧૪મા ગુણ સ્થાનનાં છેલ્લા સમય સુધ્ધી અવ્યાબાધ પરમસુખને પામતો નથી. વીતરાગને સુખદુઃખમા વીતરાગને કારણે હર્ષ શોક ભલે નથી,

પરંતુ સુખદુઃખનો અનુભવ તો છે જ. એટલે જીવ રાગદ્વેષનો જ કર્તા છે, તે શ્રધ્ધા બરાબર નથી.

## વીતરાગનું પતન કયા કારણે.

તેમજ જીવને રાગદ્વેષનો જ કર્તા હોય, યોગ વડે, કર્મનો કર્તા અને તેની અસર વિનાનો હોય તો ૧૧મા ગુણ સ્થાન કે એક વખત ઉપશાંત મોહ થઇ ગયા પછી તે ફરીથી રાગી દ્વેષી થવો ન જોઇએ, કેમકે સામોપક્ષ સત્તામાં રહેલ કર્મ ઉદયમાં આવી અસર કરે એમ માનતો નથી, અને જીવ સ્વભાવ માત્રથી ફરી રાગીદ્રેષી થતો નથી, એક વખત સર્વથા વીતરાગ થઇ ગયા પછી જીવને જો કર્મની અસર ન થાય તો, તે પછી સર્વ ભવિષ્ય કાલમાં વીતરાગ જ રહે છે, પરંતુ ૧૧માં ગુણ-સ્થાનના કાલ સમાપ્તિ પછી બીજે જ ક્ષણે જીવ કર્મના ઉદયથી રાગીદ્વેષી બને છે, એટલે જીવ વિશેષ ભાવમાં રાગદ્વેષનો જ કર્તા છે તે શ્રધ્ધા બરાબર નથી.

જીવ જ્યારે રાગદ્વેષમાં હોય ત્યારે તેને તે જ ક્ષણે તેવું ફલ ચોક્કસપણે મળતું નથી, કાલાંતરે મળે છે. વીતરાગ થઇ ગયા પછી તે જ ક્ષણે કેવલજ્ઞાન અવ્યા-બાધ સુખ નથી, કાલાંતરે છે. વીતરાગ થઇ ગયા પછી પણ પતન થાય છે. ઈત્યાદિ બાબતોથી જીવ ઉપર કર્મની

અસર નિર્ણીત થાય છે. અને જેમ કર્મની જીવ ઉપર અસર છે, તેમ જીવની યોગ ઉપર યોગની કર્મ વર્ગણા ઉપર કર્મ પુદગલ ઉપર અને પુદગલની જીવ ઉપર અસર છે, એમ નિર્ણય કરવો જોઇએ, અને જેમ યોગ વડે કર્મ બંધાય છે, તેમ યોગ (નિરોધ અને યોગતાપ) વડે જ સંવર નિર્જરા તથા મોક્ષ થાય છે. માત્ર જ્ઞાતા દ્રષ્ટા વડે નહીં એમ નક્કી થાય છે.

## સામા પક્ષમાં નવે તત્વની ભૂલ.

આમ સામા પક્ષમા સ્વભાવની શ્રધ્ધા અયથાર્થ હોવાથી, નવે તત્વની શ્રધ્ધા અયથાર્થ છે. જીવની યોગ અને કર્મ ઉપર અસર હોવા છતાં જીવની તે અસર ન માને તે જીવ તત્વમાં ભૂલ, કર્મ અને પુદગલની જીવ ઉપર અસર હોવા છતાં તે અજીવની અસર ન માને તે અજીવ તત્વમાં ભૂલ. જીવ અને કર્મ બન્ને એક બીજાના એક અવગાહમાત્રમાં રહેલા નથી, પરંતુ બન્ને પરસ્પર બંધાય છે એમ ન માને તે બંધ તત્વમાં ભૂલ. પુણ્ય પાપ રૂપ કર્મ પુદગલોથી સંયોગ વિયોગાદિ નથી થતો સ્વતંત્ર પણે જ થાય છે, એમ માને તે પુણ્ય પાપ તત્વમાં ભૂલ. રાગ દ્વેષને જ આશ્રવ માને, યોગ વડે આશ્રવ ન માને તે આશ્રવ તત્વમાં ભૂલ. જ્ઞાતા દ્રષ્ટા પણવડે સંવર નિર્જરા માને યોગ નિરોધ, અને યોગ

તપ વડે સંવર નિર્જરા ન માને તે સંવર નિર્જરા તત્વમાં ભૂલ. તેમજ રાગદ્વેષના નિરોધ અને હાનિને સંવર નિર્જરા માને, કર્મ નિરોધ અને કર્મ ક્ષયને સંવર નિર્જરા ન માને તે પણ સંવર નિર્જરા તત્વની ભૂલ. રાગદ્વેષના ક્ષયને મોક્ષ માને, પરંતુ કર્મ અને તેના ફલ જન્મ મરણ સુખદુઃખથી મુક્તિને મોક્ષ ન માને, તે મોક્ષ તત્વમાં ભૂલ.

આ રીતે સામા પક્ષમાં સ્વભાવની શ્રધ્ધા યથાર્થ ન હોવાથી નવે તત્વમાં ભૂલ છે. અને સિધ્ધાંતમાં નવે-તત્વની સંક્ષેપથી કે વિસ્તારથી લગભગ સાચી એવી શ્રધ્ધા પ્રતીતિ રૂચિને સમ્યગદર્શન કહેલ છે. એટલે સામા પક્ષમાં તે અપેક્ષાએ સમ્યકત્વ સંભવ નથી.

**નવ તત્વ અને છ કાયની શ્રધ્ધા પ્રથમ કર્તવ્ય છે.**

સામો પક્ષ સ્વભાવની શ્રધ્ધાને પ્રથમ કર્તવ્ય ગણે છે. પરંતુ સામા પક્ષની સ્વભાવ શ્રધ્ધા બરાબર નથી, તેમાં નવે તત્વની ભૂલ છે, તે કહ્યું, તો હવે પ્રશ્ન એ છે કે—તો પ્રથમ કર્તવ્ય શું છે ? ઉત્તર એ છે કે—ગુરૂ દેવ પાસે નવ તત્વ અને છકાય જીવ યથાર્થ પણે જાણવા પ્રથમ કર્તવ્ય છે. નવ તત્વમાં નવે તત્વનું સ્વરૂપ

નવે તત્વના ભેદ, અને દરેક ભેદના પર્યાય=તાર તમ્ય, જાણવા. અહિંસા માટે છકાય જીવોના સ્વરૂપ, ભેદ અને તાર તમ્ય આપી જાણવા, નવે તત્વ જાણી કયા તત્વો ઇષ્ટ અનિષ્ટ છે, કયા તત્વો હેય ઉપાદેય છે, તે જાણવા જાણી શ્રધ્ધા કરવી, બને તેટલી અનુભવ આદિથી પ્રતિતી કરવી, અને ઈષ્ટ મોક્ષ તથા મોક્ષમાર્ગમાં રૂચિ કરવી, તે ભવ્ય જીવના શ્રવણ પછીનુ પ્રથમ કર્તવ્ય છે.

**મનુષ્ય ભવ પણ નિશ્ચયથી પ્રથમ સાધન છે.**

મોક્ષના સાધન ચાર જાતના છે.

(૧) બેય કોરથી નિશ્ચિત સાધન (૨) બેય કોરથી અનિશ્ચિત સાધન (૩) પહેલી કોરથી નિશ્ચિત સાધન અને (૪) બીજી કોરથી નિશ્ચિત સાધન.

(૧) મોક્ષ માર્ગમાં જ્ઞાન દર્શન ચારિત્ર એ બેય કોરથી નિશ્ચિત સાધન છે, કેમકે જ્યારે જ્ઞાન દર્શન ચારિત્ર હોય ત્યારે મોક્ષ થાય જ અને જ્યારે મોક્ષ થાય ત્યારે જ્ઞાન દર્શન ચારિત્ર હોય જ.

(૨) મુખ વસ્ત્રિકા, રજોહરણાદિ બેય કોરથી અનિશ્ચિત સાધન છે, કેમકે આ ઉપકરણ હોવા છતાં મોક્ષ

મળે જ એમ નક્કી નથી, અને જ્યારે મોક્ષ મળે ત્યારે એ ઉપકરણો હોય જ એમ પણ નક્કી નથી.

(૩) મનુષ્યભવ, ૯ વર્ષનું આયુષ્ય આદિ પહેલી કોરથી નિશ્ચિત સાધન છે. કેમકે એ હોય ત્યારે જ મોક્ષ મળે; પરંતુ એ હોય ત્યારે મોક્ષ મળેજ એમ નક્કી નથી.

(૪) પરિહાર વિશુદ્ધ ચારિત્ર, ઉપશમ શ્રેણી આદિ બીજી કોરથી નિશ્ચિત સાધન છે, કે એ જે જીવ પામે તે મોક્ષ પામે જ, પરંતુ મોક્ષ પામે તેને એ હોય જ તેમ નક્કી નથી.

ચાર જાતના સાધનોમાંથી જ્યારે બેય કોરથી નિશ્ચિત સાધનની વિવક્ષા હોય ત્યારે, શ્રધ્ધા એજ મોક્ષનું નિશ્ચયથી પ્રથમ સાધન છે એમ જ કહેવાય, પરંતુ જ્યારે બેય કોરથી નિશ્ચિત અને એક કોરથી નિશ્ચિત બન્નેની એકી સાથે વિવક્ષા હોય ત્યારે મનુષ્યભવ જ મોક્ષનુ નિશ્ચિયથી પ્રથમ સાધન છે, એમ જ કહેવાય, કેમકે શ્રધ્ધાથી પણ પહેલા મનુષ્યભવ હોવો જ જોઇએ. જો મનુષ્ય ભવ હોય તો જ શ્રધ્ધા યાવત મોક્ષ બને અને

જો મનુષ્ય ભવ જ પહેલા ન હોય તો, શ્રધ્ધા યાવત મોક્ષ તે જ ભવ ન જ બને

સિધ્ધાંતમાં અપેક્ષા ભેદથી બન્ને કથનો પરસ્પર વિરોધ રહિત યથાર્થ પણે મળે છે. સામોપક્ષ જે અપેક્ષા વિશેપથી મનુષ્ય ભવ મોક્ષનુ પ્રથમ સાધન છે, તેનો વિરોધ ઉત્થાપન કરે તે ખોટું છે. અને એક અપેક્ષાનો નિરોધ કરતાં તેનું અન્ય કથન પણ મિથ્યા બને છે, કેમકે સત્યાશનુ વિરોધી કથન પણ મિથ્યા જ છે.

## તો સત્સસાગમનું સમર્થન કઇ રીતે ?

જો સામો પક્ષ એમ કહે કે–મનુષ્યભવ એક કોરથી નિશ્ચય સાધન છે, પરંતુ બેય કોરથી નિશ્ચિત સાધન નથી અને અમે બેય કોરથી નિશ્ચય સાધન હોય તેને જ માનીએ છીએ, તો પ્રશ્ન એ છે કે સામો-પક્ષ સત્સમાગમનુ સમર્થન કઇ રીતે કરી શકે છે ? કેમકે સત્સમાગમતો એક કોરથી પણ નિશ્ચય સાધન નથી. તે આ રીતે કે–સત્સમાગમ થાય તો શ્રદ્ધા થાય જ, એમ પણ નક્કી નથી. અને જ્યારે શ્રદ્ધા થાય ત્યારે સત્સમાગમ હોય એમ પણ નક્કી નથી. આ રીતે જે બેય કોરથી અનિશ્ચિત સાધન છે, તેને સામો પક્ષ કઈ રીતે સમર્થન કરી શકે ?

જો તે એમ કહે કે–ના, સત્સમાગમ બેય કોરથી

અનિશ્ચિત સાધન નથી, એક કોરથી નિશ્ચિત સાધન છે, સત્ સમાગમ વિના શ્રદ્ધા આવતી નથી, તો તેઓની આ માન્યતા બરાબર નથી. અનેક ભવ્ય જીવો સત્સમાગ વિના પણ પોતાના જ પુરૂષાર્થ ક્ષયોપશમમાદિ કરી જ્ઞાન દર્શન ચારિત્ર પાળી મોક્ષ ગયા છે. છતાં ધારો કે સત સમાગમ એક કોરથી નિશ્ચિત સાધન હોય તો પણ તે બેય કોરથી નિશ્ચિત સાધન તો નથી જ. અને જો તે માત્ર એક કોરથી જ નિશ્ચિત સાધન હોવા છતાં, તેને માન્યતા આપવામાં આવે તો, તેવી જ રીતે મનુષ્ય ભવ પણ છે, જેમ ( સામા પક્ષની માન્યતા પ્રમાણે ) સત્સમાગમ વિના શ્રદ્ધા નથી આવતી, તેમજ મનુષ્ય ભવ વિના પણ શ્રદ્ધા નથી આવતી, તો સત્સમાગમની પેઠે મનુષ્યભવનું પણ સાધન તરીકે સમર્થન કેમ નહી ? મનુષ્ય ભવને સામો પક્ષ નિશ્ચયથી પ્રથમ સાધન નથી ગણતા તે માન્યતા બરાબર નથી.

## સમ્યકત્વ અને મિથ્યાત્વ બન્ને પરિણમન છે.

સામો પક્ષ એમ માને છે કે–સમ્યકત્વ ગુણ છે, અને મિથ્યાત્વ તે વિકારી પર્યાય છે, પરંતુ આ માન્યતા મિથ્યા છે.

ખરી રીતે જીવમાં શ્રધ્ધા તે ગુણ છે, અને સમ્યકત્વ

તથા મિથ્યાત્વ એ બન્ને જ શ્રદ્ધા ગુણના પરિણામો છે. જ્યારે જીવને અર્હંતે બતાવેલા મોક્ષ અને મોક્ષ માર્ગમાં રૂચિ, તથા તેના પ્રતિપક્ષી સંસાર અને તેના માર્ગમા અરૂચિ થાય છે, ત્યારે તેનો શ્રદ્ધા ગુણ સમ્યકત્વમાં પરિણમે છે, અને જ્યારે જીવને સંસાર અને તેના માર્ગમાં રૂચિ થાય છે ત્યારે તેનો શ્રદ્ધા ગુણ મિથ્યાત્વમાં પરિણમે છે.

ભાવ એ છે કે—સમ્યકત્વ અને મિથ્યાત્વ એ બન્નેજ શ્રદ્ધા ગુણના ભેદો અગર પર્યાયો છે, પરંતુ સમ્યકત્વ તે ગુણ અને મિથ્યાત્વ તે પર્યાય આવી રીતે બન્નેમાં ભેદ નથી.

સામો પક્ષ પર્યાયને વિકાર=હેય, માનનારો છે, એટલે જો તે સમ્યકત્વને પર્યાય માને તો તેના માટે સમ્યકત્વ પણ હેય થાય, અને સામોપક્ષ ગુણને શુદ્ધ માનનારો છે, એટલે જો તે મિથ્યાત્વને ગુણ કહે તો તે મિથ્યાત્વ નિત્ય થાય. એટલે તે સમ્યકત્વને ગુણ અને મિથ્યાત્વને પર્યાય માને છે. પરંતુ આ રીતે સમ્યકત્વ મિથ્યાત્વમાં ભેદ નથી. કાં તો બન્ને શ્રદ્ધા ગુણના ભેદો તરીકે ગુણજ છે, અગર તો બન્ને જ પર્યાયો છે, પરંતુ એક ગુણ અને બીજી પર્યાયો એમ નથી. સામા પક્ષમાં

ગુણ પર્યાય વિષેની મૂળ ભૂલના પરિણામે આ પરંપરાની વળી ભૂલ છે.

## મૂલે મિથ્યાત્વ પરિણમે છે, સમ્યકત્વ નહી.

સામા પક્ષનો પ્રશ્ન એ છે કે–સમ્યકત્વ મિથ્યાત્વમાં કેમ પરિણમ્યો ? તે પ્રશ્નમાં તે સમ્યકત્વ, મિથ્યાત્વમાં તે પરિણમે છે, તે માન્યતા ધરાવે છે, પરંતુ તે માન્યતા બરાબર નથી.

મુળમા અનાદિ કાળથી જીવનો શ્રધ્ધા ગુણ મિથ્યાત્વમાં પરિણમી રહ્યા છે. તેમાંથી અભવ્યને તે કોઇ કાલે સમ્યકત્વમાં પરિણમવાનો નથા, અને ભવ્યને કોઇ કાળે સમ્યકત્વમાં પરિણમશે. આ રીતે મૂલમાતો મિથ્યાત્વ જ સમ્યકત્વમાં પરિણમે છે, પરંતુ સમ્યકત્વ મિથ્યાત્વ માં પરિણમતું નથી.

હા, એક વખત સમ્યકત્વનું મિથ્યાત્વમાં પરિણમન થયા પછી, તે સમ્યકત્વનુ મિથ્યાત્વમા પરિણમન થાય. પરંતુ અનાદિ કાલથી સર્વ પ્રથમ મિથ્યાત્વનું જ સમ્યકત્વમાં પરિણમન થાય, પરંતુ આદિથી સમ્યકત્વ ગુણનુ મિથ્યાત્વમા પરિણમન થયેલ નથી.

## મિથ્યાત્વ પરિણમનના કારણ બે જ નથી.

જીવને અજીવ, અને અજીવને, જીવ માનવાથી સાદિ સમ્યક્ત્વ ગુણનું મિથ્યાત્વમાં, અગર સમ્યક્ત્વ પર્યાયનું મિથ્યાત્વ પર્યાયમાં પરિણમન થાય છે, તે માન્યતા સાચી છે, પરંતુ મિથ્યાત્વ પરિણમનના એ જ કારણ નથી, વળી બીજા પણ આઠ કારણ છે.

૧–૨ ધર્મને અધર્મ અને અધર્મને ધર્મ માને=અર્હંતના પ્રવચનને મિથ્યા અને બીજાના પ્રવચનને સત્ય માને.

૩–૪ માર્ગને અમાર્ગ અને અમાર્ગને માર્ગ માને= અર્હંતના પ્રવચનમાં બતાવેલ – ચરણકરણાનું યોગને મોક્ષ માર્ગ ન માને, અને દ્રવ્યાનું યોગાદિને મોક્ષ માર્ગ માને.

૫–૬ સાધુને અસાધુ અને અસાધુને સાધુ માને=મન વચન કાયાની સાવદ્ય ક્રિયા રોકનારને દ્રવ્ય લિંગી માને, અને અક્રિયાવાદી આદિને સાધુ માને.

૭–૮ મુક્તને અમુક્ત અને અમુક્તને મુક્ત માને= આઠ કર્મથી મુક્તને જ પૂર્ણ ન માને, રાગદ્વેષ માત્રથી મુક્ત આદિને પણ નિશ્ચય મુક્ત માને. તો પણ તેનું સમ્યક્ત્વ મિથ્યાત્વમાં પરિણમે છે.

## સામા પક્ષને મિથ્યાત્વ પરિણમનવાળો કેમ ન માનવો ?

આ બાકીના આઠ મિથ્યાત્વ પરિણમનના કારણોની અપેક્ષાએ સામો પક્ષ સમ્યકત્વ પરિણમનવાળો જણાતો નથી.

અર્હંત વાણીને તે પર ગણે છે, અને પર તરફની દૃષ્ટિને તે હેય ગણે છે. એટલે તેને અર્હંત વાણી ઉપર શ્રદ્ધા કેમ માની શકાય, અને તે પોતાના આત્મા ઉપર શ્રદ્ધા રાખે છે, અને પોતાનો આત્મા અર્હંત નથી, એટલે તેને મિથ્યાત્વ પરિણમનવાળો કેમ ન માનવો ?

અર્હંતની વાણીમાં રહેલ મુખ્ય ચરણકરણાનું યોગને તે મોક્ષ માર્ગ માનતો નથી, દ્રવ્યાનુ યોગને જ સાચું જ્ઞાનાદિ માને છે, માટે પણ તેને મિથ્યાત્વી શા માટે ન માનવું ?

મન વચન કાયાના ૧૮ સાવદ્ય યોગને મોક્ષાર્થે વર્જનાર સાધુને તે જડ ક્રિયા કરનારા અને માત્ર જ્ઞાનની વાત કરનારા અસાધુને તે સાધુ માને છે, માટે પણ સામા પક્ષને મિથ્યાત્વ પરિણમન વાળો શા માટે ન માનવો ?

જે કર્મ અને જીવના પરસ્પર બંધને, અને એક

બીજાની પરસ્પર અસરને ન માને, તેને મુકત–અમુકત વિષયક પણ સાચી શ્રદ્ધા કેમ મનાય, તે વિષે તેને મિથ્યાત્વ પરિણમનવાળો કેમ ન માનવો ?

## જીવ અજીવ તત્વમાં પણ ભૂલ.

સામો પક્ષ હમણાં કહેલી આઠ બાબતોમાં જ ભૂલ વાળો છે, એમ નથી, પરંતુ સામો પક્ષ જીવ અજીવ તત્વમાં પણ ભુલ વાળો છે. તે જીવના ભેદો અજીવમાં અને અજીવના ભેદો જીવમા ગણે છે.

જે જીવો અબંધ=સિધ્ધ દશાને પામ્યા છે, અને પુદગલો અબંધ=પરમાણું દશાને પામ્યા છે, તે જીવ અજીવ વિષે તો ઉભય પક્ષ એક જ માન્યતા રાખે છે. પરંતુ જે જીવો અને પુદગલો પરસ્પર બંધ દશાને પામ્યા છે. એક બીજા ઉપર અસર કરે છે. તેમાં સામો પક્ષ ભુલે છે. જીવની અસર થતાં મન વચન કાયાના યોગમાં તે જીવ તત્વની અસર નથી માનતો, તે જીવ તત્વમાં ભુલ છે. અને કર્મ આદિના અસરથી થતા જીવના રાગદ્વેષમાં તે કર્મની અસર નથી માનતો, તે અજીવ તત્વની ભૂલ છે, આ બાબત પહેલાં વિસ્તારથી લખી છે.

## સ્વભાવ વિભાવમાં પણ ભૂલ.

જેમ સામા પક્ષમાં જીવ અજીવ તત્વની ભૂલ છે. તેમજ તેની સ્વભાવ વિભાવાદિની માન્યતામાં પણ ભૂલ છે, દ્રવ્ય ગુણ પર્યાયની માન્યતામાં પણ ભૂલ છે, સ્વ-પરની માન્યતામાં પણ ભૂલ છે. એટલે જે ભૂલથી તે સમ્યકત્વનુ મિથ્યાત્વમાં પરિણમન કહે છે તે ભૂલો તો સામા પક્ષમા છે. તો સામા પક્ષમાં સમ્યકત્વનુ મિથ્યાત્વ માં પરિણમન શા માટે ન માનવું ? ઉપરની બધી સામાપક્ષની ભૂલો પહેલાં લખવામાં આવી છે.

## વ્યવહાર નિરપેક્ષ નિશ્ચય મિથ્યા છે.

જો સામો પક્ષ એમ કહે કે-વ્યવહાર નય જીવની યોગાદિ ઉપર અને કર્માદિની જીવ ઉપર અસર માને છે, પરંતુ વ્યવહાર નય કથન શૈલી માત્ર છે, વાસ્તવિક સત્ય નથી, અને તમો વ્યવહારને સાચો ગણો છો માટે તમારામાં મિથ્યાત્વ પરિણમન છે. અને નિશ્ચયનય જીવની યોગાદિ ઉપર અને કર્માદિની જીવ ઉપર અસર નથી માનતો, અને નિશ્ચયનય વાસ્તવિક નય છે, અને અમે નિશ્ચયને માનનારા છીએ, માટે અમારામાં મિથ્યાત્વ પરિણમન નથી.

તો આ માન્યતા બરાબર નથી, વ્યવહાર નય

જીવની યોગાદિ ઉપર અને કર્માદિની જીવ ઉપર જે અસર કહે છે, તે કથન શૈલી માત્ર નથી, પણ વાસ્તવિક= ખરેખર સત્ય છે, રહસ્ય એમ છે કે–જીવ અને અજી-વની એક બીજા ઉપર મર્યાદિત અસર છે, સર્વથા અસર નથી, વ્યવહારનયને જ્યારે જે પ્રયોજનવાન હોય ત્યારે તેને કહે છે, અને અન્યને ગૌણ કરે છે, જ્યારે એક બીજાની પરસ્પર અસર બતાવવું પ્રયોજનવાન હોય ત્યારે વ્યવહાર નય એક બીજાની પરસ્પર અસરનું કથન કરે છે. અને જે અસર નથી તેને ગૌણ કરે છે. વ્યવહારનય અપ્રયોજનવાનને ગૌણ કરે, તેને અસત્ય માનવું તે મિથ્યા છે. વ્યવહાર નય જે પ્રયોજનવાન સત્ય કહે છે તેમા ભૂલ થતી હોય તોજ વ્યવહાર નય મિથ્યા કહી શકાય, પરંતુ વ્યવહાર નયમાં એવી કોઇ ભૂલ નથી.

નિશ્ચય નય એક બીજાની અસર નથી માનતો તેનો ભાવ એક બીજાની પરસ્પર કાંઇજ અસર નથી, એમ નથી. જો નિશ્ચયનો ભાવ આવો હોય, તો તે નિશ્ચયનય વ્યવહાર નિરપેક્ષ થતાં પોતે જ મિથ્યા બને. વાસ્તવમાં નિશ્ચયનયનો ભાવ એમ છે કે એક બીજાની એક બીજા ઉપર મર્યાદિત અસર છે, પરંતુ સર્વથા અસર નથી. સામો પક્ષ વ્યવહાર નિરપેક્ષ નિશ્ચય નયાભાષી હોઇ મિથ્યા છે, અને આ પક્ષમાં નિશ્ચય અવિરૂધ્ધ વ્યવહાર નય માન્યતા હોવાથી સત્યતા છે.

## સમ્યગ દૃષ્ટિ, જ્ઞાન રૂપ નથી, રૂચિ રૂપ છે.

સામો પક્ષ—આત્મા અને આત્માના પરિણામને આત્મામાં અને જડ અને જડના પરિણામને જડમાં ખતવવાને સમ્યગ દર્શન માને છે, તેને જો સ્થૂલ દૃષ્ટિથી વિચારીએ તો સામો પક્ષ પોતે જ જીવ અજીવ પરિણામમાં ભૂલવાળો છે, એટલે તેને સમ્યગ દર્શન કેમ માની શકાય ? અને જો સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરીએ તો, એક કેવલજ્ઞાની જ, જીવ અજીવ પરિણામમાં કોઇ પણ ભૂલ કરતા નથી, બાકી દરેક છદમસ્થ કયાંયને કયાંય ભૂલ કરવાનો જ, એટલે તે અપેક્ષાએ તો સર્વજ્ઞ સિવાય કોઇમાં પણ વિશુધ્ધ સમ્યકત્વ મળી શકશે નહીં.

સામો પક્ષ–જીવ અને અજીવ જે જ્ઞેય માત્ર છે, તેમનું જેમ છે, તેમ જાણવાપણામાં જ સમ્યગદર્શન આવી જવાનું માને છે. પરંતુ ખરી હકીકતે સર્વજ્ઞ ભગવંતે આ બે તત્વો અને ઉપરાંત જે સાત તત્વો કહ્યા છે, તે નવે તત્વો પોતે કાંઇક અન્યથાપણે જાણતો હોય છતાં, અર્હંત ભગવંતે જે કહ્યું છે, અને આજ્ઞા કરી છે, તે જ સાચી છે, અને આદરવા જેવી છે, એવી શ્રદ્ધા પ્રતીતિ રૂચિ કરે તે સમ્યગદર્શન છે, અને તેની જરૂર છે.

સામો પક્ષ બે જ તત્વમાં અટકી ગયો છે, અર્હંત અને તેમની વાણી ઉપર શ્રધ્ધા નથી કરતો, ઉલટું તેમને પર અને હેય ગણે છે, તથા તેને સંવર નિર્જરા તત્વમાં રૂચિ નથી, આ સ્થિતિમાં તે પક્ષમાં સમ્યગ દર્શન કેમ સંભવે ?

**સમભાવ જ્ઞાન રૂપ નથી, ચારિત્ર રૂપ છે.**

સામો પક્ષ જીવ અજીવ પરિણામ જેમ છે, તેમ જાણવામાં સમભાવ માને છે, પરંતુ તે યથાર્થ જ્ઞાન છે, સમભાવ નથી.

સિધ્ધાંતમાં મોક્ષાર્થે મોક્ષમાર્ગ રૂપે અહિંસા, અપરિગ્રહના પાલનને સમભાવ કહ્યો છે જેમ પોતાને તન મનનુ દુઃખ પ્રિય નથી, તેમ સર્વેને પ્રિય નથી, એમ બીજાને પોતાના સમ ગણી, બીજા સર્વેને તન મનનુ દુઃખ ન આપવું તે અહિંસા સમભાવ છે. તેમજ ધર્મોપકરણ સિવાયના સ્ત્રી, સંપત્તિ આદિ ઉપર રાગ કે દ્વેષ ન કરવો, અનુકૂલ પ્રતિકુલ બન્નેમા ઉદાસીનતા રાખવી, તેથી પોતાનો સબંધ અધિકાર કાપી નાખવો, તેનો ઉપભોગ ન કરવો, તે અપરિગ્રહ સમભાવ છે.

**ઉપયોગ વડે મોક્ષ નથી, ક્રિયા વડે મોક્ષ છે.**

સામો પક્ષ પોતાના ઉપયોગ પરિણામને પોતામાં ટકાવી રાખવાથી, દુઃખ મટવાનું અને પરમ પદ મળવાનું કહે છે, પરંતુ તે માન્યતા બરાબર નથી.

દરેક જીવનો પોતાનો ઉપયોગ પરિણામ તેમાં પોતામાં જ ટકેલો હોય છે, ક્યાંય અન્યત્ર જતો નથી, જો કોઇ પણ જીવનો પોતાનો ઉપયોગ પરિણામ અન્યત્ર જાય તો, પોતે જીવનો અજીવ બને, અને બીજો અજીવ જીવ બને પરંતુ આ અસંભવ છે.

કોઇ જીવ પોતાના ઉપયોગ પરિણામથી, પોતાના દ્રવ્ય ગુણ પર્યાયને જાણે, ત્યારે પણ તેનો ઉપયોગ પરિણામ તેમા જ હોય છે. અને જ્યારે તે અન્ય દ્રવ્ય ગુણ પર્યાયને જાણે ત્યારે પણ તેનો ઉપયોગ તેમાં જ રહે છે, જો અન્ય દ્રવ્ય ગુણ પર્યાયને જાણતા ઉપયોગ પર્યાય જીવમાં ન રહે તો, જીવ પોતે ઉપયોગ રહિત થયેલો, અન્ય દ્રવ્ય ગુણ પર્યાયને જાણી શકશે નહીં જ.

જ્યારે જીવની ઉપયોગ પર્યાય અધર્મમાં જોડાય ત્યારે જીવની ઉપયોગ પર્યાય અન્યમાં ગઇ, એમ જે કહેવાય છે, તેનું પ્રયોજન ઉપયોગ કઈ વસ્તુ વિષે છે ? તે બતાવવું જ છે, પરંતુ ઉપયોગ અન્યત્ર જાય છે, તેવો તેનો ભાવ નથી.

જો જીવની ઉપયોગ પર્યાય જેને જાણે ત્યાં જતી હોય તો, કેવલી જે સર્વ પદાર્થ એકી સાથે જાણે છે, તેમનો ઉપયોગ શું સર્વત્ર વિસ્તરે ? અથવા શું ઉપયોગ પર્યાયના ખંડ ખંડ થાય ? એવું સંભવીત નથી, માટે ઉપયોગ પર્યાય ક્યાંય જતી નથી, પોતામાં જ રહે છે.

ઉપયોગ જ્ઞાન વ્યાપાર માત્ર છે, ક્રિયા નથી. જ્ઞાન વ્યાપાર વડે કર્મનો બંધ મોક્ષ જણાય છે, પરંતુ કર્મનો બંધ મોક્ષ થતો નથી. યોગ વ્યાપાર તે ક્રિયા છે, તે ક્રિયા વડે જ કર્મનો બંધ મોક્ષ થાય છે. (છેલ્લે ક્રિયા રોકી ક્રિયા ન થાય તેવા લબ્ધિ તીર્ય વડે મોક્ષ થાય છે.) ઉપયોગ વડે મોક્ષ થતો નથી.

ઉપયોગ અધર્મમાં જતાં સામાન્ય જીવને રાગદ્વેષ થાય છે, તે અપેક્ષાએ ઉપયોગને અન્યત્ર જતા અટકાવવું તે યોગ્ય છે, પરંતુ ઉપયોગને પંચ પરમેષ્ટીમાં, જીવ દયા આદિમાં પણ જવા ન દેવું જોઇએ, તે માન્યતા મિથ્યા છે.

ઉપયોગ વ્યાપાર વડે જીવ અજીવ, સંયમ અસંયમ, પાપ કલ્યાણનું ભાન થાય છે, અને તે ભાન થયા વિના સંયમ કલ્યાણ આદિ સંભવ નથી. તે પરંપર અપેક્ષાએ ઉપયોગ વડે પણ મોક્ષ માનવામાં આવ્યો છે, પરંતુ

તેનો અર્થ ઉપયોગ વડે સીધો મોક્ષ થાય છે, તેમ નથી.

## પહેલાં પરમ પદ, પછી દુઃખનો અંત.

સામા પક્ષની માન્યતા પ્રમાણે પહેલાં વીતરાગ થતાંજ સર્વ દુઃખનો અંત આવે છે, અને પછી અશરીરી થતાં પરમ સિધ્ધ પદને ભેટવાનું થાય છે, પરંતુ તે માન્યતા બરાબર નથી.

વીતરાગ થતાં કષાયના સબંધથી થતાં સુખદુઃખ મટે છે, પરંતુ સર્વ માનસિક શારીરિક દુઃખો મટતા નથી, માત્ર સર્વ સુખદુઃખમાં સમભાવ=રાગદ્વેષનો અભાવ એજ આવે છે. વીતરાગ થયા પછી કેવલી ભગવાન જ્યારે શેષ વેદનીયાદિ ચારે કર્મોનો ક્ષય કરી સિદ્ધ બને છે, ત્યારે તે સર્વ દુઃખનો અંત કરે છે. એટલે કે પરમ પદ દશા અને સર્વ દુઃખોનો અંત એ બન્ને એકી સાથે થાય છે, પરંતુ પહેલા દુઃખોનો અંત અને પછી પરમ પદ એમ નહી. જો પરમપદ પહેલાં જ સર્વ દુઃખનો અંત આવી જતો હોય તો પછી પરમપદત્વ શુ ? સર્વ દુઃખોનો અંત એજ પરમ પદ છે. એટલે બન્ને સાથેજ હોય, પરંતુ પરમપદ પહેલાં સર્વ દુઃખોનો અંત ન હોય.

## નિશ્ચય અને વ્યવહાર નયની પરિભાષા.

કોઇ વસ્તુ પ્રયોજન ભૂત હોવા છતાં, જો નક્કી ન હોય તો, તેની ઉપેક્ષા કરનાર, અને નક્કી વસ્તુને જ ગ્રહણ કરનાર તે નિશ્ચયનય છે, અને કોઇ વસ્તુ નક્કી ન હોવા છતાં, જો પ્રયોજન ભૂત હોય તો, અચોક્કસ-પણાની ઉપેક્ષા કરનાર અને પ્રયોજન ભૂતને ગ્રહણ કરનાર તે વ્યવહાર નય છે. દા. ત. મોક્ષ માર્ગમાં મુખ વસ્ત્રિકા, રજોહરણ આદિ પ્રયોજન ભૂત છે, કેમકે તે વડે જીવ રક્ષા, સાધુતાની ઓળખ ઇત્યાદિ થાય છે. પરંતુ મોક્ષ માર્ગમાં તે નક્કી નથી કે મુખવસ્ત્રિકા અને રજોહરણ વિના મોક્ષ ન જ થાય. એટલે તે અનિશ્ચિત એવા મુખવસ્ત્રિકા રજોહરણ આદિની ઉપેક્ષા કરનાર, અને નિશ્ચિત એવા જ્ઞાન દર્શન ચારિત્રને જ માનનાર તે નિશ્ચયનય છે.

અને જ્ઞાન દર્શન ચારિત્ર એ મોક્ષમાર્ગમાં નક્કી છે કે–તે ત્રણ વિના મોક્ષ ન જ થાય, છતાં એ ત્રણે સાધુતાની ઓળખ આદિમાં અપ્રયોજન ભૂત છે. કારણ કે–છદમસ્થ ને જ્ઞાન દર્શન ચારિત્ર જે અરૂપી છે; તે જ મૂલ દેખાતા નથી, તો તે વડે તેઓ સાધુતાની ઓળખ કેમ કરી શકે ? એટલે જ્ઞાન દર્શન ચારિત્ર આદિની ઓળખ આદિની અપેક્ષાએ ઉપેક્ષા કરનાર, અને મુખ-

વસ્ત્રિકા, રજોહરણ આદિ મોક્ષમાર્ગમાં અચોકકસ હોવા છતાં, ઓળખ આદિમાં પ્રયોજન ભૂત હોવાથી તેમને માન્ય કરનાર તે વ્યવહાર નય છે.

નિશ્ચય અનેક જાતના છે, એટલે નિશ્ચયનય પણ અનેક જાતના છે. અને વ્યવહાર=પ્રયોજન પણ અનેક જાતના છે, એટલે વ્યવહાર નય પણ અનેક છે.

## નિશ્ચય સમ્યકત્વ અને વ્યવહાર સમ્યકત્વ.

કોઇ જીવો દેશે ઉણા દસ પૂર્વ સુધી ભણેલો હોય, નિશ્ચય વ્યવહાર આદિ સર્વ નય પ્રમાણે જાણતો હોય, પોતે એમ પણ વિશ્વાસ ધરાવતો હોય કે—મને ચોકકસ સાચી શ્રધ્ધા છે, છતાં તેને સમ્યકત્વ હોય જ એવું નકકી નથી. કેવલીની દૃષ્ટિમાં કદાચ તે અભવ્ય પણ હોય એટલે એવા જ્ઞાન વિશ્વાસની ઉપેક્ષા કરનાર, અને કેવલી જેને સમ્યકત્વી માને તે નકકી સમ્યકત્વી હોય છે. અગર જેને દર્શન મોહનીય કર્મનો ક્ષય ક્ષયોપશમ આદિ હોય, તેને નક્કી સમ્યકત્વ હોય, તેને માનનારો નિશ્ચય સમ્યકત્વ નય છે.

દેશે ઉણા દસ પૂર્વ સુધીનુ જ્ઞાન, પોતાનો આત્મ વિશ્વાસ, પરમાર્થ નવ તત્વના જ્ઞાનીઓ અને ચારિત્ર

વંતોની ઉપાસના, મિથ્યા દૃષ્ટિ અને ભ્રષ્ટ સમ્યકત્વીઓનું વર્જન ઇત્યાદિ બધું હોવા છતાં, જો કે સમ્યકત્વનું હોવું નિશ્ચિત નથી. છતાં જે સમ્યકત્વી હોય છે, તેઓમાં ઘણા ખરા એના લક્ષણો ધરાવતા હોય છે, એટલે છદમસ્થને સમ્યકત્વીની ઓળખમાં એવા લક્ષણોજ પ્રયોજન ભૂત છે. તેમજ એવા લક્ષણો ઘણું કરીને મિથ્યાત્વનું સમ્યકત્વમાં પરિણમનમાં પ્રયોજન ભૂત છે. માટે એવા લક્ષણો વાળો સમ્યકત્વી, અને એવા લક્ષણો હોવા જોઇએ એમ માનનારો વ્યવહાર સમ્યકત્વ નય છે.

## આજે નિશ્ચય સમ્યકત્વ નિર્ણાયક કોઇ નથી.

આજે કોઇ કેવલી નથી કે–કોઈના અરૂપી સમ્યકત્વ પરિણામને નક્કી જોઇ શકે, અગર કોઇ તેવા અવધિ જ્ઞાની આદિ નથી કે–તેવા કર્મ ક્ષયોપશમાદિ અવિના-ભાવી નિશ્ચિત લક્ષણો જોઇ શકે, એટલે આજે કોઇપણ પોતાને કે બીજાને નિશ્ચય સમ્યકત્વ છે, એમ પણ કહી શકે તેમ નથી, કે નિશ્ચય સમ્યકત્વ નથી, એમ પણ કોઇ કહી શકે તેમ નથી.

એટલે સામો પક્ષ એમ માનતો હોય કે–અમને નિશ્ચય સમ્યકત્વ છે, તો તે અનધિકાર નિર્ણય છે.

અમને નિશ્ચય નયનું જ્ઞાન છે, નિશ્ચયની અમને શ્રધ્ધા છે, અમે આત્માને જ દેવગુરૂ માનીએ છીએ, ઉપયોગમાંજ ધર્મ સ્વીકારીએ છીએ, માટે અમને નિશ્ચય સમ્યક્ત્વ છે, એમ માનવું નિભ્રમ નથી,

તેમજ કોઇને પોતાને નિશ્ચયથી સમ્યકત્વ નથી, એમ પણ માનવું નહી, કેમકે આ અધિકાર આપણને નથી.

આજના આ ક્ષેત્રના સામાન્ય છદમસ્થો નવ તત્વનું જ્ઞાન, પોતાનો આત્મ વિશ્વાસ, મોક્ષ અને મોક્ષ માર્ગની રૂચિ; સ્વધર્મી પ્રત્યે વાત્સલ્ય, આદિ લક્ષણો વડે, જો કે-એ સમ્યકત્વના નિશ્ચય લક્ષણો નથી, છતાં છદમસ્થોને સમ્યકત્વીની ઓળખમાં સ્થૂલ પણે પ્રયોજન ભૂત છે. તે લક્ષણો વડે સમ્યકત્વીનો વ્યવહાર કરી શકે છે. અને હું કે બીજો સમ્યકત્વ છે કે નહી, તેમ વ્યવહારથી જાણી, માની શકે છે, કહી વર્તી શકે છે, અને તેમ વ્યવહાર કરવું કેવલી વડે માન્ય છે. તેમ કરવું આરાધના છે, તેમ કરનાર આરાધક છે.

**ઉભય સમ્યકત્વની જરૂર.**

વ્યવહાર સમ્યકત્વ પ્રયોજન ભૂત છે, અને નિશ્ચય સમ્ય-

ત્વ આવશ્યક છે. જો વ્યવહાર સમ્યકત્વનો અસ્વીકાર કરીએ તો, છદમસ્થ જીવો જે સમ્યકત્વનો નિશ્ચય કરવામાં અસમર્થ છે, તે વ્યવહાર સમ્યકત્વના અભાવમાં સમ્યકત્વી, મિથ્યાત્વી આદિનો વ્યવહાર ચલાવી શકશે નહીં. આ મિથ્યાત્વી છે, ભ્રષ્ટ સમ્યકત્વી છે, જ્ઞાની છે માટે એનો સંગ કરવો આદિ વ્યવહારનો ઉચ્છેદ થશે. અને નિશ્ચય સમ્યકત્વ વિના ચારિત્રનો અભાવ થાય, અને ચારિત્ર વિના મોક્ષનો અભાવ થાય, એટલે બન્ને સમ્યકત્વની જરૂર છે.

જે વ્યવહાર સમ્યકત્વને જ્ઞેય માત્ર ગણે છે, ઉપાદેય નથી ગણતા, તેનો વ્યવહાર નથી કરતા, તેઓ કદાચિત કેવલીની દૃષ્ટિમાં નિશ્ચયથી સમ્યકત્વી હોય તો પણ તેઓ વ્યવહાર સમ્યકત્વના અભાવે સમ્યકત્વથી ભ્રષ્ટ થવા સંભવ છે. અને જે પોતે જ પોતાને નિશ્ચય સમ્યકત્વ હોવાનો નિશ્ચય કરે છે, તે જાણ્યે અજાણ્યે પોતાને વિશિષ્ટ જ્ઞાનીઓમાં માની પોતાનું માન કષાય સેવે છે, અને વિશિષ્ટ જ્ઞાનીઓની આશાતના કરે છે. માટે આ બાબતથી સાવધાન અને યતનાવંત થવું.

છદમસ્થ પોતાને કે બીજાને વ્યવહારથી સમ્યકત્વ છે કે નહી, તેનો જે વ્યવહારિક નિશ્ચય કરે છે, તેનો

નિષેધ નથી. પરંતુ નૈશ્ચયિક નિશ્ચય કરવું યોગ્ય નથી, એજ કહેવાનો તાત્પર્ય છે.

## નિશ્ચય વ્યવહાર સમ્યકત્વના બીજા પ્રકારો.

નિશ્ચય વ્યવહાર સમ્યકત્વનો આ એક પ્રકાર બતાવ્યો વળી તેના બીજા પણ અનેક પ્રકારો છે. જેમકે-જે ક્ષાયિક સમ્યકત્વી છે, એજ નિશ્ચય સમ્યકત્વી છે, કેમકે તેને જ ચોકકસ પણે સમ્યકત્વ જ છે, બીજાને સમ્યકત્વ જ છે. તેમ ચોકકસ નથી. તેને તો જેટલા સમ્યકત્વ પર્યાયો તટલું સમ્યકત્વ, અને જેટલા મિથ્યાત્વના પર્યાયો તેટલું મિથ્યાત્વ એટલે જે એક સમયમા ક્ષાયિક સમ્યકત્વ પામવાના છે, એવા વેદક સમ્યકત્વી પણ નિશ્ચય સમ્યકત્વી નથી. અંશે મિથ્યાત્વી પણ છે. તેને જે સમ્યકત્વ મોહ વિધમાન છે, તે મૂલ મિથ્યાત્વના જ અલ્પ રસ દલિકો છે. એટલે તે પણ નિશ્ચય સમ્યકત્વી નથી. અને વ્યવહાર નયથી સમ્યકત્વ મોહનીયના ઉદયવાળા પણ સમ્યકત્વી છે, કેમકે તેમને જો કે ચોકકસ સમ્યકત્વના જ ભલે નથી, પરંતુ મોક્ષ માર્ગમાં આગળ વધી શકે, એટલુ પ્રયોજન ભુત સ્થૂલ સમ્યકત્વ છે જ.

આ અપેક્ષાએ પણ સ્થૂલ નિશ્ચય સમ્યત્વી નથી,

વ્યવહાર સમ્યકત્વી છે. કેમકે આજે અહીં કોઇને સમ્યકત્વ પહેલા ઉદય વિનાનું સમ્યકત્વ સંભવ નથી, તો ઉદયવાળું જ સમ્યકત્વ સંભવ છે જ.

—o—

## પ્રશ્નોત્તર સાતમો

પ્રશ્ન ૭ મો.

'વસ્તુ સહાવો ધમ્મો' વસ્તુનો સ્વભાવ એજ પોતાનો ધર્મ છે.

કોઇ વસ્તુ કોઇ બીજી વસ્તુમાં કાંઇ કરી શકે નહીં, પોતાનું ઉપાદાન જ બધું કરી શકે છે. નિમિત્ત કાંઇ કરી શકે નહીં, ફકત નિમિત્ત તે વખતે હાજર હોઇ શકે, પણ તેની કિંમત કાંઇ નથી.

શું આ માન્યતા બરાબર છે?

ઉત્તર—

ના, આ માન્યતા બરાબર નથી.

સંવર નિર્જરા તે ધર્મ છે.

તીર્થંકર આદિ આપ્ત ગુરૂજનો ભવ્ય મનુષ્યને તેના મોક્ષ માટે=સર્વ દુઃખોના અંત માટે, મોક્ષ

માર્ગના અંગ રૂપે નવ તત્વનું જ્ઞાન સંભળાવે છે, તેમાં તે સર્વ પ્રથમ જીવ અને અજીવના લક્ષણાદિ બતાવે છે, અને પછી શેષ સાત તત્વોના લક્ષણાદિ બતાવે છે.

જીવ અજીવના આ લક્ષણો બતાવતી વખતે, સર્વ પ્રથમ જીવ અજીવના સામાન્ય લક્ષણો બતાવવામાં આવે છે, અને પછી વિશેષ લક્ષણો બતાવવામાં આવે છે.

જે લક્ષણ સર્વ જીવમાં સર્વ કાળે મળે, કોઈ જીવમાં કોઇ કાળે ન મળે, એમ ન બને, એવા લક્ષણને જીવનુ સામાન્ય લક્ષણ કહેવામાં આવે છે. અને જે અમુક જીવમાં અગર અમુક કાળમાં મળે, એવા લક્ષણોને વિશેષ લક્ષણ કહેવામાં આવે છે. એવી જ રીતે અજીવના વ્યાપક લક્ષણને [સામાન્ય લક્ષણ, અને વ્યાપ્ય લક્ષણને વિશેષ લક્ષણ કહેવાય છે.

જીવનું સામાન્ય લક્ષણ ઉપયોગ છે, જે નિગોદથી લઇ સિદ્ધ સુધીના સર્વ જીવોમાં મળે છે, તે ઉપયોગમાં જીવ કાં તો જ્ઞાન કે અજ્ઞાન ઉપયોગમાં હોય અગર તો દર્શન ઉપયોગમાં હોય, અને પૂર્વના કર્મના ઉદય ક્ષય પ્રમાણે સુખ કાં દુઃખ અનુભવતો હોય છે. અને તેમાંથી તેને સુખ ઇષ્ટ તથા દુઃખ અનિષ્ટ હોય છે આ જીવનું સામાન્ય લક્ષણ છે, જીવનું જીવ પણું છે= જીવનો સ્વભાવ છે.

જીવથી વિપરીત અજીવ છે, તે ઉપયોગ=જ્ઞાતા દ્રષ્ટા પણા રહિત છે, અનુભવ રહિત છે, તેને સુખદુઃખ પ્રિય અપ્રિય નથી. આ અજીવનુ સામાન્ય લક્ષણ છે. આ અજીવનું અજીવપણું છે=આ અજીવનો સ્વભાવ છે,

જીવ અજીવના સ્વભાવનું જ્ઞાન સંભળાવ્યા પછી આપ્ત જનો જીવના ભેદોનુ જ્ઞાન કરાવે છે, તેમાં જીવના મુળ ભેદ બે (૧) સિધ્ધ (૨) સંસારી, આ બે ભેદોનું જ્ઞાન કરાવતાં બંધ મોક્ષ તત્વનું જ્ઞાન ગૌણ રીતે આવે છે. સિધ્ધ જીવોની સિધ્ધ દશા તે મોક્ષ તત્વ છે. ત્યાં સકલ કર્મ અને તેના ફલોથી મુકિત છે, સર્વ દુઃખોનો અભાવ છે, સર્વ વેદનાનો અભાવ છે, તે સર્વ વેદનાના અભાવને તે અનુભવે છે, તેજ સિદ્ધોને પરમ સુખ છે.

સંસારી જીવોની દશા તે બંધ દશા છે, તે મોક્ષ તત્વથી વિરૂધ્ધ છે, ત્યાં જીવ કર્મથી બંધાયેલો છે, તે કર્મ ફલને અનુભવનારો છે, તે સર્વ દુઃખોથી મુકત નથી, સર્વ વેદનાથી મુકત નથી ત્યાં પરતંત્ર છે.

સંસારી જીવોના ભેદોનુ જ્ઞાન સંભળાવતા, નરક યાવત દેવોના ભેદોનું જ્ઞાન સંભળાવે છે, તેમાં નરકાદિ જીવ ભેદના વર્ણનમાં પાપનું ગૌણ રૂપે વર્ણન આવે છે,

અને દેવાદિ જીવ ભેદના વર્ણનમાં પુણ્યનું ગૌણ રૂપે વર્ણન આવે છે.

નરક જીવો ક્ષેત્રીય વેદના, પરમાધર્મીની વેદના અને પરસ્પરની એકાંત દુઃખ વેદના નિરંતર પણે અનુભવે છે, તે પાપ છે. તેમાં તીર્થંકર જન્મ આદિ કોક જ અપવાદ સમયમાં મૂહુર્ત માત્રનું સુખ પામે છે. દેવો ક્ષેત્રીય સુખ, મિત્ર સુખ, અને દેવી આદિના એકાંત સુખને નિરંતરપણે અનુભવે છે, તે પુણ્ય છે. મનુષ્ય અને તિર્યંચ પણ કર્મ પ્રમાણે સુખ દુઃખ અનુભવે છે, તે પુણ્ય પાપ છે. એકેન્દ્રિય નિગોદ આદિના જીવો તો જ્ઞાન લબ્ધિ અને ઉપયોગની મંદતાને કારણે સુખદુઃખ છે કે નહી તેનો વ્યકત=સ્પષ્ટ અનુભવ કરી શકતા નથી.

પછી મનુષ્યના ભેદોમાં આર્ય અનાર્યના વર્ણનમાં જ્ઞાન દર્શન ચારિત્રની અપેક્ષાએ, આર્ય અનાર્યના જ્ઞાનમાં આશ્રવ સંવર નિર્જરા એ શેષ ત્રણ તત્વોનું જ્ઞાન આવે છે.

જ્ઞાન દર્શન અને ચારિત્ર સંપન્ન આર્ય જીવો જે ઉપયોગ પૂર્વક મન વચન કાય યોગ વડે ચારિત્ર તપની ક્રિયા કરે છે, તે સંવરા નિર્જરા છે. અને જ્ઞાન દર્શન

ચારિત્ર વિનાના અનાર્ય જીવો, જે મનવચન કાયા વડે નવ પુણ્ય કે અઢાર પાપ કરે છે, તે આશ્રવ છે, તેમાં અઢાર પાપાશ્રવ સર્વથા હેય છે, અને નવ પુણ્ય, પાપથી બચવા અને મોક્ષમાં જવા સહાયક જેટલા ઉપાદેય છે, શેષ તે પણ મોક્ષની તુલનામાં હેય છે.

આવી રીતે જીવ તત્વનુ જ્ઞાન સંભળાવ્યા પછી, અજીવ તત્વનું જ્ઞાન સંભળાવવામાં આવે છે. અને તે પછી બંધ મોક્ષ, પુણ્ય પાપ, અને આશ્રવ સંવર નિર્જરા તત્વનુ વધારે સ્પષ્ટ જ્ઞાન થાય, માટે તેનું જુદુ પાડીને વધારે અને પ્રધાનપણે જ્ઞાન સંભળાવવામાં આવે છે.

તે બધું સાંભળ્યા પછી, તે સમજ્યા પછી જે ભવ્ય મનુષ્યને તીર્થંકરાદિ વડે કહેલા આ તત્વ પ્રત્યે, શ્રધ્ધા પ્રતીતિ થાય, અને મોક્ષ તથા મોક્ષ માર્ગમાં રૂચિ થાય તે સમ્યકત્વ છે. અને ત્યાર પછી જે તે મોક્ષાર્થે વ્રતપૂર્વક ચારિત્ર તપની ક્રિયા કરે છે, તે સમ્યક પુરૂષાર્થ છે. તેમાં સાધુના પાંચ મહાવ્રત, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, બાર ભિક્ષુ પ્રતિમા, આદિ તે સર્વ પંડિત પુરૂષાર્થ છે. અને શ્રાવકના બાર વ્રત, ૧૧ પ્રતિમાઓ આદિ દેશ પંડિત પુરૂષાર્થ છે.

આ નવ તત્વોમાં જીવનુ અજીવપણું તે જીવનો સ્વભાવ છે. અજીવનુ અજીવપણું તે જીવનો પરભાવ છે. અને શેષ સાત તત્વો વિ–ભાવ=વિશેષ ભાવો છે. તેમાંથી આશ્રવ તે વિરૂધ્ધ ભાવ છે, તે અધર્મ છે. સંવર નિર્જરા તે ભવ્ય માટે વિધેય ભાવ છે, તે ધર્મ છે. બંધ તથા પુણ્ય પાપ આશ્રવના ફલ છે, તથા મોક્ષ સંવર નિર્જરાનું ફલ છે.

એટલે કે–જીવના પાંચ સમવાયમાં ભવ્ય જીવનું જીવત્વ રૂપ સ્વભાવ સમવાય તે ધર્મ નથી, જીવનું વિપક્ષી અજીવત્વ રૂપ પરભાવ તે પણ ધર્મ નથી, જીવનું ભવ્યત્વ સમવાય તે પણ ધર્મ નથી, ભવ્ય જીવનું અર્ધ પુદગલ પરાવર્તનમાં પ્રવેશ, શુકલ પક્ષીત્વપણું આદિ કાલ સમવાય તે પણ ધર્મ નથી, જીવના કર્મનો ઉદય ક્ષયાદિ રૂપ કર્મ સમવાય પણ ધર્મ નથી, જીવનો મન વચન કાયાના યોગ રૂપ પુરૂષાર્થ સમવાયમાં આશ્રવરૂપ પુરૂષાર્થ સમવાય પણ ધર્મ નથી, પરંતુ માત્ર સંવર નિર્જરારૂપ પુરૂષાર્થ સમવાય જ એક માત્ર ધર્મ છે.

## વસ્તુ સ્વભાવ તે ધર્મ નથી.

સામો પક્ષ એમ માને છે કે–વસ્તુનો સ્વભાવ તે

ધર્મ છે. લોકમાં (૧) ધર્માસ્તિકાય (૨) અધર્માસ્તિકાય (૩) આકાશાસ્તિકાય (૪) પુદગલાસ્તિકાય (૫) જીવાસ્તિકાય. એમ પાંચ અસ્તિકાય છે. તેમાં ધર્માસ્તિકાયનો સ્વભાવ, જીવ પુદગલની ગતિમાં સહાય છે. અધર્માસ્તિકાયનો સ્વભાવ, જીવ પુદગલની સ્થિતિમાં સહાય છે. આકાશનો સ્વભાવ જીવાદિ દ્રવ્યોને અવગાહમાં સહાય છે. પુદગલનો સ્વભાવ મૂર્તત્વ છે=વર્ણ ગંધ રસ સ્પર્શવાન પણું છે. અને જીવનો સ્વભાવ ઉપયોગ છે, એટલે જીવની અપેક્ષાએ ઉપયોગ એજ ધર્મ છે, પરંતુ સામા પક્ષની માન્યતા બરાબર નથી.

જ્યારે અસ્તિકાયોનું અગર જીવ અજીવનું જ્ઞાન કરવાનું હોય ત્યારે, તેઓના સ્વભાવનું જ્ઞાન કરવામાં આવે છે. અને તે સ્વભાવને પણ ધર્મ કહી શકાય છે. સિધ્ધાંતોમાં તે વસ્તુ સ્વભાવને ધર્મ કહ્યો પણ છે, પરંતુ તે વસ્તુ સ્વભાવ રૂપ ધર્મ તે તો ક્ષત વસ્તુના જ્ઞાન માત્રમાં સહાયક ધર્મ છે. એટલે તે વસ્તુનો સ્વભાવ રૂપ ધર્મ તે તો દ્રવ્ય ધર્મ જ છે. ભાવ ધર્મ નથી.

સામા પક્ષને અને આ પક્ષને જે વડે જીવના સર્વ દુઃખો અંત રૂપ પરમ પદને ભેટી શકાય, એવા ધર્મથી મતલબ છે, અને તે ધર્મ સંવર નિર્જરા કરનાર, ચારિત્ર

તપની ક્રિયા જ છે. એટલે સંવર નિર્જરા કરનાર મન વચન કાયાની નિરવદ્ય ક્રિયા તે જ ભાવ ધર્મ છે. જીવનો ઉપયોગ રૂપ સામાન્ય સ્વભાવ તે ભાવ ધર્મ નથી.

## તો, અજીવમાં પણ ધર્મ માનવો પડશે.

જો સામા પક્ષના કહ્યા પ્રમાણે વસ્તુ સ્વભાવને ધર્મ=ભાવ ધર્મ, એટલે કે મોક્ષ માર્ગ માનવામાં આવે તો, ધર્માસ્તિકાય આદિ સર્વે દ્રવ્યો પોતપોતાના સ્વભાવથી સહિત છે, એટલે તે અજીવ દ્રવ્યોમાં પણ મોક્ષ માર્ગ માનવો પડશે, અને જો અજીવ દ્રવ્યોમાં મોક્ષ માર્ગ માનવામાં આવે તો, અજીવમાં પણ બંધ મોક્ષ આદિ માનવા પડશે, પરંતુ અજીવ દ્રવ્યોમાં બંધ મોક્ષાદિ નથી. બંધ મોક્ષ આદિ માત્ર જીવ દ્રવ્યમાં જ છે, એટલે વસ્તુ સ્વભાવને ધર્મ માની શકાય નહી.

## તો, અભવ્યમાં પણ ધર્મ માનવો પડશે.

તેમજ જો વસ્તુ સ્વભાવને ધર્મ માનવામાં આવે તો, જીવમાં જે અભવ્ય જીવો છે, તેમાં પણ ધર્મ માનવો પડશે, કેમકે અભવ્ય જીવ પણ પોતાના જીવત્વ સ્વભાવ સહિત છે=ઉપયોગ સહિત છે. અને જો અભવ્યમાં પણ

ધર્મ માનવામાં આવે તો, અભવ્ય જીવને પણ મોક્ષ માર્ગ માનવો પડશે, અને અભવ્ય પણ મોક્ષનો અધિકારી થશે, પરંતુ અભવ્ય મોક્ષનો અધિકારી નથી બનતો, એટલે વસ્તુ સ્વભાવને ધર્મ માની શકાય નહીં.

**તો, મોક્ષ માર્ગ અનાદિ અનંત થઇ જશે.**

તેમજ જો વસ્તુ સ્વભાવને ધર્મ માનવામાં આવે તો, જીવમાં જીવત્વ=ઉપયોગ સ્વભાવ અનાદિ અનંત છે, એટલે કોઇપણ ભવ્ય જીવને ધર્મ પ્રાપ્તિ માટે પુરૂષાર્થ કરવો પડશે નહી. કેમકે જે અનાદિથી પ્રાપ્ત જ છે. તેના માટે પુરૂષાર્થ નિષ્પ્રયોજન છે, અને ભવ્ય જીવ કોઈ કાલે મોક્ષ પ્રાપ્ત કરશે નહી, કેમકે-ધર્મ=ઉપયોગ સ્વભાવ અનંત છે, તેનો કોઇ કાળે અંત આવશે નહી, અને મોક્ષ માર્ગ પૂરો થયા વિના મોક્ષ મળે નહી. અને જો જીવના ઉપયોગ સ્વભાવનો છેડો આવે તો, જીવ અજીવ થઇ જાય, અને જો જીવ અજીવ થઇ જાય તો, અજીવમાં તો મોક્ષ છે નહી જ. એટલે મોક્ષનો સર્વથા અભાવ જ રહે. માટે જીવના ઉપયોગ સ્વભાવને ધર્મ માની શકાય નહીં.

**તો, ધર્મી-અધર્મીનો ભેદ નહી રહે.**

તેમજ જો વસ્તુ સ્વભાવને ધર્મ માનવામાં આવે તો દરેક જીવમાં પોતાનો જીવત્વ સ્વભાવ=ઉપયોગ છે જ. એટલે દરેક જીવને ધર્મીજ માનવા પડશે. કોઈપણ જીવ એવા નથી કે જેમાં જીવત્વ સ્વભાવ=ઉપયોગ ન હોય, એટલે કોઈ પણ જીવને અધર્મી કહી શકાશે નહી. એટલે જીવોમાં અમુક ધર્મી અને અમુક અધર્મી એવા ભેદોનો અભાવ થઈ જશે.

જો સામો પક્ષ એમ કહે કે–દરેક જીવમાં પોતાનો ઉપયોગ સ્વભાવ તો છે. પરંતુ અમુક જીવ પોતાના ઉપયોગ સ્વભાવમાં ટકે છે, અને અમુક જીવો પોતાના ઉપયોગ સ્વભાવથી વિચલીત થઈ કર્તા ભોકતા વિભાવમાં વહ્યા જાય છે, તેથી જીવમાં ધર્મી–અધર્મીનો ભેદ પડે છે, તો તે સમાધાન બરાબર નથી. કેમકે તમારી માન્યતા પ્રમાણે ધારો કે–કોઇ જીવ વિભાવમાં ગયો ત્યારે તે જીવનો પોતાનો જીવત્વ=ઉપયોગ સ્વભાવ વિધમાન છે કે નહી ? જો તે સ્વભાવ વિધમાન છે તો તે ધર્મી કેમ નહી ? અને જો સ્વભાવ નષ્ટ થાય છે, તો જીવ અજીવ થઇ જશે, તે તમને પણ માન્ય નથી. એટલે આ સમાધાન બરાબર નથી.

અગર સામો પક્ષ એમ કહે કે–વિભાવમાં જતાં પણ જીવમાં ઉપયોગ સ્વભાવ તો રહે છે, પરંતુ તે

જીવ હું માત્ર દ્રષ્ટા જ છું એવા સ્વભાવમાં નથી ટકતો, તે અપેક્ષાએ અધર્મી છે, તો આ સમાધાન પણ બરાબર નથી. કેમકે–હું માત્ર જ્ઞાતા દ્રષ્ટા છું એવી માન્યતા તે જીવનો સ્વભાવ નથી, તે તો અમુક જીવની માન્યતા વિશેષ છે, જીવનો જીવત્વ=ઉપયોગ એજ જીવનો સ્વભાવ છે, એટલે જીવ તમારી માન્યતા પ્રમાણે વિભાવમાં જાય કે ન જાય, દરેક જીવ જીવત્વ સ્વભાવમાં રહે જ છે. એટલે વિભાવમાં જવાથી જીવ પોતાના સ્વભાવથી ખસે છે, તે માન્યતા બરાબર નથી.

## તો, સિધ્ધોમાં પણ ધર્મ માનવો પડશે.

તેમજ જો જીવનું પોતાનું જીવત્વ=ઉપયોગ સ્વભાવને ધર્મ માનવામાં આવે તો, સિધ્ધ જીવમાં પણ ધર્મ માનવો પડશે, કેમકે સિદ્ધ જીવોમાં પણ ઉપયોગ તો છે જ, તે પણ ઉપયોગ વિનાના નથી. પરંતુ સિધ્ધમાં ધર્મ માની શકાય નહી, કેમકે ધર્મનો અર્થ અહીં મોક્ષ માર્ગ છે, અને સિધ્ધો મોક્ષમાર્ગી નથી, પરંતુ મોક્ષમા પહોંચી ગયેલા છે, એટલે ઉપયોગને ધર્મ માની શકાય નહી.

## ચારિત્ર તપની ક્રિયા જ ધર્મરૂપે સંગત છે.

જો સ્વભાવને માત્ર દ્રવ્ય ધર્મ જ માનવામાં આવે

અને ચારિત્રતપની ક્રિયાને જ ભાવ ધર્મ માનવામાં આવે તો આ બધી હમણાં કહેલી વિસંગતિઓ દુર થાય, અને સર્વ સંગત બની રહે.

મોક્ષ માર્ગ તરીકે ચારિત્ર તપની ક્રિયા અજીવ દ્રવ્યમાં નથી, અભવ્ય જીવમાં નથી, દરેક જીવમાં નથી, સિદ્ધ જીવમાં પણ નથી, માત્ર અમુક ભવ્ય જીવોમાં જ છે, અને સાદિ સાંત છે. તેમ જ ચારિત્ર તપની ક્રિયા વડે સંવર નિર્જરા થઇ મોક્ષ પ્રાપ્ત થાય છે, સર્વ દુઃખોના અંતરૂપ પરમ પદની પ્રાપ્તિ થાય છે, માટે ચારિત્ર તપની ક્રિયાને જ ધર્મ માનવો સર્વ રીતે સંગત છે.

## શુદ્ધ સ્વભાવ પણ ધર્મ નથી.

જો સામો પક્ષ એમ કહે કે–અમે જીવના જીવત્વરૂપ ઉપયોગ રૂપ સ્વભાવને ધર્મ નથી કહેતા, પણ જીવના શુદ્ધ સ્વભાવને ધર્મ કહીએ છીએ. તો પ્રશ્ન એ છે કે–શુદ્ધ સ્વભાવથી તમારો કહેવાનો મતલબ શું છે ? જો તમે જીવના વિશેષણ રહિત સ્વભાવને શુધ્ધ સ્વભાવ કહેતા હો તો, જીવનો એવો ભાવ તે તો જીવત્વ જ છે=ઉપયોગ જ છે. જીવનાં જીવત્વ સ્વભાવ સિવાયનાં કોઇ પણ ભાવો એવા નથી કે જે વિશેષતા વિનાના

હોય, બાકીના સર્વ ભાવ, વિશેષતા સહિત જ છે. એટલે આ તો શબ્દ ફેર માત્ર છે, ભાવ ફેર નથી. જીવના જીવત્વ=ઉપયોગ ભાવ, તે મોક્ષ માર્ગ રૂપ ધર્મ નથી, તેને તમે વસ્તુનો સ્વભાવ કહો તો, તે રીતે પણ ધર્મ નથી, અને જીવનો શુદ્ધ સ્વભાવ કહો તો. તે રીતે પણ ધર્મ નથી.

## સિદ્ધ સ્વભાવ પણ ધર્મ નથી.

જો સામો પક્ષ એમ કહે કે-શુધ્ધ સ્વભાવથી અમારો ભાવ એ છે કે-કર્મ અને તેની અસરથી રહિત એવા જે શુદ્ધ સિધ્ધ ભગવાન છે, તેમનો જે સ્વભાવ છે, તે ધર્મ છે, તો તે માન્યતા પણ બરાબર નથી. કેમકે સિધ્ધ ભગવાનનો જે સ્વભાવ છે, તે ધર્મ નથી, પરંતુ ધર્મનું ફલ છે. ધર્મ તો જે વડે સંવર નિર્જરા થઇ જીવ શુધ્ધ સિધ્ધ અવસ્થાને પામે તે છે. સિદ્ધમાં જો આ સંવર નિર્જરાની ક્રિયા ચાલુ હોય તો. ધર્મ કહી શકાય, પરંતુ સિધ્ધ ભગવાન સિધ્ધ થઇ ગયા છે, હવે તેઓમાં આ ક્રિયા ચાલુ નથી, માટે સિધ્ધમાં ધર્મ કહી શકાય નહીં.

## તો, ધર્મનુ ફલ શું ?

થોડીવાર માટે માની લઇએ કે-શુદ્ધાત્મા સિધ્ધ,

ભગવાનનો જીવ સ્વભાવ તે ધર્મ છે, તો ધર્મનું ફલ શું ? જો એમ કહે કે-સિધ્ધ ભગવાન સ્વ સ્વભાવમાં રહીને જે અવ્યાબાધ સુખ ભોગવે છે, તે ધર્મ ફળ છે, તો તે માન્યતા બરાબર નથી. કેમકે અવ્યાબાધ સુખનો અનુભવ તે સિધ્ધ ભગવાનનો ખાસ વિશિષ્ટ સ્વ સ્વભાવ જ છે, પરંતુ તે સ્વ સ્વભાવથી ભિન્ન સ્વભાવનું ફળ નથી. અવ્યાબાધ સુખ તે સિધ્ધ ભગવાનનો વિશિષ્ટ સ્વભાવ છે, એમ સમજીને જ ભવ્ય જીવો સિધ્ધ થવા પુરૂષાર્થ કરે છે એટલે અવ્યાબાધ સુખ સિધ્ધ સ્વભાવ હોય, ધર્મનું ભિન્ન ફલ સિદ્ધ થઇ શકશે નહી, અને ધર્મ અને ધર્મફલ તે લક્ષણથી ભિન્ન છે, માટે ધર્મ અને ધર્મ ફલને ભિન્ન યથાર્થ સ્વીકારવા માટે, ચારિત્ર તપની ક્રિયાને જ ધર્મ અને સિધ્ધ સ્વભાવને ધર્મ નહી, પરંતુ ધર્મ ફલ જ માનવું યોગ્ય છે.

## તો, ભવ્યને ધર્મ કયો ?

તેમજ જો સિધ્ધ સ્વભાવને ધર્મ માનવામાં આવે તો, મોક્ષ માર્ગી જીવોને ધર્મ અધર્મ શું માનવું ? મોક્ષ માર્ગી જીવો હજી સિધ્ધ થયા નથી, એટલે તેઓને હમણાં તો સિધ્ધ સ્વભાવનો અભાવ છે. એટલે તેઓને વર્તમાનમાં ધર્મ માની શકાય નહી, અને મોક્ષ-માર્ગી જીવો હમણાં જે મોક્ષ માર્ગમાં ચાલવા રૂપ

પુરૂષાર્થ કરી રહ્યા છે, તેને ધર્મ માનીએ તો, તે પુરૂષાર્થ સિધ્ધમાં નથી, તો સિદ્ધમાં ધર્મ કેમ માની શકાય ? અને જો મોક્ષ માર્ગી જીવોના મોક્ષ માર્ગમાં ચાલવા રૂપ પુરૂષાર્થ ને ધર્મ માનવામાં ન આવે તો, તે છોડવા રૂપ યોગ્ય ઠરશે, અને તેને હેય ગણતા મોક્ષનો જ અભાવ થશે, એટલે સિદ્ધ સ્વભાવને ધર્મ ન માનીએ પરંતુ ધર્મનું ફલ માનીએ તથા સાધુ–શ્રાવકપણાને ધર્મ માનીએ તો જ બધી સંગતિ થાય.

## અંશ શુદ્ધિ પણ ધર્મ નથી.

જો સામો પક્ષ એમ કહે કે–અહીં ભવસ્થ જીવ કર્મથી અગર, રાગદ્વેષથી જેટલે અંશે શુદ્ધ થતો જાય છે, તેટલે અંશે તે પ્રાપ્ત થયેલ શુદ્ધ સ્વભાવ તે ધર્મ છે. તો તે માન્યતા પણ બરાબર નથી. કેમકે ભવસ્થ જીવમાં જેટલે અંશે કર્મની નિર્જરા થઇ શુદ્ધતા આવે છે, તે શુદ્ધતા ધર્મ નથી, તે તો ધર્મ ફલ છે. પરંતુ ભવસ્થ જીવમાં જે વડે શુધ્ધતા આવે છે, જે વડે નિર્જરા થાય છે, સંવર થાય છે, તે ચારિત્ર તપની ક્રિયા તે જ ધર્મ છે.

## કેવલજ્ઞાનાદિ ધર્મ નથી,

જો સામો પક્ષ એમ તર્ક કરે કે–જો તમે શુદ્ધતાને

ધર્મ ન માનો તો, કેવલજ્ઞાન અને કેવલદર્શન પણ જીવના જ્ઞાન દર્શન ને આવરણ કરનાર ઘાતિ કર્મના ક્ષય થવાથી ઉત્પન્ન થનાર શુદ્ધ સ્વભાવ છે, તો તમારા મતે કેવલજ્ઞાન, કેવલદર્શનનો ઉપયોગ પણ ધર્મ ગણાશે નહીં, તો ઉત્તર એ છે કે-બરાબર, કેવલજ્ઞાન, કેવલદર્શનની લબ્ધિ અગર ઉપયોગ તે ધર્મ પણ નથી અધર્મ પણ નથી, પરંતુ ધર્મનું ફળ જ છે. ધર્મ તો જે વડે જ્ઞાન દર્શનને ઢાંકનાર કર્મનો આશ્રવ નિરોધ થાય, અને પૂર્વ કર્મની નિર્જરા થાય, તે ચારિત્ર તપની ક્રિયા જ ધર્મ છે.

## (અપેક્ષાએ) વિશેષ ભાવ તે ધર્મ છે.

જો સામો પક્ષ એમ પ્રશ્ન કરે કે—જો સ્વભાવ ધર્મ નથી, તો શું વિભાવ ધર્મ છે ? તો ઉતર એ છે કે- જીવનો જીવત્વ=ઉપયોગરૂપ, સ્વભાવ તે ધર્મ નથી, તેમ દરેક વિ-ભાવ=વિશેષ ભાવ પણ ધર્મ નથી, પરંતુ તે વિશેષ ભાવ કે-જે ભવ્ય જીવને મોક્ષ પદ આપે, સર્વ દુઃખનો અભાવ આપે, સુખ આપે તે ચારિત્ર તપની ક્રિયા રૂપ જે વિશેષ ભાવ છે, તે ધર્મ છે. તે ધર્મને વિધેય ભાવ એવી સંજ્ઞા આપવામાં આવે છે, અમુક સ્થળે તેને વિશેષ ભાવ પણ કહેવામાં આવે છે, અને કોઇક સ્થળે વિભાવ પણ કહેવામાં આવે છે. ત્યાં

વિભાવનો અર્થ આશ્રવ ભાવ નથી જ. ત્યાં વિભાવથી મોક્ષ માર્ગ રૂપ સંવર નિર્જરા તત્વ અર્થ જ સમજવાનું રહે છે. જે આશ્રવ રૂપ વિભાવ છે; જે સંસારને ઘટાડતું નથી, વધારે છે, જે રાહત રૂપ નથી, બોજરૂપ છે, જે પથ્ય રૂપ નથી, અપથ્ય રૂપ છે, તે સાવદ્ય યોગ ધર્મ નથી.

## શુદ્ધિ કારક ભાવ તે ધર્મ છે.

એવી જ રીતે સામો પક્ષ પ્રશ્ન કરે કે—જો શુદ્ધ સ્વભાવ તે ધર્મ નથી તો, શું અશુદ્ધ ભાવ તે ધર્મ છે ? તેનો ઉતર એ છે કે–શુદ્ધ ભાવ પણ ધર્મ નથી, અને અશુદ્ધ ભાવ પણ ધર્મ નથી. શુદ્ધભાવ તે મોક્ષ તત્વ છે, અને અશુદ્ધ ભાવ તે બંધ (તથા પુણ્ય પાપ) તત્વ છે, તેમાં મોક્ષ કે બંધ એકેય ધર્મ નથી, તેમજ અશુદ્ધભાવ કરનાર આશ્રવ તત્વ પણ ધર્મ નથી, કિન્તુ જે અશુદ્ધ કરનાર આશ્રવ તત્વને અટકાવે, અને પ્રાચીન અશુદ્ધ=બંધ ભાવને ઘટાડે, શુદ્ધ=મોક્ષ ભાવ આપે તે ચારિત્ર તપ ભાવ તે ધર્મ છે.

## આ રીતે સ્વભાવ પણ ધર્મ હોઇ શકે.

જો જીવનો સ્વભાવ તે ધર્મ છે, એ સ્થળે સાધુનો

સ્વભાવ=સાધુનું સાધુપણું, એટલે મહાવ્રત, સમિતિ, ગુપ્તિ ક્ષયાદિ તે ધર્મ છે, શ્રાવકનો સ્વભાવ=શ્રાવકનુ શ્રાવક-પણું, એટલે કે ૧૨ બાર વ્રત, પચ્ચકખાણ ઇત્યાદિ ધર્મ છે, એમ જો સ્વભાવને ધર્મ કહેવું હોય તો, તે રીતે સ્વભાવને ધર્મ કહી શકાય છે, તેમાં કોઇ બાધા નથી પરંતુ આ રીતે જેને સ્વભાવ કહેવામાં આવે છે, તે ખ-રેખર જીવના પાંચ સમવાયમાંથી, સ્વભાવ સમવાય જે પારિણામિક ભાવ છે, તે ધર્મ છે એમ સમજવું નહીં. પરંતુ મન વચન કાય યોગ વડે ચારિત્ર તપની ક્રિયા રૂપ જે પંડિત પુરૂષાર્થ સમવાય છે, તેજ ધર્મ છે, એમ સમજવું. એટલે કે આ રીતે સ્વભાવને ધર્મ કહેવામાં શબ્દ માત્રનો ફેર છે, અર્થ ફેર નથી, અર્થ વડે તો ચારિત્ર તપની ક્રિયા તેજ ધર્મ છે.

## એક દ્રવ્ય બીજા ઉપર અસર કરે છે.

સામોપક્ષ જે એમ માને છે કે-એક દ્રવ્ય બીજા દ્રવ્ય ઉપર કાંઇ કરી શકે નહી, તે માન્યતા પણ બરાબર નથી.

એક દ્રવ્ય બીજા દ્રવ્ય ઉપર બધું જ કરી શકે છે, એવી એકાંત માન્યતા પણ મિથ્યા છે, તેમજ એક દ્રવ્ય બીજા દ્રવ્ય ઉપર કાંઇજ કરી શકે નહી, એવી પણ એકાંત માન્યતા મિથ્યા છે.

આ બન્ને માન્યતાઓની વચ્ચે યથાર્થ માન્યતા એ છે-અમુક દ્રવ્ય અમુક બીજા દ્રવ્ય ઉપર અમુક અસર કરે છે, અને અમુક દ્રવ્ય અમુક દ્રવ્ય ઉપર અમુક અસર નથી કરતો, આ રીતે આ બાબતમા મર્યાદાવાદ જ સત્ય છે, સર્વથાવાદ સત્ય નથી.

## બન્ને એકાંત વાદી મિથ્યા છે.

જો એક દ્રવ્ય બીજા દ્રવ્ય ઉપર અસર કરતો હોય તો, જીવ, જડને પણ જીવ કેમ બનાવી શકતો નથી ? તીર્થંકર, અભવીને કેમ બૂઝવી શકતા નથી ? માણસ, પક્ષઘાત વાળા અંગને કેમ ચલાવી શકતા નથી ? ઇત્યાદિ દલીલો આપીને, સામો પક્ષ કોઇ વસ્તુ કાંઇ બીજી વસ્તુ પર કાંઇ કરી શકતી નથી, એમ સિદ્ધ કરે છે.

અને બીજો પક્ષ દરેક જીવમાં જ્યાં. જ્યારે, જેમ ઇચ્છે તેમ કરી શકે છે, એમ સ્થાપિત કરે છે. પરંતુ આ બન્નેજ દલીલો સત્ય નથી, બન્ને એક એક અંશને ગ્રહણ કરીને અન્ય સત્યાંશના વિરોધ કરનારા છે. યથાર્થ પણે તો અમુક દ્રવ્ય, અમુક દ્રવ્ય ઉપર, અમુક અસ-ર કરી શકે છે, અને અમુક અસર ન કરી શકે, એવી માન્યતા ને સિધ્ધ કરનારી જે દલીલો અપાય છે. તે જ યથાર્થ છે.

## સ્વભાવમાં પ્રભાવ—અપ્રભાવ,

દા.ત. પાંચ સમવાયમાંથી સ્વભાવ સમવાય લઇએ તો, તેમાં બીજા દ્રવ્યની અમુક રીતે અસર નથી, અને અમુક રીતે અસર છે, અમુક રીતે અસર નથી, તેનું પ્રમાણ એ છે કે-કોઇ દ્રવ્ય જગતમાં એવો નથી કે-જે જડમાં જીવ તત્વ આણી શકે, અગર જીવમાંથી જીવત્વનો સર્વથા અભાવ કરી શકે. અને અમુક રીતે અસર કરી શકે છે તેનું પ્રમાણ એ છે કે-છદમસ્થ જીવમાં કેવલજ્ઞાન અને કેવલ દર્શન ભાવની ઉત્પત્તિ માત્ર કર્મ દ્રવ્યના કારણેજ અટકી રહેલી છે, જો કર્મ દ્રવ્યનો ક્ષય થાય તો. તરતજ તેજ ક્ષણે છદમસ્થ જીવમાં સર્વજ્ઞ ઉપયોગની ઉત્પત્તિ થાય.

આ રીતે અમુક દ્રવ્યની અમુક દ્રવ્ય ઉપર અમુક અસર છે, અને અમુક અસર નથી તેમ ચોક્કસ થાય છે.

## ભવ્યત્વમાં પ્રભાવ—અપ્રભાવ.

એવીજે રીતે બીજો ભવ્યત્વ=ભવિતવ્યતા સમવાયને લઇએ તો. તેમાં પણ અનેકાંત છે. આ જગતમાં કોઇ જીવ એવો નથી કે-કોઈ અભવ્યને ભવ્ય બનાવી શકે, અગર ભવ્યને અભવ્ય બનાવી શકે. આ રીતે અસર નથી. પરંતુ તીર્થંકરાદિ, અનેક ભવ્યો ઉપર એવી અસર

કરે છે કે, જે વાદી થઇને આવે છે, યાવજ્ જીવનના શિષ્ય થઇ જાય છે. આ રીતે અમુકની અમુક બીજા અમુક અસર નક્કી થાય છે.

## કાલમાં પ્રભાવ—અપ્રભાવ.

એવી જ રીતે ત્રીજા કાલ સમવાયમાં પણ અનેકાંત છે. આ જગતમાં કોઇ એવો જીવ નથી કે—જે ચરમાર્દ્ધ પુદગલ કાલમાં ન આવેલ કૃષ્ણ પક્ષીને શુકલ પક્ષી બનાવી શકે, અગર ચરમાર્દ્ધ પુદગલ કાલમાં પ્રવિષ્ટ શુકલ પક્ષીને કૃષ્ણ પક્ષી બનાવી શકે, આ રીતે તે કોઇની ઉપર અસર નથી. પરંતુ અનેક ભવ્ય જીવો એવા છે કે—જે અનંત સંસારી છે=અનંત કાલ સંસાર રખડવાના છે, તે પરીત=પરિમિત સંસારી થઇ જાય છે, સંખ્ય કે અસંખ્ય કાલમાં જ મોક્ષ જવા યોગ્ય થઈ જાય છે, અને આ ફેરફાર કોઇ અતિશય પ્રભાવક જીવના કારણે થાય છે, એટલે આ રીતે કાલ સમવાયમાં પણ બીજાની અસર પણ છે.

## કર્મમાં પ્રભાવ—અપ્રભાવ.

એવી જ રીતે ચોથા કર્મ સમવાયમાં પણ અનેકાંત છે. આ જગતમાં કોઇ જીવ એવો નથી કે—જે પોતાના

બાંધેલા પાપ કર્મો ભોગવ્યા વિના તેથી મુકત થઇ જાય, કે પોતે ન બાંધ્યા હોય તેવા પુણ્યનો ઉપભોગ કરી શકે, આ રીતે અસર નથી. બીજી રીતે અસર છે કે-અમુક જીવો નિકાચિત કર્મમાં પણ રસમંદતા આદિ કરી નાખે છે, જે વિપાકે ભોગવવા યોગ્ય હતા, તે પ્રદેશ જ ભોગવવા યોગ્યમાં ફેરવી નાખે છે. તો અમુક આકરા તપ વડે છેક મુલથી જ ઉડાડી નાખે છે, તો અમુક પાપને પુણ્યમાં ફેરવી નાખે છે, આ રીતે અસર પણ દેખાય છે.

## પુરૂષાર્થમાં પ્રભાવ–અપ્રભાવ.

પહેલા જે સ્વભાવાદિ ચાર સમવાય કહ્યા છે, તેમાં ફેરફાર કરવો એ જ પુરૂષાર્થ સમવાય છે. એટલે પહેલાનાં ચાર સમવાયના અનેકાંતના કથનમાં પુરૂષાર્થ વિષે પણ અનેકાંતનું કથન આવી જાય છે, છતાં વધારે સમજવા માટે અમુક દૃષ્ટાંતો લઇએ. આ જગતમાં કોઇ જીવ એવો નથી કે-પરમાણું પુદગલના બે ભાગ કરી શકે, અગર લોકથી બહાર આ લોકમાં કોઇ વસ્તુ લઇ જઇ શકે, અગર એકજ સમયમાં એક મોઢા વડે બે ભાષા બોલી શકે, અગર વાળુ કણમાંથી ઘડો બનાવી શકે, ઇત્યાદિ અનેક કાર્ય એવા છે કે જેમાં કોઈ વસ્તુ કાંઈ કરી શકે તેમ નથી. પરંતુ બાદર સ્કંધનાં ઘડા

વગેરેના બે ભાગ થઈ શકે, લોકમાં અધોલોકાદિથી ઉર્ધ્વ લોકાદિમાં પદાર્થ લઇ જઇ શકે, અનેક મોઢા વડે અગર અનેક સમયમાં અનેક ભાષા બોલી શકે, માટીમાંથી ઘડો બનાવી શકે, ઇત્યાદિ ઘણી વસ્તુઓમા જીવો ઘણું કરી શકે છે.

## નિશ્ચયથી પર દ્રવ્યનું અકર્તા પણું જ નથી.

સામો પક્ષ એમ માને છે કે–કોઇ વસ્તુ કોઇ બીજી વસ્તુમાં કાંઇ કરી શકે છે, એના માટે જે દાખલા દલીલો છે, તે વ્યવહાર નયના જ છે, નિશ્ચય નયથી કોઇ વસ્તુ બીજી કોઇ વસ્તુમાં કાંઈ કરી શકે નહીં, પરંતુ આ પણ માન્યતા બરાબર નથી.

ખરી રીતે નિશ્ચય નય પ્રમાણે કોઈ વસ્તુ બીજી વસ્તુમાં સર્વ કાંઇ કરવા સમર્થ નથી; અમૂક અંશે જ કરવા સમર્થ છે, પરંતુ કોઇ એક વસ્તુ કોઇ બીજી વસ્તુમાં કાંઇ જ કરી શકે નહી એવો નિશ્ચય નયનો અભિપ્રાય નથી.

વ્યવહાર નયમાં જે કોઇ વસ્તુ કોઇ બીજી વસ્તુમાં કાંઇ કરી શકે છે, એમ જે કહેવાય છે, તે નિશ્ચય નય વડે આ તત્વ જે રીતે નક્કી છે, તેનું જ અંશ કથન કહેવાય છે.

## કર્તૃત્વ બાબત વ્યવહાર નિશ્ચય રહસ્ય.

જો નિશ્ચય નય પ્રમાણે, કોઇ એક વસ્તુ કોઈ બીજી વસ્તુમાં કાંઇ જ ન કરી શકતી હોય તો, વ્યવહાર નયમાં આ રીતે કથન થાય જ નહી. કેમકે નિશ્ચય નય વડે જે તત્વ જે રીતે નકકી છે, તેનું જ પ્રસંગ અનુસાર પ્રયોજન પુરતું અંશ કથન કરવું, તે વ્યવહાર નયનું કાર્ય છે, અને તેમાં જ વ્યવહાર નયની સમ્યકતા અને સાર્થકતા છે.

જો વ્યવહાર નય નિશ્ચય વડે જે તત્વ જે રીતે છે, તેથી વિપરીત જ કથન કરે તો, તે વ્યવહાર નય જ નથી, વ્યવહાર નયા ભાસ છે. એટલે વ્યવહાર નયનું કથન નિશ્ચય નયથી અપ્રતિકુલ જ હોય.

વ્યવહાર નય પ્રસંગાનુસાર પ્રયોજન પૂરતું જ વસ્તુ તત્વનું અંશ કથન કરે છે. પરંતુ તે પરિપૂર્ણ કથન નથી. એટલું બતાવવા પૂરતું જ નિશ્ચય નયનું કર્તવ્ય છે, અને તેમાં જ નિશ્ચયનયની સમ્યકતા અને સાર્થકતા છે. જો નિશ્ચય નય વ્યવહાર નય કથનનો સર્વથા વિરોધ કરે તો, તે નિશ્ચય નય પોતાનો જ વિરોધ કરે છે, કેમકે વ્યવહાર નય જે કાંઇ કહે છે, તે

નિશ્ચય નયે જે નક્કી કર્યું તેનો જ અંશ કહે છે, પોતાના ઘરનું કાંઇ કહેતો નથી.

દા. ત. વ્યવહાર નય વડે જે એમ કહેવાય કે—ગુરૂ ધારે તેમ શિષ્યને ઘડી શકે, અગર કુંભાર જેમ ઇચ્છે તેમ માટીને ઘડી શકે, ત્યારે વ્યવહાર નયના કથનમાં ગુરૂ શિષ્ય પ્રત્યે જે ન કરી શકે, અને કુંભાર માટી પ્રત્યે જે ન કરી શકે, તેની ઉપેક્ષા હોય છે, અને ગુરૂ શિષ્ય પ્રત્યે જે કરી શકે, અને કુંભાર માટી પ્રત્યે જે કરી શકે, તેની પ્રધાનતા હોય છે, અને તે પ્રધાનતા વડે કથન હોય છે. એટલે વ્યવહાર નય નિશ્ચય નય વડે જે તત્વનો જેમ નિશ્ચય અનિશ્ચય છે, તેનો જે યથાર્થ નિશ્ચય કરવામાં આવ્યો છે, તેનુ જ કથન કરે છે, પરંતુ તેથી પ્રતિકુલ કથન કરતો નથી.

## તો, નવ તત્વનું સ્વરૂપ બદલાય.

જો એમ માનવામાં આવે કે—કોઇ વસ્તુ કોઇ બીજી વસ્તુમાં કાંઇ જ કરી શકે નહીં, તો નવે તત્વ જાણવા તે નિરર્થક થશે. તે આ પ્રમાણે જીવ તત્વને જાણવાનું પ્રયોજન એ છે કે— જીવ સુખને ઇચ્છે છે, દુઃખ ઇચ્છતો નથી, તેમાં મરણાદિ દુઃખ રૂપ છે, અને જીવતર આદિ સુખ રૂપ છે, જો એક જીવ બીજા જીવને

મારી, બચાવી, શકે આ બાબત સહકારી કારણ પણે પણ સત્ય ન હોય તો, જીવ તત્વ જાણવું નિરર્થક થાય.

(૨) અજીવ તત્વને તેમાં પણ ખાસ પુદ્ગલ તત્વને જાણવાનું પ્રયોજન એ છે કે–પુદગલ શુભાશુભ પણે પરિણમતો રહે છે, માટે શુભાશુભ પુદગલના ભોગમાં મોહિત થવું નહી, જો જીવ અજીવને ભોગવી શકે છે, આ બાબત અમુક ટકા પણ સત્ય ન હોય તો, અજીવ તત્વને જાણવું નિરર્થક થાય.

જીવ તત્વને જાણવાનુ પ્રયોજન અહિંસા છે, અને અજીવ તત્વને જાણવાનુ પ્રયોજન અપરિગ્રહ છે, જો એક જીવ બીજા જીવની હિંસા અને અજીવનો પરિગ્રહ ન કરી શકે તો અહિંસા અપરિગ્રહ તત્વ ખલાસ થાય.

જો સામોપક્ષ એમ કહે કે–જીવ અજીવને જાણવાનું પ્રયોજન જીવ અજીવની ભિન્નતા જાણવા માટે છે, અહિંસા, અપરિગ્રહ માટે નથી, તો તે માન્યતા મિથ્યા છે. કેમકે–અહિસા, અપરિગ્રહ એજ જૈન ધર્મનો સાર છે. સિવાય જીવ અજીવ સર્વથા ભિન્ન જ હોય, એક બીજાનો અમુક રીતે પણ બંધ ન હોય તો, બંધ તત્વ અસત્ય ઠરે, અને બંધ તત્વ મિથ્યા ઠરે તો, મોક્ષ બંધપૂર્વક છે, એટલે મોક્ષ તત્વ પણ મિથ્યા ઠરે.

જીવ અને અજીવનું સંધાવું એજ બંધ, અને બન્નેનું છુટા થવા પણું એજ મોક્ષ, જો બન્ને સર્વથા ભિન્ન જ હોય તો, આ તત્વો ન બની શકે.

એવી જ રીતે જો કોઇ, કોઇ બીજી વસ્તુ ઉપર કાંઇ કરી શકતી ન હોય તો, પુણ્ય પાપની જીવ ઉપર સારી માઠી અસર થવી ન જોઇએ. એક જીવ વર્તમાનમાં મંદ કષાય હોવા છતાં, તે ઉપર પૂર્વ ઉપાર્જિત પાપની તીવ્ર માઠી અસર દેખાય છે. અને બીજો જીવ તીવ્ર કષાય હોવા છતાં તે ઉપર પૂર્વ પુણ્યની તીવ્ર સારી અસર દેખાય છે. એટલે રાગદ્વેષથી જ સુખ દુઃખ નથી, પરંતુ પૂર્વના પુણ્ય પાપની અસર પ્રત્યક્ષ અનુભવાય છે.

એવી જ રીતે કર્મનું આવવું, રોકાવું અને ખરવું તે આશ્રવ, સંવર, નિર્જરા છે. જો જીવ કર્મ ઉપર કાંઇજ કરી શકતો ન હોય તો, આ ત્રણે તત્વો પણ મિથ્યા બને, એટલે નિશ્ચય નયથી પણ અમુક વસ્તુ અમુક બીજી વસ્તુ ઉપર અમુક કરી શકે છે, એજ નક્કી થાય છે.

**તો, ષડ દ્રવ્યનું પણ સ્વરૂપ બદલાશે.**

તેમજ જો કોઇ વસ્તુ કોઇ બીજી વસ્તુ ઉપર કાંઇ કરી શકે નહી, એમ માનીએ તો, છ દ્રવ્યનું પણ સ્વરૂપ બદલાય. ધર્માસ્તિકાય બીજા દ્રવ્યને ગતિમાં

સહાય કરે છે, અને અધર્માસ્તિકાય સ્થિતિમાં સહાય કરે છે, આ બાબત નિશ્ચય નયથી સર્વથા અસત્ય હોય તો, નિશ્ચય નય પ્રમાણે ધર્માસ્તિકાય તથા અધર્માસ્તિકાયમાં કાંઈજ તફાવત રહેશે નહી, તેમજ તે બન્નેનું, ભિન્ન લક્ષણનું જ્ઞાન પણ થશે નહી, તેમજ આકાશ અમુક ક્ષેત્રમાં રહેવામા, તથા કાલ અમુકરૂપે રહેવામાં સહાયકારક છે, એમ ન માનીએ તો, ક્ષેત્ર તથા કાલ દ્રવ્યમાં પણ ગુણથી નિશ્ચય નયની અપેક્ષા એ શો ભેદ રહેશે ? તેમજ જો એક પુદગલ દ્રવ્ય ઉપર બીજા દ્રવ્યની અસર ન હોય તો, નિશ્ચય નય પ્રમાણે પુદગલના શુક્ષ્મબાદરત્વની વ્યવસ્થા કઈ રીતે થશે ? તેમજ જો જીવ ઉપર કર્મની અસર જરાય ન હોય તો, પુદગલની પેઠે જીવ પણ સ્વભાવથી જ શુદ્ધ-અશુદ્ધ થતો રહેશે, તેમાં શુધ્ધાશુધ્ધની અપેક્ષાએ, નિશ્ચન નયની અપેક્ષાએ પુદગલ દ્રવ્યથી શો ભેદ રહેશે ?

તેમજ જો કોઇની કોઇ ઉપર અસર ન જ હોય તો, ગુરૂ શિષ્યના સંબંધો પણ સર્વથા મિથ્યા ઠરશે, ધર્મ પ્રભાવક અને પ્રભાવિતનુ તત્વ પણ મિથ્યા ઠરશે. અમુકનો સંસર્ગ કરવો અમુકનો ન કરવો, ઇત્યાદિ સર્વ વ્યવસ્થાનો લોપ થશે, માટે નિશ્ચય નય વડે પણ કોઇની કોઇ ઉપર અસર છે, તેમ અનિશ્ચિત પણે=ભજના પણે નિશ્ચિત એવા પરની અસરના તત્વનો નિશ્ચય

કરવો જોઇએ.

## પર દ્રવ્ય પણ ઉપાદાન છે.

અને જે સામો પક્ષ એમ માને છે કે સ્વ દ્રવ્ય જ ઉપાદાન છે, અને પર દ્રવ્ય નિમિત્ત જ છે, તે માન્યતા પણ બરાબર નથી.

જે પદાર્થ કાર્યની ઉત્પત્તિ માટે ઉપાદાન=ગ્રહણ કરવામાં આવે છે, તેનું નામ ઉપાદાન છે. અને જો પદાર્થ કાર્યની ઉત્પતિની શક્યતા આદિ જાણવામાં નિમિત્ત=હેતુ ભૂત છે, તેનું નામ નિમિત્ત છે.

આ લોકમાં ઘડા આદિ કાર્ય માટે જે માટી આદિનું ઉપાદાન=ગ્રહણ કરવામાં આવે છે. તે માટી આદીનું ઉપાદાન ગ્રહણ જ કરવામાં આવે છે. પરંતુ તેનો ઉત્સર્ગ=ત્યાગ કરવામાં નથી આવતો, ત્યારે ઘડા આદિ કાર્ય માટે જે દંડ ચક્ર આદિનું ઉપાદાન=ગ્રહણ કરવામાં આવે છે; તેમનુ ઘટ કાર્ય ઉત્પન્ન થઇ ગયા પછી, ઉત્સર્ગ=ત્યાગ પણ કરવામાં આવે છે.

એટલે આ લોકમાં ઘડા આદિ કાર્ય માટે માટી આદિ માત્ર ઉપાદાન જ છે, ઉત્સર્ગ રૂપ નથી, ત્યારે દંડ

ચક્ર આદિ ઉપાદાન પણ છે, અને ઉત્સર્ગ પણ છે. એટલે નિશ્ચય નય પ્રમાણે ઘડા આદિ કાર્ય માટે સ્વ. દ્રવ્ય નિશ્ચિત પણે=માત્ર ઉપાદાન જ છે, અને દંડ ચક્ર આદિ અનિશ્ચિત પણે=ભજનાથી ઉપાદાન છે. અને દંડ ચક્ર આદિ ઉપાદાન નથી જ એવી એકાંત માન્યતા બરાબર નથી.

અને એ વ્યવહાર નયમાં તો જ્યારે જે પ્રયોજન હોય, તે પ્રમાણે માટીને પણ ઉપાદાન કહેવામાં આવે છે, અને " દંડ ચક્ર ગ્રહણ કર " એમ આજ્ઞાર્થ વાકય પ્રયોગ કરતા દંડ ચક્રને પણ ઉપાદાન કહેવામાં આવે છે.

## તો, પર દ્રવ્યનું ઉપાદાન શા માટે ?

જો ઘડા આદિ કાર્ય માટે સ્વ દ્રવ્ય જ ઉપાદાન હોય, અને બાકી બધા દ્રવ્યો નિમિત્ત માત્ર જ હોય તો, કુંભાર દંડ, ચક્ર, આદિનું ઉપાદાન=ગ્રહણ શા માટે કરે છે ? વળી જે સર્વથા નિમિત્ત જ છે, તેનું ઉપાદાન=ગ્રહણ પણ કઇ રીતે થાય ?

મોક્ષ માર્ગમાં પણ જો આત્મા જ મોક્ષ માટે ઉપાદાન હોય તો, પંચ પરમેષ્ઠીનું ઉપાદાન=અવલંબન

શા માટે કરવામાં આવે છે ? તેમનું શરણ (ઉપાદાન) શા માટે લેવામાં આવે છે ? પછી શિષ્યને ગુરૂ ચરણની જરૂરીઆત શી ? મોક્ષ માર્ગમાં મુખવસ્તિકા, રજોહરણ આદિને ધર્મના સાધન તરીકે ઉપાદાન=ગ્રહણ કરવાની આજ્ઞા શા માટે કરી છે ? આગમના પુસ્તકો અને ઉપનેત્રનું પણ ઉપાદાન=ગ્રહણ કરવાનું કષ્ટ શા માટે ? સાધુને પોતાના શરીરને અન્ન પાનાદિ વડે ટકાવવાનું પણ પ્રયોજન શું ?

જો સામો પક્ષ એમ કહે કે—આ સર્વનું ઉપાદાન=ગ્રહણ પ્રમાદ છે, કમજોરી છે. તો પ્રશ્ન એ છે કે—જો તમારા મત પ્રમાણે કોઈ એક વસ્તુ કોઇ બીજી વસ્તુને કાંઇ પણ=સહાય પણ કરી શકતી નથી, તો કમજોરીમાં પણ એમનુ ઉપાદાન કરવાથી લાભ શું ? જો કાંઇ ન કરી શકતી હોય તો, એમનુ ઉપાદાન બાલપણું ઠરે છે, અને જો એ મોક્ષ માર્ગમાં સહાયકારક હોય તો, નક્કી થાય છે, કે કોઇ એક વસ્તુ કોઇ બીજી વસ્તુ માટે કાંઇક સહાયાદિ કરી શકે છે.

## પર દ્રવ્ય નિમિત્ત જ નથી.

કોઇ પણ પદાર્થની ઉત્પત્તિની શક્યતા આદિ જાણવામાં હેતુભૂત શકુન આદિને નિમિત્ત કહેવામાં આવે છે.

આ લોકમાં ઘડા આદિ કાર્ય થવામાં શુભાશુભ શકુન માત્ર નિમિત્ત ભૂત છે= આ ઘડો આદિ કાર્ય બનશે કે નહીં ? ઇત્યાદિ જાણવામાંજ હેતુભૂત છે. પરંતુ તે ઘડો આદિ કાર્ય થવામાં કારણભૂત નથી, અને શુભાશુભ લક્ષણ સંપન્ન દંડ ચક્ર આદિ, ઘડો આદિ કાર્ય થશે કે નહીં, તે જાણવામાં હેતુભૂત હોવા ઉપરાંત ઘડા આદિ કાર્યની ઉત્પત્તિમાં ઉપકારક પણ છે.

આ તત્વ આ રીતે નિશ્ચિત હોવાથી, નિશ્ચય નય પ્રમાણે પરદ્રવ્યમાં અમુક દ્રવ્યો નિમિત્તમાત્ર છે, તો અમુક દ્રવ્યો નિમિત્ત પણ છે, અને ઉપાદાન=સહાયક તરીકે ગ્રહણ કરવા યોગ્ય પણ છે. પણ નિશ્ચય નયથી પર દ્રવ્ય માત્ર નિમિત્ત જ છે, ઉપાદાન નથી જ, એમ નથી જ.

મોક્ષ માર્ગમાં પણ શુભાશુભ શકુન અમુકનો મોક્ષ થશે કે કેમ ? તે જાણવામાં માત્ર નિમિત્ત છે, ત્યારે ગુરૂ આદિ નિમિત્ત પણ છે, અને ઉપાદાન પણ છે. જ્ઞાની ગુરૂદેવ જ્ઞાન વડે આ મોક્ષ પામશે કે નહી, ઇત્યાદિ જાણે છે, તે ભાવી ભાવના જ્ઞાનમાં નિમિત્ત છે. અને ઉપકારી ગુરૂદેવ ચારિત્ર તપની ક્રિયા પોતે પાળવા પૂર્વક શિષ્ય વડે પળાવે છે, તે ઉપકાર છે, નિમિત્ત માત્ર પણું નથી.

## તો પર દ્રવ્યમાં ભિન્નતા શેની ?

જો સર્વે પર દ્રવ્યો સરખા નિમિત્ત માત્રજ હોય તો, કુંભાર માટે ઘડો બનાવવાના કાર્યમાં દંડ ચક્રમાં અને શુભાશુભ શકુનમાં ભિન્નતા શેની ? તે કુંભાર શા માટે શકુનને માત્ર જુએ છે, અને દંડ ચક્રનુ ઉપાદાન=ગ્રહણ કરે છે, અથવા તો શકુન ને કેમ ગ્રહણ કરતો નથી, અને દંડ ચક્રની ઉપેક્ષા કેમ કરતો નથી ? સ્પષ્ટ છે કે-કુંભાર શકુનને માત્ર જુએ છે, એટલે પર દ્રવ્યોમાં અમુક ભિન્નતા છે. અમુક દ્રવ્યો માત્ર નિમિત્ત છે, અને અમુક દ્રવ્યો નિમિત્ત હોવા ઉપરાંત ઉપાદાન= ગ્રાહ્ય પણ છે.

મોક્ષ માર્ગમાં પણ સર્વે પર દ્રવ્યો નિમિત્ત માત્ર હોય તો, મોક્ષાર્થી જીવને ગુરૂ દેવમાં અને શુભાશુભ અષ્ટાંગ નિમિતમાં ભિન્નતા શેની ? શિષ્ય શા માટે ગુરૂદેવના ચરણોનું ઉપાદાન કરે છે અને શુભાશુભ નિમિત્તોને માત્ર જુએ છે ? અથવા તો શુભાશુભ નિમિત્તોનું ગ્રહણ અને દંડ ચક્રને ઉપાદાન=ગ્રહણ પણ કરે છે. ગુરૂદેવની ઉપેક્ષા શા માટે નથી કરતો ? ગુરૂની પેઠે, સંઘ, સાધાર્મિક ઉપકરણ, પુસ્તક આહારાદિ દ્રવ્યો માટે પણ સમજવાનું કે-મોક્ષ માર્ગમાં જો આ દ્રવ્યો નિમિત્ત માત્ર જ હોય તો, બીજા પર દ્રવ્યોની પેઠે આ સર્વની ઉપેક્ષા કેમ કરવામાં આવતી નથી ? અપેક્ષા શા માટે કરવામાં આવે છે ? માટે નક્કી છે કે-સર્વે

પર દ્રવ્યો નિમિત્ત જ નથી, તેમાંથી અમુક દ્રવ્યો પ્રયોજન સુધી ઉપાદાન પણ છે.

## ઉપાદાન શબ્દનો અર્થ.

જો કોઇ એમ પૂછે કે-તમો ઉપાદાનનો અર્થ ગ્રહણ. કરવા યોગ્ય, આદિ કયા આધારે કરો છો? ઉપાદાનનો અર્થ તો મૂલ દ્રવ્ય જ થાય છે. તો ઉત્તર એ છે કે-ઉપ+આદાન આ બે શબ્દોના જોડાણથી ઉપાદાન શબ્દ બન્યો છે. તેમાં 'ઉપ' એટલે કે નજીક, અને 'આદાન' એટલે ગ્રહણ કરવું આ અર્થ શબ્દાર્થ પ્રમાણે થાય છે. એટલે ગ્રહણ, ગ્રાહ્ય આદિ અર્થ શબ્દ શાસ્ત્ર પ્રમાણે જ છે. અને જે ઉપાદાનનો અર્થ મૂલ દ્રવ્ય કરવામાં આવે છે, તે તો ઉપાદાનના બે ભેદ, [(૧) સર્વથા ઉપાદાન. અને (૨) પ્રયોજન પૂરતું ઉપાદાન, તેમાંથી સર્વથા ઉપાદાનના ભાવથી મુલદ્રવ્ય એવો અર્થ કરવામાં આવે છે. એટલે ઉપાદાનનો ગ્રહણ, ગ્રાહ્ય આદિ અર્થ તો શુદ્ધ યોગિક છે, અને મૂલ દ્રવ્ય આદિ અર્થ તો યોગ રૂઢ છે, એટલે ઉપાદાનનો અર્થ ગ્રાહ્ય પદાર્થ એમ કરવો નિર્દોષ અને સપ્રમાણ છે.

## નિમિત્તનો અર્થ.

એવીજ રીતે કોઇ એમ પૂછે કે-તમો નિમિત્તનો

અર્થ માત્ર જણાવવામાં હેતુ ભૂત એમ કયા આધારે કરો છો ? નિમિત્ત તો, દંડ ચક્ર આદિ ઉપકરણોને પણ કહેવામાં આવે જ છે. તો ઉત્તર એ છે કે–સિદ્ધાંતમાં અને લોકમાં શુભાશુભ સૂચક શકુન સ્વપ્ન, જ્યોતિષ આદિ અષ્ટાંગ સમૂહને નિમિત, અને તેના જાણનારને નૈમિત્તિક કહેવામાં આવેલ છે. તે આધારે આ અર્થ પ્રસિધ્ધ છે જ. દંડ, ચક્ર આદિ ઘરના સાધનો ઘટના ઉપકરણ હોવા ઉપરાંત, ઘટ કાર્યના સૂચક પણ છે, જ્યારે તે ઉપકરણોમાં સૂચકત્વની વિવક્ષા હોય છે, ત્યારે તે નિમિત્ત કહેવાય છે; પરંતુ તે નિમિત્ત જ છે. એમ નથી.

## નિમિત્ત સર્વથા અકર્તા નથી.

સામોપક્ષ એમ માને કે–નિમિત્ત કાંઇજ કરતા નથી, તે માન્યતા પણ બરાબર નથી. શકુનાદિ જે પદાર્થો નિમિત્ત માત્ર છે, તે પદાર્થો ઘટ કે મોક્ષ આદિ કાર્યને ઉત્પન્ન કરવામાં કાંઇ જ ક્રિયા કરતા નથી, તે અપેક્ષા કથન સત્ય છે. પરંતુ આમ તો નિમિત્ત અમુક કાર્ય થશે કે કેમ ? ઇત્યાદિ જણાવવામાં સૂચનની ક્રિયા તો કરે છે જ, નિમિત્ત આ અપેક્ષાએ કાંઇ કરનારૂં છેજ, સર્વથા કાંઇ જ નથી કરતા તેમ નથી, જો નિમિત્ત આ ક્રિયા પણ કરતો ન હોય તો, લોકમાં નિમિત્ત અને

અનિમિત્ત પદાર્થોમાં કોઇ ભેદ રેખા રહેશે નહીં. સૂચક સ્વપ્નાદિ અને સામાન્ય સ્વપ્નાદિ બધા જ એક જ કોટિના થઇ જશે, માટે નિમિત્ત પણ સૂચનની ક્રિયા કરતો હોય, એક રીતે કાંઇ કરનારો છે, સર્વથા અકર્તા નથી.

## નિમિત્તનું પણ મુલ્ય છે.

નિમિત્ત ઘટ કે મોક્ષ આદિ કાર્યને ઉત્પન્ન કરવામાં કાંઇ જ કરતો નથી, એટલે તે અપેક્ષાએ નિમિત્તનુ મૂલ્ય ન હોય, તે બરાબર છે. પણ નિમિત્ત સૂચનની અપેક્ષાએ તો મૂલ્યવાન છે જ. નિમિત્તનું કાંઇ મૂલ્ય નથી, તેમ નથી.

જો નિમિત્તનું કાંઇ પણ મૂલ્ય ન હોય તો, સિધ્ધ ભગવાનનું પોતાનુ અવ્યાબાધ સુખ સ્વરૂપ, ભવ્ય જીવને સિધ્ધત્વનો સૂચક દૃષ્ટાંત માત્ર ફકત નિમિત્ત જ છે, ભવ્ય જીવના મોક્ષરૂપ કાર્યમાં કારણ પણે, કોઈ ક્રિયા સિધ્ધ કે સિધ્ધ સ્વરૂપ કરતો નથી, એટલે શું સિધ્ધ સ્વરૂપની, ભવ્યની દૃષ્ટિમાં કાંઇ કિંમત નથી ? શું ભવ્ય માટે તે સિધ્ધ સ્વરૂપ મૂલ્ય વગરનું છે ? અને જો એમ હોય તો, તે જ ભવમાં તીર્થંકર થનાર ભાવી તીર્થંકરને દીક્ષા વખતે સિધ્ધને નમસ્કાર કરવાની જરૂર શી ? શું જેની કાંઇ જ કિંમત ન હોય, એવા કિંમત

વગરના પદાર્થને નમવાનું હોય ? અને તે પણ ભાવી તીર્થંકરને પણ નમવાનું શા માટે હોય ?

ખરેખર તો આ લોકમાં ભવ્ય જીવ માટે સિદ્ધ ભગવાન જે મોક્ષ માર્ગમાં ફક્ત નિમિત્ત માત્ર છે, છતાં તેઓ સિદ્ધ સ્વરૂપના સૂચક નિમિત્તની અપેક્ષાએ શ્રેષ્ઠ મૂલ્યવાન છે, તેની એટલી અનંતી કિંમત છે કે-જે માટે કોઇની જ ઉપમા આપી શકાય તેમ નથી. વધુંમાં કહીએ તો આ લોકમાં જો સિદ્ધ અને સિદ્ધત્વ સ્વરૂપ નિમિત્ત પણે હાજર ન હોત તો, અર્હંતનું કથન અને મોક્ષ માર્ગ તે સર્વ માત્ર કલ્પનાની વાતો થઇ ગઇ હોત, તે બધાની કાંઇ જ કિંમત રહી ન હોત, એવી નિમિત્ત માત્ર સિદ્ધના સ્વરૂપની મૌલિક કિંમત છે. એટલે નિમિત્તની કાંઇ જ કિંમત નથી તે માન્યતા બરાબર નથી.

## ઉપાદાન બધું કરી ન શકે.

પોતાનું ઉપાદાન બધું જ કરી શકે છે, સામાપક્ષની આ માન્યતા પણ બરાબર નથી.

સામાપક્ષને પ્રશ્ન એ છે કે-જીવદ્રવ્યની બાબતમાં તમો ઉપાદાન કોને કહો છો ? અને શું કરવાને બધું

કરી શકવા પણું કહો છો ? જો પોતાના અસંખ્ય પ્રદેશના સ્કંધ રૂપ ચેતન દ્રવ્યને ઉપાદાન કહેતા હોય, અને ઉપયોગ વ્યાપારને કરી શકવા પણું કહેતા હોય તો, તેમનું આ કથન બરાબર નથી. કેમકે જે બાબત પ્રવાહ પણે પારિણામિક પરિણામથી ચાલુ જ છે, તેમાં કરી શકવા પણું, શબ્દ પ્રયોગ ખોટો છે. અનેક શક્ય બાબતોમાંથી પોતાના ધારવા પ્રમાણે જે કરી શકાય, તે માટે જ કરી શકાય એવો શબ્દ પ્રયોગ બરાબર છે.

દરેક જીવ પોતાના જીવત્વ એવા પારિણામિક ભાવથી, અનાદિકાલથી જ ઉપયોગ વ્યાપાર કરતો જ રહે છે. એટલે તેમાં જીવ બધું જ કરી શકે છે, એવો શબ્દ પ્રયોગ નિરર્થક છે.

## ઉપાદાનનું સમાન પરિણમન શા માટે નહી.

જો સામો પક્ષ એમ કહે કે–જીવમાં સ્વભાવ પરિણમન અને વિભાવ પરિણમન એવા બે પરિણમન છે. તેમાંથી વિભાવ પરિણમન અનાદિનુ છે, સ્વભાવ પરિણમન પુરૂષાર્થથી પ્રાપ્ત થાય એવું છે, તેમાં જીવ જે ધારે તે પરિણમન કરી શકે છે, તેને અમે બધું જ કરી શકવા પણું કહીએ છીએ, તો પ્રશ્ન એ છે કે– તેને પ્રાપ્ત કરવા તમારામાંથી અનેક સરખા ભાવ રાખે

છે, અને સરખી રીતે મથે છે, છતાં બધાનું પરિણમન એક સરખું થતું નથી, તેમાં વિભિન્નતા રહે છે, તેનું કારણ શું ? તીર્થંકરો દીક્ષા લઇ સમાન પુરૂષાર્થ કરે છે, છતાં તેમાંથી એક ટુંક સમયમાં જ યથાખ્યાત ચારિત્ર અને કેવલજ્ઞાન પ્રાપ્ત કરે છે. અને બીજાને વાર લાગે છે, તેમાં કારણ શું ?

જો સામો પક્ષ એમ કહે છે કે–એકનું ઉપાદાન કાચુ હોય, અને બીજાનું ઉપાદાન પાકું હોય તો, એવો ફેર પડે છે, તો પ્રશ્ન એ છે કે–તમો તો જીવ દ્રવ્યને જ ઉપાદાન કહો છો, તેમાં વળી કાચા પાકા પણું શું ? કેમકે– અસંખ્ય પ્રદેશ પિંડરૂપ, દ્રવ્યાત્મા તો બધાજ જીવોનો સરખો જ છે, તેમાં કાંઇ ફેર છે જ નહીં, તો તેમાં કાચા પાકા પણું હોય કઇ રીતે ?

## તો દ્રવ્યમાં વિકાર માનવો પડશે.

જો સામો પક્ષ એમ કહે કે–એકે પૂર્વે પુરૂષાર્થ કર્યો હોય તો, ઉપાદાન પાકું કહેવાય, અને બીજાએ પૂર્વે પુરૂષાર્થ કર્યો ન હોય તો, ઉપાદાન કાચું કહેવાય. તો તેમનું આ કથન તેમના જ મતનું વિરોધી છે, કેમકે–સામો પક્ષ દ્રવ્યમાં વિકાર=ફેરફાર માનતો નથી અને ઉપાદાન એટલે કે દ્રવ્ય પહેલા કાચું હતું, અને

પછી પાકું થયુ તો, અવશ્ય દ્રવ્યમાં પણ આ અપેક્ષાએ તો, વિકાર=ફેરફાર અવશ્ય માનવું જ પડે છે. આ પક્ષ દ્રવ્યમાં આ જાતનો વિકાર=યોગ્યતાનો ફેરફાર=પર્યાય વિશેષને ઉત્પન્ન કરવાની લાયકાતમાં તફાવત થતો માનેજ છે છીએ. પરંતુ સામોપક્ષ પર્યાયમાંજ વિકાર માને છે, દ્રવ્યને શુદ્ધ–અવિકારી–ફેરફાર વિનાનું જ માને છે. એટલે તે ઉપાદાન કાચું અને પાકું એમ તે દ્રવ્યમાં વિકારની બાબત કેમ કહી શકે ?

## કર્મની પણ અસર.

વળી પુરૂપાર્થ પ્રમાણેજ કાર્ય થાય છે, તેમ એકાત નથી. કર્મ સમવાયની પણ તેમાં જરૂર છે, જે ઉપાદાનથી ભિન્ન પદાર્થ છે. દા. ત. કેવલ જ્ઞાન થવાના બે સમય પહેલા સુધી કેટલાય જીવોનો સેંકડો વર્ષોનો લાખો પૂર્વોનો પુરૂપાર્થ હોય છે, છતાં તેમને કેવલજ્ઞાન થકી અનંતનો ભાગ જ જ્ઞાન હોય છે, અને ત્યાર પછી જીવ એકજ સમય પુરૂપાર્થ કરે છે, અને તેને બીજા સમયે છદમસ્થના જ્ઞાન થકી અનંત ગણુ એવું કેવલજ્ઞાન થાય છે, એમાં છેલ્લા એક સમયનો પુરૂપાર્થ પહેલાના પુરૂષાર્થ થકી અનત ગણો છે, તેમ નથી. પરંતુ કેવલજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયનો ક્રમ એવીજ રીતે છે કે–તે ઉપાંત્ય સમય સુધીના પુરૂપાર્થથી અમુકજ પાતળો પડે છે,

પણ તેનો સર્વથા વિનાશ તો છેલ્લા સમયના પુરૂષાર્થ વડે જ થાય છે, અને તે કર્મ ક્ષય પ્રમાણે જ કેવલ-જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. એટલે માત્ર ઉપાદાનના પુરૂષાર્થ પ્રમાણે જ ફલ નથી, કર્મની પણ પોતાની આવગી સત્તા છે. અને તેની પણ ઉપાદાન ઉપર અસર પડે છે.

## નિયતિ વાદમાં કરી શકવા પણું હણાય છે.

જો સામો પક્ષ એમ કહે કે—કર્મના ક્ષયથી કાંઇ થાય છે, તે બાબત સત્ય નથી, ખરેખર તો નિયત ક્રમ બદ્ધ પર્યાયના ક્રમ પ્રમાણે જીવને કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે. તો આ ઉત્તર પણ બરાબર નથી. કેમકે જો પર્યાયનું નિયત ક્રમબંધ પર્યાય વાદ આ રીતે એકાંત પણે માનવામાં આવે તો, ઉપાદાન બધું જ કરી શકે, આ વાકય ફરી ખોટા પડે છે. કેમકે આવા નિયતિવાદમાં ધારે તેમ કરી શકવા પણું કયાં રહે છે ? તેમાં તો નિયત પણે, જે સમયે, જે થવાનુ હશે, તેજ થશે, તેમાં ઉપાદાનનુ કરી શકવા પણું સર્વથા જ હણાય છે. એટલે આ જાતનુ નિયતિવાદ માની શકાય નહી. જૈન આગમોમાં આવા નિયતિવાદ વિરૂધ્ધ અનિયતવાદ સ્થાપિત કરવામાં આવ્યા છે. કે—જીવ દ્રવ્ય પોતાના સામર્થ્ય અને સહ-કારી કારણોના સહાયથી સંભવ જે ધારે તે કરે છે. આમ સર્વ ભાવ અનિયત છે, પરંતુ કોઇ ભાવ નિયત નથી.

મોક્ષ માર્ગમાં બંધ અને મોક્ષ એ બે કાર્ય માનવામાં આવ્યા છે. અને આશ્રવ સંવર તથા નિર્જરા એ ત્રણ ક્રિયા માનવામાં આવી છે તેમાં જીવ બંધ અને મોક્ષ એ બે કાર્યમાંથી, જે કરવા ધારે તે આશ્રવ વડે બંધ, અને સંવર નિર્જરા વડે મોક્ષ કરી શકે છે. બંધ મોક્ષમાંથી ભવ્ય જીવને મોક્ષ જ કરવા યોગ્ય છે.

તેમાં પાંચ સમવાયમાં સ્વભાવ અને ભવ્યત્વ એ બે સમવાય ઉપાદન જીવના પોતાના છે. કાલ અને કર્મ સહકારી કારણો છે, અને પુરૂષાર્થમાં પુરૂષાર્થ પોતાનો તથા પુરૂષાર્થ માટેના મન વચન કાયાદિ સાધનો અન્ય છે. એટલે આ રીતે ઉપાદાનનુ સામર્થ્ય જ બધું કરવા સમર્થ નથી, પરંતુ ઉપાદાનનું સામર્થ્ય અને સહકારી કારણોનો સહકાર બેય મળીનેજ કાર્ય ઉત્પન્ન થાય છે, તેમાં પોતાની મહત્તા આપી, ઉપાદાન બધુંજ કરી શકે છે, એમ અપેક્ષા વચન કહેવું હોય તો, તેનો નિષેધ નથી, નિરપેક્ષ વચનનો નિષેધ છે.

—※—

# પ્રશ્નોત્તર આઠમો

પ્રશ્ન આઠમો.

નીચેના શબ્દોની ખરી, ટુંકી વ્યાખ્યા તથા તેની ટુંકી સમજણ આપવા વિનંતિ છે.

(૧) દ્રવ્ય અને ભાવ.

(૨) સ્વભાવ અને વિભાવ. (પરભાવ)

(૩) સત્તાએ આત્માની શુદ્ધતા–અશુદ્ધતા.

(૪) સ્વરૂપ

(૫) ચારિત્ર અને વીર્ય એ સિદ્ધમાં પણ ગુણો છે ?

ઉત્તર–

દ્રવ્ય અને ભાવ. ૮/૧

જે ભાવનો આધાર છે, તે દ્રવ્ય છે. અને જે

દ્રવ્યને આધારે રહે છે, તે ભાવ છે. દા. ત. ગોળ તે દ્રવ્ય છે, કેમકે તે પણ ગળપણનો=મધુર ભાવનો આધાર છે અને ગળપણ તે ભાવ છે, કેમકે તે ગોળ દ્રવ્યના આધારે રહે છે.

## ષડ દ્રવ્યમાં દ્રવ્ય ભાવ.

ષડ દ્રવ્યમાં ધર્મ, અધર્મ, આકાશ, કાલ, જીવ, અને પુદગલ તે દ્રવ્ય છે. અને જીવાદિના પ્રદેશો, તેની સંખ્યા તેનું ક્ષેત્ર=અવગાહ, કાલ=સ્થિતિ, ભાવ=વર્ણાદિના હોવા, ન હોવાપણું, ગુણ=ચેતનતા આદિ અને જ્ઞાનથી જાણી શકવા પણું ઇત્યાદિ ભાવ છે. ધર્માસ્તિકાયાદિ પ્રદેશાદિના આધાર હોવાથી દ્રવ્ય છે. અને પ્રદેશાદિ દ્રવ્યાદિના આધારે રહેતા હોવાથી ભાવ છે.

## નવ તત્વમાં દ્રવ્ય ભાવ.

નવ તત્વમાં જીવ અને અજીવ એ બે તત્વો દ્રવ્ય છે, કેમકે તેમના જ આધારે, કારણે=સંયોગ, વિયોગ, બંધ મોક્ષ આદિ તત્વો રહે છે. તથા બંધ–મોક્ષ, પુણ્ય પાપ, અને આશ્રવ–સંવર નિર્જરા એ સાત તત્વો ભાવ છે, કેમકે તે જીવ અજીવ દ્રવ્યના આધારે રહે છે.

## શબ્દાર્થમાં દ્રવ્ય ભાવ.

પ્રતિક્રમણ આદિના પાઠોનુ ઉચ્ચારણ, ભલે તે શુધ્ધ ઉચ્ચારણ કરવામાં આવતા હોય, તો તે દ્રવ્ય છે. અને તે પાઠોના અર્થો, ભાવો પ્રયોજન પશ્ચાતાપ તેમાં ઉપ-યોગ એકાગ્રતા તે ભાવ છે. ભાવ સાથે હોય તો, ભાવ સહિત પ્રતિક્રમણ નહીં, તો માત્ર દ્રવ્ય પ્રતિક્રમણ સમજવું.

## કરણીમાં દ્રવ્ય ભાવ.

હું અવ્યાબાધ સુખ પામું, બીજા પણ અવ્યાબાધ સુખ પામે, કોઇ કોઇથી બાધા પીડા ન પામે એવા સંપૂર્ણ અને સ્પષ્ટ અહિંસા ભાવ તે ભાવ, અને તે ભાવ પૂર્વક કોઇને બાધા પીડા ન થાય, તેવો ઉપયોગ અને યોગ=યતના વ્યાપાર તે દ્રવ્ય. જો અહિંસા ભાવ પૂર્વક અહિંસાની કરણી હોય તો, તે ભાવ પૂર્વક કરણી સમજવી નહી તો, અહિંસા ભાવ વિનાની અહિંસાદિની કરણી તે દ્રવ્ય કરણી સમજવી.

## લિંગમાં દ્રવ્ય ભાવ.

આત્મામાં અવ્યાબાધ સિદ્ધ થવા અર્થે, અહિંસા-

ત્મક અહિંસા પ્રધાન ચારિત્રભાવ તે લિંગ, તથા તેના વ્યાવહારિક સાધન રૂપ, મુખવસ્ત્રિકા, રજોહરણાદિ તે દ્રવ્ય લિંગ છે. અહિંસા તે મુખવસ્ત્રિકા, રજોહરણ વિના લગભગ દીર્ઘ કાલ સુધી દરેક વડે સંભવ નથી. માટે રજોહરણ, મુખવસ્ત્રિકા તે દ્રવ્ય છે, અને તે સહયોગે આત્માનો ચારિત્ર ભાવ તે ભાવ લિંગ છે. ચારિત્ર ભાવ સહિતનો રજોહરણ, મુખવસ્ત્રિકા, લિંગ, ભાવ પૂર્વક લિંગ સમજવું. અને તે વિનાનું માત્ર દ્રવ્ય લિંગ સમજવું.

ભવ્ય દ્રવ્ય.

જે દ્રવ્યમાં વર્તમાન કાલે અમુક ભાવ નથી, પરંતુ તે અમુક ભાવ ભવિ કાળમાં આવશે તે ભવ્ય દ્રવ્ય કહેવાય. જેમકે–નાના બાળકો સામાયિક, પ્રતિક્રમણના પાઠો શીખે છે, પરંતુ તેમાં ભાવ નથી, પણ હવે ભવિષ્યકાલે તે ભાવ પામશે, તે ભવ્ય દ્રવ્ય કહેવાય, અથવા જે જીવ અકામ નિર્જરા કે બાલ નિર્જરા કરી રહ્યા છે, તેઓને વર્તમાનમાં સમ્યકત્વ ચારિત્ર ભાવ નથી, પરંતુ હવે તેઓ તે ભાવને પામશે તે ભવ્ય દ્રવ્ય કહેવાય. આવો દ્રવ્ય ભવિષ્યની અપેક્ષાએ વર્તમાનમાં આદરપાત્ર છે, જેમ રાજા થનાર રાજપુત્ર વર્તમાનમાં આદરપાત્ર છે, પરંતુ તે દ્રવ્ય વંદનીય પૂજનીય નથી જ.

**ભૂત દ્રવ્ય.**

જે દ્રવ્યમાં વર્તમાન કાલે અમુક ભાવ નથી, પરંતુ ભૂતકાળમાં હતા, તે ભૂત દ્રવ્ય કહેવાય છે. જેમકે એક વખત સમ્યકત્વ ચારિત્ર પામીને પછી મિથ્યા દૃષ્ટિ અવિરત થઇ જનાર તે ભૂત દ્રવ્ય સમ્યકત્વ ચારિત્ર છે. અથવા જે ચારિત્ર તપની કરણી કરી હવે સિધ્ધ થઇ ગયા છે, હવે તેમને ચારિત્ર તપની ક્રિયા કરવાની જરૂર નથી, કેમકે-કાર્ય સિદ્ધ થઇ ગયું છે. તે સિદ્ધો ભૂત દ્રવ્યો છે. આ ભૂત દ્રવ્યમાં જે કાર્ય સિધ્ધ થયા પહેલાં પડવાઇ થઇ ગયા છે, તેઓની ક્રિયા અમુક રીતે સફલજ છે, નિષ્ફળ જવાની નથી, તે દષ્ટિથી તેઓ આદર પાત્ર છે, અને જે કાર્ય સિધ્ધ થઇ જતાં તે ભાવથી અતીત થયા છે, તે સિધ્ધો ભવ્ય જીવો માટે સર્વ શ્રેષ્ઠ આદર પાત્ર છે.

**અભવ્ય દ્રવ્ય.**

જે દ્રવ્યમાં અમુકભાવ આજે નથી, ભવિષ્યમાં પણ થવાના નથી, તેને અભવ્ય દ્રવ્ય કહેવામાં આવે છે. દા. ત. જે જીવમાં આજે પણ સમ્યકત્વ ચરિત્ર નથી, અને ભવિષ્યમાં પણ સમ્યકત્વ ચારિત્ર પામવાના નથી, તે જીવોને અભવ્ય જીવ કહેવામાં આવે છે. અથવા જે જીવો બહુ પાપ

કર્મો બાંધીને આવ્યા છે, પુણ્યનું ભાથું બાંધીને લઇ આવ્યા નથી, તે હમણાં પણ ચરિત્ર ભાવ વિનાના છે, અને મરણ પર્યંત પણ પામવાના નથી, તે પણ વર્તમાન ભવ પૂરતાં અભવ્ય જીવ છે.

## ઇષ્ટ ભાવ વિનાનું દ્રવ્ય.

જે દ્રવ્યમાં પોતાને ઇષ્ટ એવા ભાવ નથી, પરંતુ સામાન્ય ભાવ વર્તે છે, તેમાં પણ દ્રવ્ય સંજ્ઞા આપવામાં આવે છે. જેમકે-દરેક દ્રવ્યમાં પોતપોતાનો સ્વભાવ ધર્મ તો હોય છે, એ અપેક્ષાએ દરેક આત્મામાં ઉપયોગ રૂપ ધર્મ તો છે જ. પરંતુ ભવ્ય જીવને મોક્ષના માર્ગ તરીકે જે ચારિત્ર ધર્મ ઇષ્ટ છે, તે ન હોય તો તે માત્ર દ્રવ્ય ગણાય છે. અને જો ઇષ્ટ એવા ચારિત્ર ધર્મથી યુક્ત હોય તો, તે ભાવ ધર્મ સહિત દ્રવ્ય કહેવાય છે, એટલે પ્રધાન તે ભાવ અને ગૌણ તે દ્રવ્ય એવી જ રીતે લૌકિક ધર્મ અપ્રધાન હોઇ દ્રવ્ય છે. અને લોકોત્તર ધર્મ પ્રધાન હોઇ ભાવ છે.

## દ્રવ્ય ભાવમાં સામા પક્ષની ભૂલ.

સામો પક્ષ દ્રવ્યને હેય અને ભાવને ઉપાદેય કહે છે, પરંતુ તે બાબત યથાર્થ નથી. અમુક દ્રવ્ય ઉપાદેય

નથી તે સાચું, પરંતુ ઘણા દ્રવ્યો ઉપાદેય પણ છે. કેમકે તે દ્રવ્ય વિના=ભવ્ય વિના, ભાવની પ્રાપ્તિ થતી નથી, તે દ્રવ્ય વિના=આધાર દ્રવ્ય વિના ભાવ ટકતો નથી, તે દ્રવ્ય વિના=સહાય દ્રવ્ય વિના, ભાવને ટેકો મળી ન શકે, એટલે દ્રવ્યની પણ અમુક અપેક્ષાએ આવશ્યકતા છે.

બીજું સામો પક્ષ જે ચારિત્ર તપની ક્રિયા, ભાવ ક્રિયા છે, તેને દ્રવ્યને ક્રિયા કહે છે, અને ઉપયોગ સ્વભાવ દ્રવ્ય ક્રિયા છે, તેને ભાવ ધર્મ કહે છે. આ રીતે સામાપક્ષમાં વિપરીતતા પણ છે.

ત્રીજું સામો પક્ષ ક્યારેક ભાવની વાતો કરે છે. અને દ્રવ્યને ઉડાડે છે, તો ક્યારેક દ્રવ્ય દષ્ટિની સ્થાપના કરે છે, અને ભાવને વિકાર કહી તેનો વિરોધ કરે છે. આ બધી સામાપક્ષની વિસંવાદિતા છે=પરસ્પર વિરોધી માન્યતાઓ છે.

## સ્વભાવ વિભાવ—પરભાવ. ૯-૨

જીવના પાંચ સમવાયમાંથી જે પહેલો સ્વભાવ સમવાય છે, તેજ જીવ માટે સ્વભાવ છે, એટલે કે જીવનું જીવપણું=પોતાપણું, ઉપયોગ=જ્ઞાતા દ્રષ્ટાપણું,

પોતાના સુખ દુઃખનું વેદન, સુખની ઇચ્છા, તે જીવનો સ્વભાવ છે.

તે સિવાયના ચાર સમવાય જીવ માટે વિભાવ છે. એટલે કે ભવ્યત્વ=ભવિતવ્યતા સમવાય, કાલ સમવાય, કર્મ સમવાય, અને પુરુષાર્થ સમવાય, એ ચાર જીવના ભાવો જીવ માટે વિભાવ છે=વિશેષ ભાવ છે.

આ પાંચ સમવાય સિવાય જે અજીવના ભાવ છે, તે જીવ માટે પરભાવ છે.

## વિભાવ પણ સ્વભાવ જ છે.

જીવના જે વિભાવ છે=વિશેષ ભાવ છે, તે સર્વ જીવોમાં સર્વ કાલે નથી મળતાં, માટે સ્વભાવ નથી કહેવાતા, વિશેષ જીવોમાં વિશેષ કાલે મળે છે, માટે વિભાવ કહેવાય છે. પરંતુ તે વિભાવ ભાવ પણ જીવનાજ છે, અજીવના ભાવ નથી, તે અપેક્ષાએ તે વિભાવ પણ જીવનાજ સ્વભાવ છે. જીવનો સ્વભાવ ભાવ ઉભયાન્વયી છે.=જીવ હોય ત્યાં જીવત્વ હોય જ, અને જ્યાં જીવત્વ હોય ત્યાં જીવ હોય જ, અને વિભાવ એકાન્વયી છે= તે વિભાવ ભાવ જ્યાં હોય ત્યાં જીવ હોય જ, પરંતુ જીવ હોય ત્યાં તે ભાવ હોય અગર ન હોય, એવા

ભેદ પાડવા માટે સ્વભાવ અને વિભાવ એવા ભેદ પાડવામાં આવ્યો છે. પણ વિભાવ એટલે પરભાવ એવી માન્યતા ખોટી છે.

## સ્વભાવ વિભાવમાં શુભાશુભત્વ.

સારૂં તે શુભ, નરસું તે અશુભ. સ્વભાવ વિભાવમાં સ્વભાવ તે શુભ પણ નથી, અશુભ પણ નથી. સામાન્ય છે. વિભાવમાં ભવ્યત્વ સમવાયમાં ભવ્યત્ત્વ શુભ, અને અભવ્યત્વ તે અશુભ છે. કાલ સમવાયમાં કૃષ્ણ પક્ષીત્વ આદિ અશુભ, તથા શુકલ પક્ષીત્વ આદિ શુભ છે. કર્મ સમવાયમાં ઔદયિક ભાવમાં પુણ્યનો ઔદયિક ભાવ શુભ છે, તેમાં તીર્થંકરત્વાદિ પુણ્ય ભાવ એકાંત શુભ, અને બીજા સામન્ય શુભ છે. પાપનો ઔદયિક ભાવ અશુભ છે, તેમાં મિથ્યાત્વ આદિ એકાંત અશુભ છે. તેમાં પુરૂષવેદ, હાસ્ય, રતિ, આદિ સામાન્ય અશુભ છે, ઔપશમિક શુભ, અને ક્ષાયિક ભાવ એકાંત શુભ છે, ક્ષાપોપશમિક ભાવ શુભાશુભ છે. પુરૂષાર્થ સમવાયમાં ચારિત્ર તપની ક્રિયા એકાંત શુભ છે, અને બીજી પુણ્ય ક્રિયા શુભ, તથા પાપક્રિયા અશુભ છે.

## સ્વભાવ વિભાવમાં શુદ્ધાશુદ્ધત્વ.

જીવ દ્રવ્યનું કર્મ દ્રવ્ય સાથેનું બંધન સંયોગ તે અશુદ્ધત્વ છે=બેનું ભેગાપણું છે. અને જીવનો કર્મ દ્રવ્ય સાથેનો વિયોગ તે શુધ્ધત્વ છે=એક પણું છે, કર્મના સંયોગથી થતા ભાવ પણ અશુંધ કહેવાય છે, અને વિયોગથી થનારા ભાવ પણ શુધ્ધ કહેવાય છે. કર્મના સંયોગ વિના જીવના પોતાના જ ભાવ પણ અપેક્ષાએ શુધ્વ છે. સ્વભાવ સામાન્ય પણે શુદ્ધ ભાવ છે. ભવ્યત્વ, અભવ્યત્વ પણ-શુદ્ધ છે. કૃષ્ણ પક્ષીત્વ, શુક્લ પક્ષીત્વ પણ શુધ્વ છે. કેમકે એ બાબતો કર્મ દ્રવ્યના સંયોગના કારણો નથી, અલબત્ત સંયોગ સહચર છે. ઔદયિક ભાવ અશુધ્ધ છે. ક્ષાયિક ભાવ એકાંત શુદ્ધ છે. ઔપશમિક ભાવ ઉદયની અપેક્ષાએ શુધ્ધ છે. ક્ષાયિકોપશમિક ભાવ શુધ્ધાશુધ્વ છે. પુરૂષાર્થ જીવના અરૂપી ભાવ તરીકે શુધ્ધ છે. સાધન, મન વચન કાયા તરીકે અશુધ્ધ છે.

## સ્વભાવ-વિભાવમાં વિકાર-અવિકાર.

ન પલટે તે અવિકારી, તથા પલટે તે વિકારી. દ્રવ્ય જે અપેક્ષાએ બદલે તે અપેક્ષાએ વિકારી, તથા જે અપેક્ષાએ ન પલટે તે અપેક્ષાએ અવિકારી છે.

સ્વભાવની અપેક્ષાએ=જીવત્વ સામાન્યની અપેક્ષાએ જીવ અવિકારી છે, અને ઉપયોગમાં જ્ઞાન દર્શનનો

ઉપયોગ સુખ દુઃખનું વેદન બદલાતા તે અપેક્ષાએ જીવ વિકારી છે. અભવ્યત્વ પણે અવિકારી છે, ભવ્યત્વ પણે વિકારી છે. કેમકે સિદ્ધ થતાં પલટાય છે. કૃષ્ણપક્ષી પણે તથા શુકલ પક્ષી પણે વિકારી છે, કેમકે કૃષ્ણ પક્ષી, શુકલ પક્ષી પણે, અને શુકલ પક્ષી સિદ્ધ પણે પલટાય છે. ઔદયિક ભાવે વિકારી છે, કેમકે ક્ષયાદિમાં પલટાય છે. ઔપશમિક ભાવે પણ વિકારી છે, કેમકે ઔદયિકાદિ પણે પલટાય છે. ક્ષાયિક ભાવે અવિકારી છે, કેમકે સિદ્ધત્વ પલટાતું નથી. ક્ષાયોપશમિક ભાવે પણ વિકારી છે, કેમકે ક્ષાયિકાદિ પણે પલટાય છે. પુરૂષાર્થ પણે પણ વિકારી છે, કેમકે બાલ પંડિત પણે અને પંડિત બાલ પણે કે સિદ્ધ પણે પલટાય છે.

**ભાવમાં સામા પક્ષની ભૂલ.**

સામો પક્ષ વિભાવને પરભાવ માને છે, તે ભૂલ છે. વિભાવ જીવનોજ વિશેષ ભાવ છે, વિભાવ પરભાવ નથી. અમુક ભાવ પરના કારણે છે, એટલે તે પરભાવ છે, તેમ માનવું ભૂલ છે.

બીજું વિભાવને સામોપક્ષ અશુદ્ધ જ માને છે, તે ભૂલ છે. વિભાવમાં ઘણા ભાવ શુદ્ધ પણ છે.

ત્રીજું સામો પક્ષ શુભને અશુદ્ધ જ માને છે, તે

પણ ભૂલ છે. શુધ્ધ પણ શુભ હોય છે.

વળી સામો પક્ષ અવિકારીને શુભ જ ગણે છે, પણ ઘણા અવિકારી ભાવ અશુભ પણ છે.

## હેયોપાદેય ઉપેક્ષ્ય.

સામો પક્ષ શુદ્ધ અને અવિકારીને ઉપાદેય ગણે છે. અને શુભને ત્યાજ્ય ગણે છે, સામા પક્ષની આ ભૂલ છે. જૈન ધર્મમાં જે શુભ છે, તે ઉપાદેય છે, જે શુભ નથી તે શુદ્ધ અને અવિકારી હોય તો પણ ઉપાદેય નથી. દા. ત. અભવ્યત્વ શુધ્ધ છે. અને અવિકારી છે, છતાં તે ઇષ્ટ નથી, જે શુભ, અશુધ્ધ અને વિકારી છે તે, અનિત્ય હોવાથી એકાંત ઉપાદેય નથી, જે શુભ શુધ્ધ અને અવિકારી છે, જેમકે સિધ્ધત્વ, તેજ એકાંત ઉપાદેય છે. પરંતુ જે શુભ, શુદ્ધ અને અવિકારી નથી, તે સર્વથા હેય નથી, પરંતુ આપેક્ષિક ઉપાદેય છે.

## સત્તા એ આત્માની શુદ્ધતા–અશુદ્ધતા.

કર્મ સાથે આત્માનો બંધ તે આત્માની. જીવની અશુદ્ધતા છે, અને કર્મથી આત્માનો મોક્ષ તે આત્માની શુધ્ધતા છે. તે શુધ્ધતા અશુધ્ધતાનો સત્તાની અપેક્ષાએ

વિચાર કરીએ તો, સિદ્ધ જીવો સત્તાની અપેક્ષાએ શુદ્ધ છે. કેમકે–તેમને સત્તામાં કર્મ નથી, અને સંસારી જીવો સત્તાની અપેક્ષાએ અશુદ્ધ છે, કેમકે તેમને કર્મ ઓછા કે વત્તા સત્તામાં પડ્યા જ છે. કોઇ પણ જીવ એવો નથી કે જેને સત્તામાં કર્મનો સર્વથા અભાવ હોય.

## ભવ્યત્વની અપેક્ષાએ જીવની શુદ્ધતા અશુદ્ધતા.

ભવ્યત્વની અપેક્ષાએ વિચાર કરીએ તો, સંસારી જીવોમાં જે અભવ્ય છે, તે કોઇ પણ કાળે કર્મ સત્તાથી રહિત થવાના નથી, કેમકે–તેમને કર્મ સત્તા રહિત સિદ્ધ થવાની રૂચિ થવાની નથી, અને તેઓ તે માટે પુરૂષાર્થ કરવાના નથી. અને જે ભવ્ય જીવ છે, તે બધા જ કર્મ સત્તાથી રહિત સિદ્ધ થવાની લબ્ધિ ધરાવે છે. અને અમુક અમુક જીવો એકલા કે ૧૦૮ સુધી (સમય) સુધી કે વધુમાં વધુ ૬ માસના અંતરે કર્મ સત્તાથી રહિત સિદ્ધ થતાં જ રહે છે. અલબત કાલ અનંત છે, અને ભવ્ય જીવો પણ અનંત છે, એટલે ભવ્ય જીવો સરવાળે ઘટે છે. અને સિદ્ધો વધે છે, છતાં લોકમાં ભવ્ય જીવોનો અભાવ આવવાનો નથી, તે સદાકાલ સિદ્ધ જીવોથી અનંત ગુણ જ રહેવાના.

### ઉદયે આત્માની શુદ્ધતા-અશુદ્ધતા.

ઉદયની અપેક્ષાએ સિદ્ધ જીવો શુદ્ધ છે, સત્તામાં પણ અશુદ્ધિ નથી. તો ઉદયમાં તો અશુદ્ધિ હોય જ ક્યાંથી? સંસારી જીવોમાં, જે ઔદયિક ભાવ છે, તે ઉદયની અપેક્ષાએ પણ અશુદ્ધ છે, કેમકે સત્તાગત કર્મો ઉદયમાં આવેલા છે. ઔપશમિક ભાવે જે છે, તે સત્તાએ અશુદ્ધ છે, પરંતુ ઉદયે શુદ્ધ છે. કેમકે કર્મો સત્તામાં જ છે, ઉદયમાં નથી-ક્ષયોપશમ ભાવે વિપાક ઉદયની અપેક્ષા શુદ્ધ છે, અને પ્રદેશ ઉદયે અશુદ્ધ છે. કેમકે ક્ષયોપશમ ભાવમાં વિપાક ઉદય ન હોય, પ્રદેશ ઉદય હોય.

### સત્તાની બાબતમાં સામાપક્ષની ભૂલ.

સામો પક્ષ સત્તાની અપેક્ષાએ સંસારી જીવોને પણ શુદ્ધ માને છે. તે ભૂલ છે. જો સત્તાએ સંસારી જીવો શુદ્ધ જ હોય તો, ક્ષાયિક ભાવવાળા અને ઔપશમિક ભાવ વાળા જીવમાં ફેર શો? ઉદયમાં તો બન્ને જ છે, અને સત્તામાં પણ બન્ને શુદ્ધ હોય તો, ઔપશમિક નામ નિરર્થક થાય. સત્તામાં ન હોય તો ઉપશમ શેનો? અને ઔદયિક ભાવ પણ નિરર્થક થાય,

**જો સત્તામાં અશુદ્ધતા ન હોય તો, ઉદય કોનો ? એવી જ રીતે સત્તાએ સંસારી જીવો શુદ્ધ હોય તો, ક્ષય અને ક્ષયોપશમ પણ કોનો કરવો ? ઉદયમાં આવેલનો તો, ક્ષય થવાનો જ છે, જો સત્તામાં અશુદ્ધિ હોય તો જ ઉદારણા થઇ, ક્ષયાદિ કરવાની સાર્થકતા બને.**

## સત્તામાં કેવલજ્ઞાનાદિ નથી.

જો સામો પક્ષ એમ કહે કે–સંસારી જીવો કર્મ સબંધની અપેક્ષાએ અશુધ્ધ છે, પરંતુ જેમ સૂર્ય ઉપર મેઘના આવરણો હોવા છતાં સૂર્યના પ્રકાશ આદિ તે મેઘોની અંદર સત્તાએ વિધમાન છે, અને તે આવરણો ખસતા સૂર્ય બહાર પ્રકાશે છે, એમ જ સંસારી આત્મા ઉપર કર્મ બંધ હોવા છતાં. તેઓને અંદર સત્તામાં કેવલજ્ઞાનાદિ વિધમાન છે, એટલે તે અપેક્ષાએ આત્મા આત્મા સત્તાએ શુધ્ધ જ છે, અને કર્મનો અભાવ થતાં આત્મામાં કેવલજ્ઞાનાદિ પ્રકટે છે, તો તેમની આ માન્યતા બરાબર નથી.

## ઉત્પન્ન અને પ્રકટનો ફેર.

સિધ્ધાંતમાં એમ કહેલું છે–કેવલજ્ઞાનાવરણીય કર્મ

ક્ષય થતાં જીવને કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે. જેની પૂર્વે સત્તા ન્હોતી, જેનો પૂર્વે અભાવ હતો, એવું જે નવું અસ્તિત્વ પામે, એનું નામ ઉત્પન્ન થવું છે. જેની અંદરમાં સત્તા હોય, જેનો અંદર અભાવ ન હોય, તેને ઉદયમાં આવવું કહેવાય. જેમ બાલક જન્મે તો એને ઉત્પન્ન થયું કહેવાય, પ્રકટ થયુ ન કહેવાય, અને નટ, રંગભૂમિ ઉપર આવે તો, પ્રકટ થયો કહેવાય, ઉત્પન્ન થયો ન કહેવાય, સિધાંતમાં કેવલજ્ઞાન "ઉત્પન્ન થાય છે" એમ કહ્યું છે. 'પ્રકટ થાય છે' એમ કહેલ નથી. માટે સિધ્ધાંત પ્રમાણે 'છદ્મસ્થને કેવલજ્ઞાન સત્તામાં નથી' પરંતુ જેનો અભાવ છે, એવા કેવલજ્ઞાનની ઉત્પત્તિ થાય છે

## સાદિ પર્યાયનો ઉત્પાદ થાય, આવિર્ભાવ નહી.

બીજું કેવલજ્ઞાન તે જ્ઞાન ગુણની સાદિ=આદિવાળી, પર્યાય છે, એટલે તે પર્યાય ઉત્પન્ન થાય છે. સિધ્ધાંતમાં સાદિ સાંત પર્યાયોનો ઉત્પાદ વિનાશ કહ્યો છે, આવિ-ર્ભાવ=પ્રકટ થવું, તિરોભવ=અંદર જવું; કહ્યું નથી. પર્યાયના આવિર્ભાવ, તિરોભાવની માન્યતા અન્યમતની છે; જૈન દર્શનની નથી. જૈન દર્શનની માન્યતા ઉત્પાદ વિનાશની છે, જો પર્યાયો પ્રકટ થાય છે, એમ માનીએ તો; જૈન દર્શનનો ઉત્પાદ વિનાશનો સિધ્ધાંત નષ્ટ થશે,

અને જો તે સિદ્ધાંત નષ્ટ થાય તો, જૈન દર્શન એકાંત નિત્યવાદી થશે, નિત્યા નિત્યવાદ નહી રહે. જૈન દર્શનમાં અનિત્યતાવાદ પણ માનવો હોય તો, કેવલજ્ઞાન પર્યાયની છદમસ્થમાં સત્તા માની શકાય નહી, પછી નવી ઉત્પત્તિ માની શકાય.

## ઉત્પત્તિવાદીને સતા માનવાની જરૂર નથી.

જો કોઈ એમ કહે કે–અંદર સત્તામાં કેવલજ્ઞાન ન હોય તો, બહાર પ્રકટ થાય ક્યાંથી ? તો ઉત્તર એ છે કે–જે કેવલજ્ઞાન બહાર પ્રકટ થાય છે, એમ માનતો હોય તેને જ કેવલજ્ઞાનને અંદર સત્તામાં છે, એમ માનવાની જરૂરીયાત પડે છે. પરંતુ જે કેવલજ્ઞાનને પ્રકટ થવાની વાત નથી માનતો. ઉત્પન્ન થવાની વાત માને છે. તેને કેવલજ્ઞાનને અંદર માનવાની જરૂર પડતી નથી. જૈન મૂલાગમો કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે, એમ માને છે. એટલે તેને કેવલજ્ઞાન અંદર સત્તામાં છે એમ માનવાની જરૂર નથી.

તો શું અસતની ઉત્પત્તિ થાય ? હા, અસતમાંથી ઉત્પત્તિ ન થાય, પરંતુ અસતની ઉત્પત્તિ થાય. જેમ બી વિના અંકુર ન થાય, પરંતુ બી માંથી પૂર્વે અસત એવા અંકુરની ઉત્પત્તિ થાય.

## કેવલ જ્ઞાનાવરણીય ભાવનું આવરણ છે.

જો કોઇ એમ કહે કે–જો અંદર સત્તામાં કેવલજ્ઞાન ન હોય તો, કેવલજ્ઞાનાવરણીય કર્મ કોને ઢાંકે છે? સત્તામાં ન હોય, તેનું ઢાંકણ કઇ રીતે? તો ઉત્તર એ છે કે–આવરણ વર્તમાન સત્તાનું જ નથી હોતું, ભાવી ઉત્પત્તિને રોકનાર આવરણ પણ હોય છે. જેમકે–પૃથ્વીમાં વાવેલા બી ઉપર જો પતરા આદિનુ આવરણ આવે તો, તે ભાવી અંકુરથી વૃક્ષ સુધીની ઉત્પત્તિનું આવરણ છે. એવી જ રીતે કેવલજ્ઞાનાવરણીય અંદર રહેલ કેવલજ્ઞાનની સત્તાનું આવરણ નથી, જીવના બીજરૂપ પર્યાય વાળા જ્ઞાન ગુણમાંથી વૃક્ષ સમાન કેવલજ્ઞાન રૂપ, પર્યાયને ઉત્પન્ન થવામાં આવરણ ભૂત છે.

## દૃષ્ટાંતની મર્યાદા.

જો કોઇ એમ કહે કે– જો કેવલજ્ઞાનાવરણીય ભાવી કેવલજ્ઞાનનુ આવરણ છે તો, સિધ્ધાંતમાં આપેલ સૂર્યના દાખલાનું શુ? તો ઉત્તર એ છે કે–સૂર્ય ઉપર ગમે તેવા મેઘો આવે તો પણ સૂર્યની અમુક પ્રભા રહે છે. તેમ જીવ ઉપર ગમે તેવા જ્ઞાનાવરણીયનુ ગાઢ આવરણીય હોય તો પણ, જ્ઞાનનો અનંતમો ભાગ વિધમાન રહે છે. આ રીતે સિદ્ધાંતમાં સૂર્યના દૃષ્ટાંત અમુક જ્ઞાન પર્યવ

વિદ્યમાન રહે છે, તે બતાવવાના પ્રયોજન પુરતું જ આ વ્યાવહારિક દ્દષ્ટાંત આપેલ છે. પરંતુ જેમ મેઘ પાછળ સૂર્યમાં તેવા જ પ્રકાશની સત્તા છે, તેમ કેવલજ્ઞાનાવરણીય છતાં જીવમાં કેવલજ્ઞાનની સત્તા છે, તે બતાવવા આ દૃષ્ટાંત આપેલ નથી, તેમ બતાવેલ નથી. પ્રયોજન પૂરતા આપેલ દૃષ્ટાંતને તેની મર્યાદામાં જ રાખવા, તેને વધારે લંબાવવા નહી, તેને વધારે લંબાવે તે અધિક પ્રરૂપણા રૂપ અપસિદ્ધાંત દોષ થાય.

## સંયોગથી દ્રવ્યમાં વિકાર.

જો સામોપક્ષ એમ કહે કે–સુવર્ણમાં મળનો સંયોગ થાય તો પણ મળ, મળ જ રહે છે, કાંઇ સુવર્ણ મળ થઇ જતો નથી, એમ જીવ ઉપર કર્મ હોવા છતાં જીવમાંતો શુદ્ધતા જ રહે છે, તેમાં વિકાર કઇ રીતે આવે? તો ઉત્તર એ છે કે–જેમ જળને અગ્નિનો સંયોગ થવા પર અગ્નિ જ ઉષ્ણ રહે છે, અને જલ ઉષ્ણ નથી બનતો એમ નથી. અગ્નિના સંયોગે શીતલ જલ પણ ઉષ્ણ બને છે. જો કે તે ઉષ્ણ કાલે પણ જલમાં અગ્નિ શમનની યોગ્યતા છે, અને અગ્નિ વિયોગ પછી શીતળ થવાની યોગ્યતા છે, પરંતુ અગ્નિ ઉપર ઉકળેલ જલમાં શીતળતા જ હોય છે, અને ઉષ્ણુતા નથી આવતી, એમ નથી. તે જલ પણ દઝાવનાર બને છે, એમ કર્મના સંયોગ પણ

જીવના જ્ઞાન ગુણુની કેવલજ્ઞાન પર્યાય સત્તામાં રહે છે તેમ નથી, પણ તેનો અભાવ રહે છે, સત્તા નથી હોતી.

## અશુદ્ધ, શુદ્ધ બની શકે છે.

જો એમ કહેવામાં આવે કે–આ રીતે દ્રવ્ય જો અશુધ્ધ થઇ જાય તો પછી, દ્રવ્ય શુધ્ધ કેમ બને ? તો ઉત્તર એ છે કે–જે દ્રવ્યમાં શુધ્ધ થવાની યોગ્યતા છે, તે અશુધ્ધ થયેલો અગર અનાદિથી અશુધ્ધ પણ, શુધ્ધ પણે છે, જેમ વસ્ત્ર મળથી અશુધ્ધ=યુક્ત, થયેલો પછી પણ ક્ષાર, જલ આદિથી શુધ્ધ બને છે, તેમ ભવ્ય જીવ અનાદિથી કર્મ મળથી અશુધ્ધ=બધ્ધ હોવા છતાં, પછી ચારિત્ર તપની ક્રિયાથી શુધ્ધ બને છે. અગર અગ્નિના સંયોગથી ઉષ્ણુ થયેલ જલ શીતળ બને છે, તેમ ભવ્ય જીવ કર્મ રહિત નિર્વાણુ પામે છે ધ્ધ બને છે.

## દૃષ્ટાંત પ્રયોજન પૂરતા સત્ય છે.

જો એમ કહેવામાં આવે કે–આ બધા દાખલાઓ પૂરેપૂરા સાચા નથી તો, ઉત્તર એ છે કે–જે દાખલાઓ આપ્યા છે, તે પ્રયોજન પુરતા તો, સાચા અને સાર્થક જ છે. અને તે દષ્ટિ એજ તેઓને મૂલવવા જોઇએ; અને આમ કરવામાં ન આવે તો, સામા પક્ષનો જે

દાખલાઓ છે, તે પણ ક્યાં પૂરેપુરા સાચા ઉતરે છે ? સામા પક્ષના દાખલાઓ તો પ્રયોજન દૃષ્ટિએ પણ=વ્યાવહારિક દૃષ્ટિએ પણ ખોટા છે, અને તે પ્રયોજન પૂરતા બીજાના સત્ય દાખલાઓ ન સ્વીકારે તે તેની રૂચિ છે.

## જીવનું સામાન્ય સ્વરૂપ.

જીવનું સામાન્ય સ્વરૂપ ઉપયોગ છે, જે જે ઉપયોગવાન છે, તે તે જીવ છે. અને જે જે જીવ છે, તે તે ઉપયોગવાન છે. કોઇ ઉપયોગવાન હોય અને જીવ ન હોય, એવી આ જગતમાં વસ્તુ નથી. અને કોઇ જીવ હોય અને ઉપયોગવાન ન હોય, એવો કોઇ જગતમાં જીવ નથી, એટલે ઉપયોગ જીવનુ એવું સ્વરૂપ છે કે–જીવને જાણવામાં અસાધારણ લક્ષણ છે, એટલે કે, ઉપયોગ લક્ષણથી જણાય, અને જીવ ન જણાય એવું બને જ નહીં.

તે ઉપયોગના બે ભેદ છે. (૧) જાણવું (૨) અનુભવવું. (૧) જાણવાના બે ભેદ છે (૧) જ્ઞાન=વિશેષતાને જાણવું તે, અને (૨) દર્શન=સત્તા માત્રને જાણવું તે, (૨) અનુભવના બે ભેદ છે. (૧) સુખાનુભવ=દુઃખના અભાવનો અનુભવ કરવો અને સાતા સુખનો અનુભવ

કરવો તે, તથા (૨) દુઃખાનુભવ=જન્મ મરણાદિ દુઃખ અનુભવવું, અને અતૃપ્તિનું દુઃખ અનુભવવું તે.

એટલે જે સત્તા માત્રનું કે વિશેષતાનું જ્ઞાન કરતો હોય, અને 'હું સુખી [છું' કે 'દુઃખી છું' એવા અનુભવ કરતો હોય તે નિશ્ચય જીવ જ છે, અને નિશ્ચય તેજ જીવ છે. જે જીવ આ રીતે સામાન્ય વિશેષનું અને સુખદુઃખાનુંભવને જાણી લ્યે છે. તે નકકી જીવને ઓળખી લ્યે છે, એમાં સંદેહ નથી.

અમુક જીવો કે–જે સુક્ષ્મ છે, કે નિગોદરૂપ છે, કે અવ્યકત ચેતનાવાળા છે, કે મૂર્ચ્છિત છે, કે સિધ્ધ જીવો જે શરીરાદિ રહિત છે, તેઓને સામાન્ય જીવ પોતાના અલ્પ જ્ઞાનથી જાણી શકે નહીં, તે જીવો તીર્થંકરાદિ ની આજ્ઞા માત્રથીજ માની લેવા યોગ્ય છે, અને બાકી જીવો પોતાના જ્ઞાનથી જાણી શકાય છે.

પોતાના આત્માનું તો પ્રત્યક્ષ જ્ઞાન થાય છે, કેમકે–પોતાના આત્માનુ જ્ઞાન સ્વાનુભવથી જણાય છે, અને બીજાના આત્માઓનું જ્ઞાન ઉપમાન વડે થાય છે, કે જેમ હું જ્ઞાન દર્શન અને સુખ દુઃખના વેદનથી જીવું છું, તેમ બીજા પણ જ્ઞાન દર્શન અને સુખદુઃખાનુભવ વાળા જીવ છે.

અમુક એમ ઇચ્છે છે કે–જેમ ઘડો આંખથી દેખાય છે, એટલે તે સ્પષ્ટ જાણી શકાય છે, તેમ આત્મા પણ આંખથી દેખાય તો, અમે આત્માનો ચોકકસ નિશ્ચય કરી શકીએ. પરંતુ ઘડાની પેઠે આત્મા આંખથી પ્રત્યક્ષ થાય તેમ નથી, કેમકે–વર્ણ તે આંખથી દેખાય છે, અને આત્મા પ્રદેશ પિંડની અપેક્ષાએ વર્ણ રહિત છે. વર્ણવાન નથી. એટલે આત્મા આંખથી દેખી શકાય તેમ નથી, પરંતુ દેખવા કરતાં પણ અનુભવ વધારે સ્પષ્ટ છે. એટલે જોવાથી જે રીતે ઘડાનો નિશ્ચય થાય છે, તે કરતાંય "હું જાણું છું" "હું જોઉં છું" "હું સુખી છું" "હું દુઃખી છું" તેમાં રહેલ હું પણાનો અનુભવથી જીવનો વધારે સ્પષ્ટ નિશ્ચય થાય છે, તેમાં કયાં કશી ઉણપ રહે છે ? અને આમતો ઘડાનો પણ પ્રત્યક્ષ કયાં થાય છે ? ખરેખર તો, ઘડાના વર્ણ ગુણનો પ્રત્યક્ષ થાય છે, અને આપણે ઘડાના વર્ણ ગુણના પ્રત્યક્ષથી ઘડાના અસ્તિત્વનો નિશ્ચય કરીએ છીએ, અને જો ઘડાના વર્ણ ગુણના પ્રત્યક્ષથી આપણે ઘડાને પ્રત્યક્ષ માનીએ તો, જીવના જ્ઞાન ગુણનો આંખ પ્રત્યક્ષથી પણ વધારે અનુભવ પ્રત્યક્ષ હોવા છતાં, જીવને પ્રત્યક્ષ શા માટે ન માનીએ ? ઘડાને આંખથી જોયા પછી પણ ઘડાના જ્ઞાનની બાબતમાં સંદેહ હોઇ શકે, પરંતુ 'હું જીવું છું' મરી ગયો નથી, એમાં કયાં કોઇને સંદેહ થાય છે ? ( ભ્રમિતની વાત જુદી છે) અને જે જીવવાની ક્રિયા

કરે છે,=જાણે જુએ અને સુખદુઃખ અનુભવે છે, એજ તો જીવ છે.

## દ્રવ્ય ક્ષેત્રાદિ દ્વારથી જીવનું સ્વરૂપ.

દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ અને ગુણ વડે પણ જીવનું સ્વરૂપ જાણવામાં આવે છે. (૧) જે પોત પોતાના ગુણ પર્યાયમાં બદલતો રહે, પરિણમતો રહે, તે દ્રવ્ય છે. જીવ પણ પોતાના જ્ઞાન દર્શન ગુણ અને તેની ઉપયોગ પર્યાયમાં પરિણમતો જ રહે છે. સંખ્યાથી જીવ દ્રવ્યો પોતે એક, અને જાતિથી અનંત છે. અને તે સંખ્યા સ્થિર છે, પરંતુ પુદગલ દ્રવ્યની પેઠે વધ ઘટ વાળી નથી. પ્રદેશથી જીવ દ્રવ્ય પોતે લોકાકાશ પ્રદેશ પરિણામ અસંખ્ય પ્રદેશનો પિંડ છે, અને સર્વ જીવોના પ્રદેશો મળીને અનંત છે.

(૨) ક્ષેત્રથી જીવ સામાન્યપણે લોકાકાશમાં જ અવગાહે છે, અલોકાકાશમાં નહીં. લોકાકાશમાં દરેક જીવ વર્તમાન ભવના પોતપોતાના શરીર પ્રમાણે સંકોચ, વિસ્તારથી અવગાહે છે, અને સમુઘાતમાં શરીરથી વધીને યાવત સંપૂર્ણ લોકને પણ અવગાહે છે.

(૩) કાલથી જીવ સામાન્ય સત્તામાત્રથી અનાદિ અનંત છે, અને વિશેષ સત્તાથી દેવ નારકત્વાદિ

વર્તમાનમાં જે છે તે સ્વરૂપે સત છે, અને ભૂત ભવિષ્યના વિશેષ સ્વરૂપે અસત છે.

(૪) ભાવથી જીવ સામાન્ય વિશેષ સ્વરૂપવાળો છે. સામાન્યમાં દરેક જીવ જીવત્વરૂપ સામાન્ય ધર્મવાળો છે. અને વિશેષ સ્વરૂપમાં જીવ સિદ્ધ સંસારી આદિ સ્વરૂપવાળો છે. કર્મનો કર્તા વિકર્તા અને ભોકતા છે. સંસારી અવસ્થામાં ગુરૂ લઘુ છે=રાજા આદિ પણે મોટો હોય તો, બીજા પ્રજા આદિ નાના ઉપર અસર કરનારો છે, અને સેવકાદિપણે નાનો હોય તો, સ્વામી આદિ બીજાથી પ્રભાવિત થનારો છે. તથા સિદ્ધ અવસ્થામાં અગુરૂલઘુ છે=સ્વામી, સેવક, રાજા, રંક આદિ નાના મોટાપણાથી અને તેની અસરથી રહિત છે.

(૫) ગુણથી જીવ સામાન્ય પણે ઉપયોગવાળો છે, અને વિશેષ રૂપે વીર્ય આદિ ગુણવાળો છે=જ્યાં લગી સુખ પ્રાપ્ત ન થાય ત્યાં લગી પુરૂષાર્થ કરવો, અને જ્યારે સુખ પ્રાપ્ત થાય ત્યારે પરિશ્રમ રહિત માત્ર શાંતિથી સુખનો ઉપભોગ કરવો, ઇત્યાદિ.

**જીવના દ્રવ્યત્વ આદિ.**

પદાર્થના આ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ, અને ગુણ

તથા તે વડે જ્ઞેયપણાને ક્રમથી દ્રવ્યત્વ, અવગાહત્વ, અસ્તિત્વ, અગુરૂલઘુત્વ; વસ્તુત્વ, અને પ્રમેયત્વ કહે છે. દ્રવ્યત્વથી પદાર્થના નિત્યત્વ, અનિત્યત્વનું=પરિણમન-શીલતાનું જ્ઞાન થાય છે. અવગાહત્વથી વ્યાપ્ય, વ્યાપક-પણાનું જ્ઞાન થાય છે. કાલત્વથી સત, અસતનું જ્ઞાન થાય છે. ગુણથી અર્થ ક્રિયા કારિત્વ, અકારિત્વનું જ્ઞાન થાય છે. અને જ્ઞેયપણાથી, પ્રેમયા પ્રેમયત્વનું જ્ઞાન થાય છે. કેવલીને સર્વ પ્રમેય છે, છદમસ્થને સર્વ પ્રમેય નથી.

## દ્રવ્યત્વ આદિમાં સામાપક્ષની ભૂલ.

સામો પક્ષ (૧) દ્રવ્યને નિત્ય=અવિકારી માને છે, તેથી તેમનું જીવ દ્રવ્યના દ્રવ્યત્વ સ્વરૂપનું જ્ઞાન અસત્ય છે.

(૨) વળી આત્માને સ્વમાંજ પ્રતિષ્ઠિત માને છે, તેથી અવગાહત્વનું જ્ઞાન અસત્ય છે.

(૩) વળી અભવ્યમાં પણ સત્તામાં કેવલજ્ઞાનાદિ માને છે, તેથી અસ્તિત્વ, નાસ્તિત્વનુ જ્ઞાન અસત્ય છે.

(૪) વળી કોઇ દ્રવ્ય બીજા દ્રવ્ય ઉપર અસર કરતું જ

નથી, તેમ માનવાથી તેમનું અગુરૂલઘુત્વ-ગુરૂ-લઘુત્વનુ જ્ઞાન અસત્ય છે.

(૫) વળી જીવને મન વચન કાયાની ક્રિયા નહી માનવાથી, અર્થ ક્રિયાકારિત્વ, અકારિત્વનું જ્ઞાન અસત્ય છે. તથા એક આત્મા જાણતાં બધું જણાઇજ જાય એમ માને છે, તેથી પ્રમેયા પ્રમેયત્વનુ જ્ઞાન અસત્ય બને છે.

## ભવ્ય જીવનું સાધ્ય સ્વરૂપ.

ભવ્યને જીવનુ જે શુદ્ધ સ્વરૂપ પામવું છે, તે સ્વરૂપ આઠ કર્મનો ક્ષય, આઠ કર્મના ઉદયથી થનારા, જન્મ મરણ દુઃખ આદિનો ક્ષય, તથા ચારઘાતિ કર્મના ક્ષયથી થનારા, નવ ભાવોમાંથી કેવલજ્ઞાન, કેવલદર્શન અને ક્ષાયિક સમ્યકત્વ, એ ત્રણ સિવાય ક્ષાયિક ચારિત્ર, દાન, લાભ, ભોગ, ઉપભોગ તથા વીર્ય એ છ (૬)નો અભાવ તે જીવનુ સ્વરૂપ છે.

ભવ્યને આ સ્વરૂપ પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી આ સ્વરૂપ તે માટે સાધ્ય સ્વરૂપ છે, અને પ્રાપ્ત થયા પછી સિદ્ધ સ્વરૂપ છે. ભવ્ય જીવને આ સ્વરૂપ હમણાં અસત છે,=પ્રધ્વંસા ભાવરૂપ છે, અને ભવિષ્ય કાલે સત થશે=સદ્ભાવ રૂપ થશે.

જીવને ચાર અઘાતિ કર્મના ક્ષયથી ચાર ભાવોનો અભાવ જ થાય છે, વેદનીયના ક્ષયથી વેદનાનો ક્ષય, આયુના ક્ષયથી જન્મ મરણનો ક્ષય, નામ કર્મના ક્ષયથી ચાર ગતિ આદિનો ક્ષય, અને ગોત્ર કર્મના ક્ષયથી ઉચ્ચ નીચ આદિ પરની અસરનો ક્ષય થાય છે. જેને અનુક્રમે (૧) અવ્યાબાધત્વ (૨) અક્ષય સ્થિતિત્વ (૩) અમૂર્તિત્વ તથા (૪) અગુરૂલઘુત્વ કહેવામાં આવે છે. આ ચાર કર્મના ક્ષયથી કોઇ નવા ભાવનું ઉત્પન્ન થવા પણું નથી.

ક્ષાયિક ભાવોમાં ચારિત્ર અને વીર્યાદિ, સિધ્ધત્વ પ્રાપ્ત કરવા માત્ર માટે પ્રયોજન ભૂત હોઇ, સિધ્ધત્વ પ્રાપ્ત થતાં તેમનો પણ અભાવ થાય છે. સિવાય ચારિત્ર અને વીર્ય માટે સંહનન નિયમથી સહચર છે, અને સંહનન સિદ્ધોને નથી, માટે પણ સિધ્ધમાં ચારિત્ર, વીર્ય નથી.

**સાધ્ય સ્વરૂપમાં સામાપક્ષની ભૂલ.**

સામો પક્ષ ભવ્ય જીવ માટે સાધ્ય સ્વરૂપ વર્તમાનમાં અસત છે, તેને વર્તમાનમાં સત તરીકે માને છે, તે તેની ભૂલ છે. જન્મ મરણાદિ ભાવો જડમાં છે, જીવ તો નિત્ય જ છે. નરકત્વ આદિ ભાવો પરભાવ છે. જીવ

ભાવ નથી. જીવ ઉપર બીજા કોઈની અસર થતી નથી, એમ સામો પક્ષ માને છે.

પરંતુ તે બાબતો ક્રમથી આયુષ્યાદિના કર્મના ક્ષયથી જ આવે છે. તે પહેલા આજે ભવ્યમાં તે ભાવો સત તરીકે નથી. જીવ જ્ઞાનનો પિંડ છે, એમ સામો પક્ષ માને છે, પરંતુ તે સ્વરૂપ જ્ઞાનાવરણીય કર્મના ક્ષય પછીજ જીવમાં આવે છે, આજે જીવ જ્ઞાનનો પિંડ નથી, આજે તેમાં અજ્ઞાન પણ છે, સિધ્ધમાં ચારિત્ર અને વીર્ય છે, એમ સામો પક્ષ માને છે, તે પણ ભૂલ છે, તે બાબતો ભવ્યત્વ દશામાંજ છે, સિધ્ધ દશામાં ચારિત્ર, વીર્ય નથી.

## જીવનું સાધના સ્વરૂપ.

ભવ્ય જીવને મોક્ષ સિધ્ધ કરવા માટે જીવનું જે સ્વરૂપ પામવું છે, તેમાં (૧) સમ્યગ જ્ઞાન, (૨) સમ્યગ દર્શન (૩) સમ્યગ ચારિત્ર (૪) સમ્યક તપ (૫) સમ્યગ-વીર્ય અને (૬) સમ્યગ ઉપયોગ, એ છ બાબતો આવે છે. આમાંથી ચારિત્રને દેશ થકી સ્વીકારતાં ભવ્ય જીવ શ્રાવક બને છે, અને સર્વ થકી સ્વીકારતા સાધુ બને છે. 'છકાય જીવની સંપૂર્ણ અહિંસાથી શાશ્વત સુખ' એવું જ્ઞાન તેજ સમ્યગજ્ઞાન, સંપૂર્ણ અહિંસા અને શાશ્વત

સુખની રૂચિ એજ સમ્યગ દર્શન, અહિંસાનું પાલન એજ સમ્યક ચારિત્ર, હિંસાનું પ્રાયશ્ચિત એજ સમ્યક તપ, અહિંસા માટે જ મન–વચન કાયાનો પુરૂષાર્થ એજ સમ્યક વીર્ય, અને સંપૂર્ણ અહિંસા તથા શાશ્વત સુખમાંજ સાધ્ય દૃષ્ટિ એજ સમ્યગ ઉપયોગ છે. અહીં અહિંસા અને મોક્ષની મુખ્યતાની અપેક્ષાએજ 'જ' કાર સમજવું. ગૌણતામાં તો, દેવગુરૂ તથા સત્યાદિ ધર્મ આદિ સર્વનો આમાં સમાવેશ થાય છે

## સાધના સ્વરૂપમાં સામા પક્ષની ભૂલ.

ભવ્ય જીવ માટે જે અહિંસા ધર્મ અને જન્મ મરણ દુઃખથી મુક્તિ પ્રધાન છે, તેમાં સામો પક્ષ અહિંસાના યત્નને જડ ક્રિયા ગણે છે, અને જન્મ–મરણ તે દુઃખને સ્થાને અજ્ઞાનને જ દુઃખ ગણે છે, તે સામાપક્ષની ભૂલ છે, જ્યાં લગી આ ભૂલ ન સુધરે ત્યાં સુધી જ્ઞાનાદિ એકેય સમ્યગ બનતા નથી. અને જ્ઞાનાદિ સમ્યગ થયા વિના મોક્ષની પ્રાપ્તિ થતી નથી. મોક્ષની પ્રાપ્તિ થવા માટે અહિંસા જન્મ મરણ દુઃખ મુક્તિને લગતા જ્ઞાનાદિ છ એ બાબત સમ્યક બનવી અનિવાર્ય પણે આવશ્યક છે.

## સિદ્ધ ભગવાન ચારિત્રાતીત છે. ૮-૫

છ કાય જીવની અસાતા ટાળવાના અર્થે પોતાને કર્મ બંધ ન થાય તે અર્થે, અને ભવિષ્યમાં પોતે ચાર-ગતિ દુઃખ ન પામે તે અર્થે, હિંસાદિ પાંચ આશ્રવ, ચારકષાય અને રાગદ્વેષ ઇત્યાદિ ૧૮ પાપમાં જતા, મન વચન કાયાના અશુભયોગને પ્રત્યાખ્યાન પૂર્વક નિરોધ કરવામાં પ્રવર્તમાન આત્મ પરિણામ તે ચારિત્ર છે. મોક્ષ-માર્ગમાં તેની જ ચારિત્ર સંજ્ઞા છે, તે ચારિત્ર સામાયિક યાવત યથાખ્યાત એમ પાંચ જાતનું છે, તે ચારિત્ર સિદ્ધ ભગવાનમાં નથી, કેમકે છકાય જીવોને સિધ્ધ થકી કોઇ-પણ જાતની અસાતા થવાની કોઇ શકયતા નથી, સિધ્ધને કર્મ બંધ નથી, સિધ્ધને ચાર ગતિ છે નહી, અને સિધ્ધને યોગ પણ છે નહી. એટલે સિધ્ધ ભગવાનને તે જાતનો કોઇ આત્મ પરિણામ નથી, એટલે સિધ્ધ ભગવાનને ચારિત્ર નથી.

સામોપક્ષ સિધ્ધમાં સ્વરૂપ રમણ ચારિત્ર કહે છે, પરંતુ તે માન્યતા બરાબર નથી. સિદ્ધમાં બે ભાવ છે. (૧) ક્ષાયિક અને (૨) પારિણામિક, પારિણામિક ભાવમાં સિધ્ધને સિધ્ધત્વ અને જીવત્વ વર્તે છે, પરંતુ તેમાં રમણતા ચારિત્ર નથી. ક્ષાયિક ભાવમાં કેવલજ્ઞાન કેવલ-દર્શન અને ક્ષાયિક સમ્યકત્વ છે, તેમાં તે કેવલ-જ્ઞાનોપયોગ આદિ પણે રમણ કરે છે, પરંતુ તે પણ ચારિત્ર નથી, અને ચારિત્ર મોહનીયના ક્ષયને લગતુ

ભાવ તે ચારિત્ર છે, પરંતુ તેનો સિદ્ધ થવાના અનંતર પૂર્વ સમયે જીવમાંથી અભાવ થાય છે, એટલે સિદ્ધમાં ચારિત્ર નથી, અને સિધ્ધને જે અવ્યાબાધ પણું ઇત્યાદિ છે, તે જન્મ જરા મરણાદિના અભાવ રૂપે છે, અસ્તિ રૂપે નથી, એટલે તેને લગતું પણ ચારિત્ર સંભવ નથી, તો સિદ્ધમાં હોય જ ક્યાંથી ? આમ સિધ્ધ ભગવાન ચારિત્રાતીત છે, ચારિત્રવાન નથી.

## સિદ્ધ ભગવાન વીર્યાતીત છે.

છ કાય જીવોની અસાતા રોકવા, પાપકર્મના બંધનથી બચવા, ચારગતિથી ટળવા, ૧૮ પાપમાં જતા યોગને અટકાવવાનો પુરૂષાર્થ, તેમજ પૂર્વ કર્મોને તોડવા, તપ, સમુધ્ધાત, કાયોત્સર્ગ, અપૂર્વ કરણ, શૈલશી કરણ ઇત્યાદિ, કરવું તે પંડિત વીર્ય છે, સિધ્ધ ભગવાનને ઉપલી કોઇ બાબતો નથી માટે, સિધ્ધ ભગવાનમાં વીર્ય નથી.

કેટલાક સિધ્ધ ભગવાનના સ્વરૂપ રમણમાં નિરંતર પુરૂષાર્થને વીર્ય કહે છે, પરંતુ સિધ્ધ ભગવાનમાં ક્ષાયિક ભાવ અને પારિણામિક ભાવ એ બે જ ભાવ છે. તેમાં અંતરાય કર્મના ક્ષયથી લગતું, અને નામ કર્મના સંહનન કર્મના યોગે મળતો ભાવ તે વીર્ય છે, અને તે વીર્ય ભવસ્થપણાના છેલ્લે સમયે અભાવ પામે છે, માટે સિદ્ધમાં વીર્ય નથી.

કોઇ એમ તર્ક કરે છે કે-વીર્ય ન હોય તો સિધ્ધ ભગવાન સ્વરૂપમાં રમણુ કેમ કરે ? કોના આધારે કરે? તેનો ઉત્તર એ છે કે-સ્વરૂપ રમણુમાં વીર્ય જોઇએ જ એવો નિયમ નથી. જેમ કે ધર્માસ્તિકાયાદિ પોતાના અનંત ગુણ પર્યાયોને ધારે છે, તેમાં તેમને કયાં વીર્ય ગુણ છે ? જેમ તે વીર્ય ગુણ વિના અનંત ગુણ પર્યાય ધારે છે, અને તેમાં પરિણમે છે, તેમ સિધ્ધ ભગવાન પણ વીર્ય વિનાજ, પોતાના કેવલજ્ઞાન દર્શન અને સમ્યક્ત્વ ને ધારે છે, અને તેમાં પરિણમે છે, તેમાં વીર્યની જરૂર નથી.

ચારિત્ર અને વીર્ય તો સિધ્ધત્વ પ્રાપ્ત કરવાના સાધન છે, તે સિધ્ધત્વ પ્રાપ્ત થવાના પૂર્વે સુધીજ હોય, પછી ન હોય. કેમકે સાધનની, સાધ્યની સિધ્ધિ સુધી જ જરૂર હોય, તે પછી તે નિરર્થક છે. વળી ચારિત્ર અને વીર્ય તો પરિણામે જ સુખ રૂપ છે, પોતે સુખ રૂપ નથી, ઔષધ પરિણામે સુખ રૂપ હોય, અને પોતે કડવી અનિષ્ટ હોય તેમ. અને જો સિધ્ધત્વમાં પણ તે ચાલુ રહે તો, સિધ્ધ પણ શાંતિ વિનાના અને દુઃખાત્મક થઇ જાય, માટે સિધ્ધમાં ચારિત્ર અને વીર્ય નથી, સિધ્ધ તો પરમ શાંતિ અને પરમ સુખ રૂપ છે.

—oo—

## પ્રશ્નોત્તર નવમો

પ્રશ્ન ૯ મો.

સોનગઢના સ્થાપનારે પૂર્વે ખુબ દ્રવ્ય ક્રિયા કરી, તેથી તેને દ્રવ્ય કરણી તરફ અભાવ થયો છે, અને એકાંત ભાવને જ પ્રાધાન્ય પદ આપે છે.

જ્યારે બીજી બાજુ સ્થાનકવાસીઓ ફક્ત દ્રવ્ય કરણી જ કરે છે, અને ભાવ તરફ સૂગ આવે છે.

આ બન્ને એકાંત છે, તો દ્રવ્ય અને ભાવનો સુમેળ કરી આત્માની ઉન્નતિ શી રીતે સાધી શકાય, તેનું ટુંકમાં વર્ણન.

ઉત્તર નવમો.

સોનગઢ સ્થાપકે કઇ દ્રવ્ય ક્રિયા કરી ?

મેળાપ ચાહનાર માને છે કે–સોનગઢ સ્થાપનારે

પૂર્વે જે ક્રિયા કરી હતી, તે માત્ર દ્રવ્ય ક્રિયા હતી, તે માન્યતા સ્પષ્ટ નથી.

દ્રવ્ય ક્રિયા, વર્તમાનમાં ભાવપૂર્વકની બાહ્ય ક્રિયાને અગર ભવિષ્યમાં ભાવ ઉત્પન્ન કરશે એવી ક્રિયાને, અગર પૂર્વાપર વિરોધવાળી ક્રિયાને, અગર ભાવ વિનાની ક્રિયાને, અગર અન્યમતની ક્રિયાને, અગર લૌકિક ક્રિયાને દ્રવ્ય ક્રિયા કહી છે.

સોનગઢ સ્થાપનારે પૂર્વે કઇ દ્રવ્ય ક્રિયા કરી હતી? મેલાપ ચાહનાર આમાં શું માને છે ?

## ભાવવાળી દ્રવ્ય ક્રિયા કરી ?

જે ભવ્ય જીવને છકાય જીવની હિંસા અગર તેના મૃતદેહથી મળતા, દેવાદિકના સર્વ સાતા સુખથી નિર્વેદ ઉત્પન્ન થયો છે, અને તેના પરિણામે થતાં સ્વ-પરના નરકાદિના અનંત દુઃખથી જેને ઉદ્વેગ ઉત્પન્ન થયો છે, જે હવે સંવર નિર્જરા કરી એક માત્ર મોક્ષને જ ઇચ્છે છે, તેવા જીવના છકાય જીવની હિંસા અગર, તેના સચિત-અચિત, મૃત પુદગલોના પરિગ્રહમાં જતાં યોગોને નિરોધવામાં, પ્રવર્તમાન આત્મ પરિણામ તે ભાવ ક્રિયા છે. અને યોગ નિરોધમાં પ્રવર્તમાન વીર્ય પરિણામ તથા, યોગ નિરોધ તે દ્રવ્ય ક્રિયા છે.

આમાંની ભાવ ક્રિયા જયાં હોય ત્યાં દ્રવ્ય ક્રિયા હોય જ છે. ભાવક્રિયા હોય અને દ્રવ્ય ક્રિયા ન હોય તેમ બને જ નહી. ભાવમાં તો સંપૂર્ણ અહિંસા અને અપરિગ્રહ જ હોય જ છે, બાહ્યમાં તે સંપૂર્ણ શકય નથી, પરંતુ તે માટેનો પોતાનો શકય સંપૂર્ણ પ્રયત્ન હોય જ, ભાવ હોય અને બાહ્યમાં કોઇ પ્રયત્ન ન હોય તેમ નહી જ બને.

મેલાપ ચાહનાર શું આવી ભાવ ક્રિયા યુકત, દ્રવ્ય ક્રિયાની અપેક્ષાએ સોનગઢ સ્થાપનારે પૂર્વે દ્રવ્ય ક્રિયા ખુબ કરી, એમ કહેવા ઇચ્છે છે ? એમ તો મેલાપ ચાહનાર ન ઇચ્છે. કેમકે–તે ભાવ અને દ્રવ્ય બન્ને ક્રિયાઓના સુમેળને ઇચ્છે છે.

વળી ભાવ યુકત દ્રવ્ય ક્રિયા કરનારને ભાષા વ્યવહારમાં ભાવ ક્રિયા કરનાર કહેવાય છે, દ્રવ્ય ક્રિયા કરનાર કહેવાય નહી, માટે પણ દ્રવ્ય ક્રિયાથી મેળાપ ચાહનારનો આવો ભાવ ન હોય.

વળી આવી દ્રવ્ય ક્રિયા તો ઉપાદેય જ છે, અભાવ આણવા જેવી નથી, માટે પણ આવી દ્રવ્ય ક્રિયાથી મેળાપ ચાહનારનો ભાવ ન જ હોય.

## ભવ્ય દ્રવ્ય ક્રિયા કરી ?

તો મેળાપ ચાહનાર શું માને છે ? સોનગઢ સ્થાપનારે ભવિષ્યમાં ભાવ ક્રિયા ઉત્પન્ન થાય, ટકે અને વધે, એવી ભવ્ય દ્રવ્ય ક્રિયા કરી હતી ?

ભગવંતે જે દ્રવ્ય ક્રિયા કહી છે, તે ક્રિયા કરતા ભાવ આવે જ. અને તે દ્રવ્ય ક્રિયા કરે તો જ ભાવ આવે, એવું જો કે એકાંત નથી. છતાં આ ચોકકસ છે. કે–જેટલા જીવો ભાવ ક્રિયા પામ્યા છે, તેમાં અસંખ્ય ગુણ જીવો, એટલે કે ૯૯ ટકાથીપણ વધારે જીવો દ્રવ્ય ક્રિયા કરીને જ ભાવ ક્રિયા પામ્યા છે. અને અસંખ્ય ભાગ જીવો, એટલે કે ૧ ટકાથી પણ ઘણા જ ઓછા જીવો જ પૂર્વે દ્રવ્ય ક્રિયા વિના ભાવ ક્રિયા પામ્યા છે.

જો સોનગઢ સ્થાપનારે પૂર્વે આવી દ્રવ્ય ક્રિયા કરી હોય, અને છતાં ભાવ ક્રિયા આવી ન હોય તો, તેમાં દ્રવ્ય ક્રિયા કરી તેમાં ખોટું શું થયું ? વ્યવહારમાં તો માર્ગ તે જ છે. અને એમ કરતાં પણ પાપથી તો બચ્યા જ છે ને ? ક્યાં તેમ કરતા કાંઇ પાપ થઇ જાય છે ?

વળી એવી દ્રવ્ય ક્રિયા કરવા છતાં જો, ભાવ ક્રિયા

આવી ન હોય તો, ભાવ ક્રિયા માટે પ્રયત્નની જરૂર છે. દ્રવ્ય ક્રિયા તેના કારણે છોડાય નહી, તે પ્રત્યે અભાવ લેવાય નહીં, જો કોઇ જીવ આવી ભવ્ય ક્રિયા છોડી, ભાવ ક્રિયા લેવા જાય તો, તેમ તેને ભાવ ક્રિયા મળશે જ, તેમ નક્કી ન હોવાથી તે નિશ્ચય નયથી પણ વિરૂદ્ધ છે, અને વ્યવહાર નયથી તો વિરૂદ્ધ છે જ. કેમકે તેમ કરવા જતાં બીજા અનેક ભવ્ય જીવોને ભાવ ક્રિયા પ્રાપ્ત થવાના પ્રયોજન ભૂત માર્ગનો ઉચ્છેદ થાય.

## અસમ્યગ દ્રવ્ય ક્રિયા કરી હતી ?

અથવા શું પૂર્વાપર વિરોધવાળી ક્રિયાની અપેક્ષા વાળી દ્રવ્ય ક્રિયા કરી હતી, એમ મેલાપ ચાહનાર માને છે ? દા. ત. સામાયિકની પ્રતિજ્ઞામાં ૧૮ પાપના બે કરણ ત્રણ યોગથી પ્રત્યાખ્યાન કર્યા અને પછી, જો મન વચન કાયાના દુષ્ટ યોગ પ્રવર્તાવે, કે હું સામાયિકમાં છું એની પણ સ્મૃતિ ન રહે, અગર તો સામાયિકની વિધિ ન સાચવે તો, તે પ્રતિજ્ઞા અને તેના પાલનમાં વિરોધ છે, એવી ક્રિયા દ્રવ્ય ક્રિયા કહેવાય. સાધુની અપેક્ષાએ સંયમ લ્યે, અને પછી અસંયમ કરતો થાય, વૈર અને મૂર્છા આદિ વધારે તો તે દ્રવ્ય ક્રિયા છે. શું આવી દ્રવ્ય ક્રિયા સોનગઢ સ્થાપનારે કરી હતી ? મેળાપ ચાહનારના ભાવ એવી ક્રિયાથી પણ ન જ હોય. કેમકે

એવી દ્રવ્ય ક્રિયાનો મેળાપ તે કરવા ઇચ્છે નહી.

**ભાવ વિનાની દ્રવ્ય ક્રિયા કરી હતી ?**

એવી જ રીતે ભાવ વિનાની દ્રવ્ય ક્રિયા, જેમકે અભવી કરે છે, કે જેના હૃદયમાં મોક્ષની ઇચ્છા નથી, સાતાદિ રૂચી પ્રત્યે વિરક્તિ નથી, અને તેથી જેમાં છકાય જીવની પૂર્ણ અનુકંપા નથી, જે દેવલોકાદિ સુખ માત્ર માટે શુભ યોગ આચરે છે, જેમકે દાસી શેઠાણીના પુત્રની માતૃત્વવાળી લાગણીથી, લાલન પાલન નથી કરતી પણ દાસીત્વ ભાવથી તે ક્રિયા કરે છે. એવી ક્રિયાથી શું મેલાપકારનો ભાવ વર્તે છે ? તેવો ભાવ પણ ન હોય, કેમકે તેવી અભવ્યની ક્રિયાનો મેળ કરાવવો ઇષ્ટ નથી. અગર તો એવી દ્રવ્ય ક્રિયામાં પણ ભાવનો ઉમેરો કરવાની જ જરૂર છે, પરંતુ તે દ્રવ્ય ક્રિયાનો અભાવ આણવાની શી જરૂર ?

અન્ય મતની ક્રિયા અગર લૌકિક એવી દ્રવ્ય ક્રિયાથી પણ મેળાપ ચાહનારનું પ્રયોજન હોય જ નહીં. કેમકે સોનગઢ સ્થાપનારે વિવક્ષિત કાલમાં એવી કોઇ ક્રિયા કરી નહોતી.

**સમજુ, તેને દ્રવ્ય ક્રિયા કહે નહી.**

વાસ્તવમાં તો મોક્ષાદિ એકાંત પવિત્ર ભાવથી, અશુભયોગને નિરોધવામાં પ્રવર્તમાન આત્મ પરિણમન રૂપ જે ભાવ ક્રિયા છે, અને યથાસંભવ જીવ રક્ષાદિના પ્રયત્નરૂપ જે દ્રવ્વ ક્રિયા છે, તેમાં સામો પક્ષ જીવ દયાદિ માટેના પુરૂષાર્થ પરિણામને તો દ્રવ્ય ક્રિયા કહેજ છે, વળી જીવ દયા આદિના આત્મ પરિણામ રૂપ ભાવ ક્રિયાને પણ સામો પક્ષ દ્રવ્ય ક્રિયા જ કહે છે. એટલે તે પોતાની પાળેલી ક્રિયાને પોતાની માન્યતા પ્રમાણે દ્રવ્ય ક્રિયા કહે. પરંતુ મેળાપ ચાહનાર આ તત્વ સમજ્યા પછી, સોનગઢ સ્થાપનારે દ્રવ્ય ક્રિયા જ કરી હતી, એમ કહી શકે નહીં.

## દ્રવ્ય ક્રિયા કરવાથી અભાવ આવતો નથી.

વળી સોનગઢ સ્થાપનારને દ્રવ્ય ક્રિયા કરી હતી, માટે દ્રવ્ય ક્રિયાથી અભાવ આવ્યો છે, તે માન્યતા પણ બરાબર નથી. વાસ્તવમાં તો તેને ભાવ ક્રિયા પ્રત્યેની દૃષ્ટિ, રૂચિ જ બદલાઇ ગઇ છે, માટે તેને આ ક્રિયા ઉપરથી અભાવ આવ્યો છે. જો દ્રવ્ય ક્રિયા હતી માટે અભાવ આવ્યો હોય, તો તેવી ક્રિયા કરનાર ઘણા હતા, બધાનેજ અભાવ કેમ ન આવ્યો? અમુક નેજ અભાવ કેમ આવ્યો? ઘણાને તે ક્રિયા પ્રત્યે કેમ રૂચિ આદર છે? તેમની કેમ

રૂચિ ગઇ નહી ? એટલે તે દ્રવ્ય ક્રિયા હતી માટે અભાવ આવ્યો, તે બાબત સંગત નથી.

## સામોપક્ષ ભાવ ક્રિયા માનતો નથી.

સામોપક્ષ ભાવ ક્રિયાને માને છે, તે માન્યતા બરાબર નથી. સામોપક્ષ એમ માને છે કે—આત્મા માત્ર જ્ઞાતા દૃષ્ટા જ છે, દ્રવ્ય ગુણ પર્યાયનું જ્ઞાન એજ સમ્યગ જ્ઞાન છે, દ્રવ્ય ગુણ પર્યાયમાંથી દ્રવ્ય ગુણ તરફ દૃષ્ટિ રાખવી, એજ સમ્યકત્વ છે. અને જ્ઞાતા દૃષ્ટા પણામાં રમણ કરવું એજ ધર્મ છે=ચારિત્ર છે=ભાવ ક્રિયા છે=જ્ઞાનની ક્રિયા છે, અને એ સ્વરૂપ રમણતા જ પરમસુખ છે. પરંતુ સામાપક્ષની એ અને એવી માન્યતાઓ બરાબર નથી. એ વસ્તુ પૂર્વના ઉત્તરોમાં જણાવવામાં આવી જ છે.

## સ્વરૂપના અજ્ઞાનમાં ભાવ ક્રિયા સંભવ નથી,

જે જીવો માત્ર જ્ઞાતા દૃષ્ટા જ છે, તે વર્તમાનમાં સિદ્ધ છે' એટલે તેમને ઉપદેશની જરૂર નથી. અને જેમને ઉપદેશની જરૂર છે, તે વર્તમાનમાં માત્ર જ્ઞાતા દૃષ્ટા જ નથી, પરંતુ કર્તા

**પણ છે. મન વચન કાયાના યોગ તે જીવની ક્રિયા છે, અને જીવ તે ક્રિયાનો કર્તા છે.**

આ રીતે જીવ કર્તા હોવા છતાં તે અકર્તા છે, માત્ર જ્ઞાતા દૃષ્ટા જ છે, એમ સામોપક્ષ સમજાવે છે. તેથી શ્રોતા, આત્માનું=પોતાના વર્તમાન સ્વરૂપનુ ખરૂં જ્ઞાન પામતો નથી, અને જે પામેલા છે, તેમાંથી પણ અમુક આત્માના=પોતાના વર્તમાન સ્વરૂપના ખરા જ્ઞાનથી ભ્રષ્ટ થાય છે. અને જેમને આત્માનુ=પોતાના સ્વરૂપનું જ ખરૂં જ્ઞાન નથી, તે સાચી ભાવ ક્રિયા માને છે, એમ કેમ માની શકાય ?

**દ્રવ્યાનું યોગના મિથ્યાજ્ઞાનમાં ભાવ ક્રિયા સંભવે નહીં.**

જે જીવો બીજા જીવો ઉપર અસર કર્તા નથી, અને બીજા જીવોની જે ઉપર અસર થતી નથી, તે જીવો તો સિદ્ધ છે. અને જેમને ઉપદેશની જરૂર છે, તે જીવો એક બીજા ઉપર અસર કરે છે, એક બીજાને મારે છે= તેની જીવ કાયા જુદી કરે છે. અને બીજો મરે છે,=જીવ-કાયા જુદા થાય છે. એક બીજાને અસાતા, બંધન, લઘુતા, આદિ આપે છે, અને બીજો પામે છે, અને પરિણામે કર્મ બંધ કરી અનંત દુઃખાનુબંધ પામે છે.

આમ અવિરત જીવ પરસ્પર હિંસક-હિંસ્ય કર્મ પરવશ આદિ હોવા છતાં. કોઇ એક વસ્તુ બીજા ઉપર કાંઇજ કરી શકતી નથી, એવુ સામો પક્ષ દ્રવ્ય ગુણ પર્યાયના જ્ઞાનના નામે સિખડાવે છે, તે દ્રવ્ય ગુણ પર્યાયનું ખરૂં જ્ઞાન નથી, પરંતુ તે દ્રવ્ય ગુણ પર્યાયનુ જ્ઞાનાભાસ છે. આમ જેમને દ્રવ્ય ગુણ પર્યાયનુ ખરૂં જ્ઞાન નથી, તે સાચી ભાવ ક્રિયા કઇ રીતે માની શકે ?

## પર્યાય દૃષ્ટિ વિના ભાવ ક્રિયા સંભવે નહી.

જે જીવોને વિકારની જરૂર નથી=ફેરફારની જરૂર નથી, તે જીવો સિદ્ધ છે. અને જે ભવ્યોને ઉપદેશ આપવો છે, તેમને વિકારની=સંસારીથી સિદ્ધ થવા રૂપ ફેરફારની નક્કી જરૂરીયાત છે.

જગતના સર્વોત્તમ શુભ વિકાર માટે=સંસારીથી સિદ્ધ થવા રૂપ ફેરફાર માટે, દ્રવ્ય દૃષ્ટિ ઉપરાંત પર્યાય દૃષ્ટિની ખાસ જરૂર છે. સંસારી પર્યાય નષ્ટ થઇ સિદ્ધ પર્યાય કેમ ઉત્પન્ન થાય, તે માટે સિદ્ધત્વ પ્રાપ્તિમાં અનુકૂલ-પ્રતિકૂલ વર્તમાનની દરેકે દરેક પર્યાય ઉપર પૂરતા લક્ષની જરૂર છે. પરંતુ સામો પક્ષ વિકારને હેય, અને પર્યાય દૃષ્ટિને મિથ્યા દૃષ્ટિ ગણે છે. અને જ્યાં આ રીતે દૃષ્ટિમાં શ્રદ્ધા, પ્રીતિ, પ્રતીતિ, રૂચિમાંજ

અન્યથાપણું હોય, ત્યાં સાચી ભાવ ક્રિયાનું માન કઇ રીતે સંભવે ?

## ચરણાનુયોગની શ્રદ્ધા વિના ભાવ ક્રિયા ન સંભવે.

કોઇ વસ્તુ કોઇ બીજી વસ્તુ ઉપર બધું જ કરી શકે તેમ નથી, પણ કોઇ વસ્તુ કોઇ બીજી વસ્તુ ઉપર કાંઇ જ ન કરી શકે, એમ પણ નથી. અમુક મર્યાદામાં અમૂક વસ્તુ બીજી વસ્તુ ઉપર અસર કરી શકે છે, અને તેની લાંબા ગાળા સુધી પણ અસર રહે છે, તેમ માની જેમાં હિંસા–અહિંસા, સંયમ–અસયંમ, તપ–ભોગ આદિ, ભેદ–પ્રભેદ પાડીને, હિંસા અસંયમ તથા ભોગનો નિષેધ કર્યો છે, તથા અહિંસા સંયમ તપની વિધિ બતાવી છે, આજ્ઞા કરી છે, તેના સારા માઠાં ફળ બતાવ્યા છે. અને અહિંસા સંયમ તપ કરી જીવ શાશ્વત સુખ પામે તેનો આશીર્વાદ આપ્યો છે, તે ચરણ કરણાનું યોગ છે, તે ચરણ કરણાનુ યોગ સત્યાર્થ છે, અને તે પ્રમાણે એકાંત મોક્ષના અર્થે અહિંસા=છકાય જીવની દરેક જાતની હિંસાથી વિરમવું, સંયમ=કોઇ આપણને હણે તો ખમી લેવું. અને તપ=પૂર્વે જે જીવોને હણ્યા છે, તેના પ્રાયશ્ચિત માટે અનશનાદિ કરી વેદના ખમવી, તેમાં પ્રવર્તમાન આત્મ પરિણામ તે ભાવ ક્રિયા છે.

જેમનો દ્રવ્યાનુયોગ મૂલમાં ભૂલવાળો છે, તે આધારે જે ચરણ કરણાનુ યોગને પણ અસત્યાર્થ માને છે, જે અહિંસા સંયમ તપ રૂપ આત્મ પરિણામને અજ્ઞાન ગણે છે, અહિંસા સંયમ તપની શ્રધ્ધાને મિથ્યાત્વ માને છે; જે પોતાના વીર્યથી હિંસા અસંયમ ભોગ કરવા છતાં, પોતાને માત્ર જ્ઞાતા દૃષ્ટા માને છે, તેમાં પોતાની ક્રિયાના કારણે કર્મ બંધ હોવા છતાં. તેમાં= પાંચ ઇન્દ્રિયના ભોગાદિ કાલમાં નિર્જરા માને છે. તેમનામાં ભાવ ક્રિયાની માન્યતા કઇ રીતે સ્વીકારી શકાય.

## નિયતિવાદમાં ભાવ ક્રિયા સંભવે નહી.

પર્યાય, સામાન્યની અપેક્ષાએ દરેક દ્રવ્યમાં પ્રતિસમય નિયત પણે, અર્થ ક્રિયા પર્યાય થતી જ રહે છે. તેમાં જરાપણ અનિયત પણું નથી, પરંતુ પર્યાય, વિશેષની અપેક્ષાએ દ્રવ્યમાં પ્રતિસમય નિયતપણે અર્થ ક્રિયા પર્યાય થતી નથી. પણ જીવ અમુક મર્યાદામાં પોતાની ભાવના પ્રમાણે અને વીર્ય પ્રમાણે પર્યાય ઉત્પન્ન કરે છે. જીવ ધારે અને કરે તો, સંસારને ઘટાડી પણ શકે, અને વધારી પણ શકે. પોતાને ભારે કર્મી પણ બનાવી શકે, અને લઘુકર્મી પણ બનાવી શકે. એટલે અમુક જીવને અમુક કાલે અમુક જ થવાનું છે,

અને તેથી અમુક જ થશે, મોક્ષ કે ચાર ગતિમાં એક સમયનો પણ તફાવત ન્યૂનાધિકતા વહેલો મોડો થવાનો નથી, એમ નિયતિવાદ નથી. પણ અમુક મર્યાદામાં જીવના ધારવા અને કરવા પ્રમાણે થાય છે, એમ જે પુરૂષાર્થ સમવાયની સર્વ શકિત નહીં, પણ અનંત શક્તિ માને તે જ ક્રિયાવાદી થઇ શકે.

પણ જે એકાંત નિયતિવાદી છે, દરેકે દરેક પર્યાય વિશેષમાં પણ નિયતિવાદ જ માને છે, પોતાની આત્માની પર્યાય વિશે પણ જે સ્વતંત્રતા માનતા નથી, પોતાના સંસાર ટુંકાવવામાં કે મોક્ષ વહેલો મેળવવામાં પણ જે એક સમયનો ફેરફાર, પુરૂષાર્થ માનતા નથી, જે પોતાના સંસાર અને મોક્ષ થવામાં પણ જ્ઞાતા દ્રષ્ટા જ રહેવાનું માને છે, કહે છે, તે બાબતની ભાવના અને તત્પરતાને પણ જે પ્રમાદ ગણે છે, તેમને સાચી ભાવ ક્રિયાની શ્રધ્ધા કેમ માની શકાય ?

## અકર્તૃત્વ શ્રદ્ધામાં ભાવ ક્રિયા સંભવે નહી.

સામો પક્ષ જાણતા જોતા રહેવાની ક્રિયાને જ ભાવ ક્રિયા ગણે છે, અને જીવ એજ ક્રિયા કરી શકે છે, અને કરે છે, એમ માને છે. તે સિવાય જીવ યોગો ઉપર અંકુશ મેળવવાનો (સર્વ નહી પણ) અનંત પૂરૂષાર્થ કરી

શકે છે, કે કરે છે, એમ માનતોજ નથી.

જેમાં આવી રીતે ક્રિયાની શકયતાનો જ નકાર હોય તેના ભાવનો નકાર હોય, ભાવ ક્રિયાનો અર્થ મિથ્યા રીતે જ થયો હોય, ત્યાં ભાવ ક્રિયાની સાચી માન્યતા કઇ રીતે સંભવે ?

## એકાંતવાદમાં પ્રધાનપણું સંભવે નહી.

હવે જે મેલાપ ચાહનાર માને છે કે–સોનગઢ સ્થાપનાર ભાવને એકાંત પ્રધાન્ય પદ આપે છે. તે માન્યતા પણ સંગત નથી. કેમકે– એકાંત માન્યતામાં એકને જ સ્થાન હોય. અનેક ને સ્થાન ન હોય. અને જ્યાં પ્રધાનપણું છે, ત્યાં બીજું ગૌણપણું પણ છે. કેમકે ગૌણ વિના પ્રધાનપણું સંભવે નહી. એટલે પ્રધાનતામાં પ્રધાનપણું, અને ગૌણપણું એમ અનેકાંતપણું છે, એકાંતપણું નથી. એટલે એકાંત અને પ્રધાનતા આ બન્ને તત્વો પરસ્પર વિરોધી છે. તે બન્ને એક જ મતમાં હોઇ શકે નહી.

જે એકાંત ભાવને માનશે તે દ્રવ્યનો માત્ર નિષેધ જ કરશે, સ્વીકાર નહી કરે, અને જો સ્વીકારવા જાય તો, એકાન્તપણું રહે નહીં. અને જે ભાવને પ્રધાનતા આપશે

તે દ્રવ્યને ગૌણપણે સ્વીકાર કરવાનો જ છે, કેમકે–દ્રવ્યની ગૌણતા વિના ભાવની પ્રધાનતા બને નહીં, કોઇ ગૌણ હોય તો જ તેની પાછળ પ્રધાનતા બને.

સોનગઢ સ્થાપનાર માત્ર ભાવને જ માને છે, (જો કે તેનુંય સ્વરૂપ મિથ્યા છે) એટલે તે એકાંત ભાવનેજ માને છે, એમ કહેવાય, પરંતુ પ્રદાનપણું આપે છે, એમ ન કહેવાય. ભાવને પ્રધાનપણું આપનાર તો આ પક્ષ છે કે જે દ્રવ્યને પણ ભાવની અપેક્ષાએ ગૌણ પણે માને છે.

## આ પક્ષમાં દ્રવ્ય કરણી જ નથી.

મેળાપ ચાહનાર એમ માને છે કે–આ પક્ષ દ્રવ્ય કરણી જ કરે છે. આ માન્યતા પણ બરાબર નથી, સંઘના અમુક સભ્યોમાં દ્રવ્ય કરણી=ભાવ વિનાની કરણી હોય, અગર વિવેક વિનાની કરણી હોય, ભવ્ય દ્રવ્ય કરણીની દશામાં વર્તતા હોય, ભાવને ન પામ્યા હોય, પરંતુ આ પક્ષનો સંપૂર્ણ સંઘ=બધાજ સભ્યો દ્રવ્ય કરણી જ કરે છે, કોઇને પણ ભાવ કરણી નથી, વિવેક અને ઉપયોગ સહિત કરણી નથી, આવી માન્યતા મિથ્યા છે.

સામો પક્ષ, સર્વ જીવોની સર્વ પ્રકારના દુઃખથી

મુકિત અને ક્ષણિક સુખથી વિરકિત માટેના સર્વ સાવદ્ય યોગને નિરોધ કરવામાં પ્રવર્તમાન આત્મ પરિણામ, અને તે પૂર્વક સાવદ્ય યોગ નિરોધ રૂપ કરણી, જે ભાવ કરણી અને ભાવ પૂર્વકની કરણી છે, તેને પણ તે દ્રવ્ય કરણી માનતો હોય તો, તેની માન્યતાના કારણે આ ભાવ કરણી, અને ભાવ પૂર્વકની દ્રવ્ય કરણી થઇ જતી નથી. અને તેથી આ પક્ષ દ્રવ્ય કરણી કરનાર ઠરતા નથી. આ કરણી ભાવ કરણી અને ભાવપૂર્વકની જ કરણી છે, તે સિધ્ધાંતથી નકકી સિધ્ધ થયેલ વસ્તુ છે. અને તેવી કરણી કરનાર આપક્ષમાં અનેક જીવો છે. અને અન્ય કોઇ પક્ષ કરતાં આ પક્ષમાં સાવદ્ય યોગ વર્જન અને નિરવદ્ય યોગ આરાધન વધારેમાં વધારે સ્પષ્ટ છે. એટલે આ પક્ષ દ્રવ્ય કરણી જ કરે છે, તે માન્યતા મિથ્યા છે.

## ભાવ કરણી પ્રત્યે સૂગ નથી.

વળી મેળાપ ચાહનાર એમ માને છે કે–આ પક્ષને ભાવ કરણી તરફ સૂગ આવે છે, આ માન્યતા પણ બરાબર નથી.

સુખ દુઃખ. જીવન–મરણ, નિંદા–પ્રશંસા, માન–અપમાન તથા લાભ–અલાભની ઇચ્છા, ભયથી રહિત, એકાંત મોક્ષને અર્થે, દયા, ક્ષમા અને તપમાં પ્રવર્તમાન તે ભાવ

કરણી છે, અને તે ભાવ પૂર્વક સાવધયોગ નિવૃત્તિ અને નિરવધયોગ પ્રવૃત્તિ તે ભાવ પૂર્વકની કરણી છે. તે ભાવ કરણી પ્રત્યે આ પક્ષને સંપૂર્ણ અને સમ્યગ આદરભાવ છે, જરા પણ સૂગ કે અભાવ નથી. આ પક્ષમાં અમુક જીવો હજુ એવી યોગ્યતાને ન પામ્યા હોય, તેમ સંભવ છે. પરંતુ અમુક જીવો ઉપરથી આ આખા પક્ષને ભાવકરણીની ઉપર સૂગ છે, એમ કહી શકાય નહીં.

**અક્રિયાવાદ પ્રત્યે હેય બુદ્ધિ છે.**

ભવસ્થ જીવ મન વચન કાયાના શુભાશુભ યોગનો વ્યાપાર કે નિરોધ કર્તા છે જ. છતાં સામોપક્ષ ભવસ્થ જીવને પણ કર્તા નથી માનતો, અને ભવસ્થ જીવ માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ ન હોવા છતાં, સામોપક્ષ માત્ર જ્ઞાતા દ્રષ્ટા માને છે, અને એમ માની પોતાના હિંસાદિ સાવધ–યોગને રોકતા નથી=સાવધયોગની પ્રવૃત્તિ કરે છે. તપ ત્યાગ કરતા નથી, પરિગ્રહ રાખે છે, અને ભોગવે છે, પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં લપટાય છે, જ્ઞાતા દ્દષ્ટા પણામાં રહેવાની ભ્રમણમાં રાચે છે, તેને આ પક્ષ અક્રિયાવાદ માને છે, ભાવ ક્રિયા માનતો નથી. એટલે સામોપક્ષ જેને ભાવ ક્રિયા સમજે છે, તેને અક્રિયાવાદ માનતો હોવાથી, આ પક્ષને તે પ્રત્યે

હેય બુદ્ધિ હોય, તે સર્વ રીતે સમજી શકાય તેવું છે. પરંતુ તેથી આ પક્ષને સાચી ભાવ ક્રિયા પ્રત્યે સૂગ છે, તેમ માની શકાય નહી. સાચી ભાવ ક્રિયા પ્રત્યે આ પક્ષને આદરજ છે.

## શુન્ય કરતાં, એક ક્રિયા તો છે.

જો કે આ પક્ષમાં સમ્યગ ભાવ ક્રિયા વિદ્યમાન છેજ. છતાં થોડી પળ માટે માની લઈએ કે-તે દ્રવ્ય કરણી જ કરે છે, ભાવ કરણી નથી કરતા, તો પણ તે સામા પક્ષથી ક્રિયામાં આગળ જ છે. કેમકે-સામો પક્ષ દ્રવ્ય કરણી તો કરતો નથી, અને ભાવ કરણીને પણ માત્ર પ્રાધાન્ય પદ આપવાનું જ કહે છે, ભાવ કરણીને કરવા પણ તેમાં નથી. આ રીતે સામો પક્ષ બેય કરણીથી શૂન્ય હોવાથી અને આ પક્ષ ઓછામાં ઓછી એક કરણી કરતો હોવાથી તેથી આગળ જ છે. પાછળ નથી.

## સામા પક્ષમાં શુન્ય જ છે.

મેળાપ ચાહનાર એમ માને છે કે—આ બન્ને= સોનગઢ અને આ પક્ષ એકાંતવાદી છે, તે માન્યતા પણ બરાબર નથી.

વાસ્તવમાં સોનગઢ ક્રિયાની બાબતમાં શૂન્યવાદી છે. કેમકે–તે આત્માને માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ માને છે, કર્તા માનતો નથી જ. અને જ્યારે આત્માને કર્તા ન માનીએ તો, ક્રિયા તો કર્તાને આધીન છે, કર્તા કરે તો ક્રિયા થાય, કર્તા ન હોય તો ક્રિયા ન થાય. અને જો આત્મા કર્તા ન જ હોય તો ક્રિયા ક્યાંથી સંભવે ? ક્રિયાનો શૂન્યવાદ જ રહે, એટલે સામોપક્ષ ક્રિયાની બાબતમાં શૂન્યવાદી છે. સામો પક્ષ માત્ર જ્ઞાતા દૃષ્ટા જ રહેવાની જે ભાવ ક્રિયા કહે છે, તે પણ ભવસ્થ જીવને સંભવ ન હોવાથી તે અપેક્ષાએ પણ સામો પક્ષ ક્રિયાની અપેક્ષાએ શૂન્ય છે.

## આ પક્ષ અનેકાંતવાદી છે.

આ પક્ષ અનેકાંતવાદી છે. કેમકે તે ભાવ ક્રિયા અને ભાવ પૂર્વકની ક્રિયા બન્નેજ સ્વીકાર કરે છે. એકાંત ભાવ ક્રિયા કે, ભાવ ક્રિયા રહિતની ક્રિયાને તે માનતો નથી, મોક્ષ અને મોક્ષ માર્ગના જ્ઞાન અને તેજ પ્રત્યે એકાંત રૂચિ પૂર્વક સાવધ યોગ નિરોધમાં પ્રવર્તમાન ભાવ કરણીને પણ માને છે, અને કરે છે. તથા તે ભાવ કરણી પૂર્વક પોતાની શક્તિ ગોપવ્યા વિના યથાશક્તિ સિદ્ધાંતાનુસાર સાવધયોગ નિરોધ માટે, વીર્ય વાપરવા

રૂપ દ્રવ્ય ક્રિયા પણ કરે જ છે. એટલે આ પક્ષ સમ્યગ અનેકાંતવાદી છે.

મેલાપ ચાહનાર એમ ઇચ્છે છે કે—સોનગઢની ભાવ-ક્રિયા અને આ પક્ષની દ્રવ્ય ક્રિયા બન્નેનો સુમેળ થવો જોઇએ. પરંતુ આ મેળ થવાનો નથી, અને કરવા જેવો પણ નથી.

પરસ્પર જે અવિરોધી હોય એવી અનંત વસ્તુઓનો પણ મેળાપ થઇ શકે, પરંતુ જે પરસ્પર વિરોધી હોય એવી બે વસ્તુઓનો પણ મેળાપ સંભવ નથી. સોનગઢની ભાવ ક્રિયા અને આ પક્ષની દ્રવ્ય ક્રિયા બન્ને પરસ્પર અત્યંત વિરોધી છે. સોનગઢની ભાવ ક્રિયા અવસ્તુ છે, અને અયથાર્થ માન્યતા ઉપર કલ્પિત છે, જ્યારે આ પક્ષની માન્યતા વસ્તુ રૂપ અને યથાર્થ માન્યતા ઉપર ટકેલી છે. ભવસ્થને માત્ર જ્ઞાતા દ્દષ્ટા જ પણું સંભવ ન હોવાથી, સોનગઢની ભાવ ક્રિયા અવસ્તુ છે, અને આત્મા માત્ર જ્ઞાતા દ્દષ્ટા જ છે આ માન્યતા અયથાર્થ હોવાથી આ માન્યતા કલ્પિત છે. જ્યારે ભવસ્થ જીવ યોગનો કર્તા હોવાથી, આ પક્ષની ક્રિયા વસ્તુ રૂપ છે, અને ભવસ્થ જીવ કર્તા છે, આ બાબત યથાર્થ હોવાથી આ માયન્તા યથાર્થતા ઉપર ટકેલી છે. આ રીતે સોનગઢ અને આ પક્ષની ક્રિયા અત્યંત વિરોધી હોવાથી બન્નેનો મેળ કોઇ રીતે સંભવ નથી.

સોનગઢની ભાવ ક્રિયાની આસ્થા, આ પક્ષની દ્રવ્ય ક્રિયા પ્રત્યે અનાસ્થા આવ્યા વિના આવે નહી. અને આપક્ષની દ્રવ્ય ક્રિયાની આસ્થા, સોનગઢની ભાવ ક્રિયાની અનાસ્થા આવ્યા વિના આવે નહી. આ રીતે જયાં મૂળ શ્રધ્ધાનો પણ વિરોધ હોય ત્યાં બન્નેનો મેળાપ કઇ રીતે સંભવે ?

આ પક્ષની દ્રવ્ય ક્રિયા સાચી ભાવ ક્રિયા પૂર્વકની ક્રિયા છે, અને તે સ્વરૂપમાં જ ક્રિયા મોક્ષ કાર્યને ઉત્પન્ન કરી શકે છે. એમાં જો સોનગઢની ભાવ ક્રિયા ઉમેરવાનો પ્રયત્ન કરવામાં આવે તોં સમ્યગ દ્રવ્ય ભાવ ક્રિયાનો અભાવ થઇ મોક્ષ કાર્યની ઉત્પત્તિનો અભાવ થશે, માટે આ મેળાપ કરવા જેવો પણ નથી.

ભાવ ક્રિયા અને ભાવ પૂર્વકની ક્રિયા માટે ભવ્ય જીવને—

(૧) મોક્ષ=સિધ્ધ દશા, અને મોક્ષ માર્ગ=અહિંસા સંયમ તપનું જ્ઞાન જોઇએ.

(૨) મોક્ષ=સિધ્ધ દશાની જ અને મોક્ષ માર્ગની =અહિંસા સંયમ તપની જ રૂચિ જોઇએ. સિધ્ધ દશા સિવાય ચાર ગતિના દુઃખથી ઉદ્વેગ, અને દેવાદિ સુખ પ્રત્યે=જીવન, સન્માન, સત્તા, લાભ આદિ પ્રત્યે એકાંત

નિર્વેદ=ઔદાસીન ભાવ જોઇએ. મોક્ષ માર્ગથી વિરૂદ્ધ હિંસા અસંયમ અને ભોગ, કટુ તથા દુઃખાનુંબંધી છે, એવી દૃઢ પ્રતીતિ થવી જોઇએ.

(૩) અરિહંત સિદ્ધ આદિની શાક્ષી સહિત ૧૮ પાપ-યોગના પ્રત્યાખ્યાન અને તેથી દ્રષ્ટ યોગોની પૂર્ણ નિવૃત્તિ જોઇએ.

(૪) ભૂતકાળના હિંસાદિ જન્ય પાપ અને તેના ઉદયથી થતાં માઠા પરિણામને નિવારવાને અર્થે આભ્યંતર બાહ્ય તપ કરવું જોઇએ.

(૫) મોક્ષમાર્ગમાં પોતાની શક્તિ ગોપવ્યા વિના, તેમજ શક્તિનું ઉલ્લંઘન કર્યો વિના, અને સિદ્ધાંતની મર્યાદામાં રહીને સતત પુરૂષાર્થી થવું જોઇએ.

(૬) કરણીમાં બને તેટલો ઉપયોગ ધ્યાન એકાગ્રતા જોઇએ,

આવી કરણી તે ભવ્ય ક્રિયા અને ભાવપૂર્વકની ક્રિયા છે. અને તે વડે આત્માની જ નહીં પણ, પોતાની અને બીજા પણ અનેકની પરમ ઉન્નતિ=મોક્ષદશા=સિદ્ધ દશા, માત્ર જ્ઞાતા દ્રષ્ટા દશા, અવ્યાબાધ દશા સાધી શકાય છે.

## પ્રશ્નોત્તર દશમો

પ્રશ્ન ૧૦ મો.

આ ઝડપી વિજ્ઞાન યુગમાં જ્યાં ચારે કોર એકેન્દ્રિયની હિંસા થઇ રહી છે, તે એકેન્દ્રિયની હિંસા પચ્ચખ્ખાણથી અટકાવવાનું સાધારણ માણસોને ગમતું નથી, તો પછી કષાય કે જે, કર્મ બંધનું કારણ છે, તેને ઉપશમાવવા, અટકાવવા તે સરળ રસ્તો ન કહેવાય ?

ઉત્તર દશમો.

દયા નિરપેક્ષ ભોગમાર્ગી વિજ્ઞાન યુગ.

વર્તમાન યુગને અમુક લોકો વિજ્ઞાન પણ કહે છે, તેનો સર્વથા નિષેધ કરી ન શકાય, પરંતુ તેમાં વિશેષણ ઉમેરવાની જરૂર છે, તેની સમ્યગ દૃષ્ટિ જીવો અવગણના કરી ન શકે.

સિધ્ધાંતમાં જ્ઞાન સામાન્યના પાંચ ભેદ વિશેષ કહ્યા છે, તેમાં બીજો શ્રુતજ્ઞાન છે, શ્રુતજ્ઞાન સામાન્યના ચાર

ભેદ વિશેષ કહ્યા છે, તેમાં એક દ્રવ્યાનુયોગ નામે ભેદ છે.

જેમાં દ્રવ્ય=ગુણ પર્યાયનો આધાર પદાર્થ, ગુણ= તેની શકિતઓ તથા પર્યાય=દ્રવ્ય માત્રા, ગુણમાત્રા, આદિનું નિરૂપણ હોય, તેને દ્રવ્યાનુયોગ કહેવામાં આવ્યું છે, તે દ્રવ્યાનુયોગનું સામાન્ય જ્ઞાન તે જ્ઞાન છે, અને વિશિષ્ટ જ્ઞાન તે વિજ્ઞાન છે.

તે દ્રવ્યાનુયોગ સાધ્ય ભેદે બે પ્રકારના છે (૧) દયા સાપેક્ષ મોક્ષમાર્ગી વિજ્ઞાન અને (૨) દયા નિરપેક્ષ ભોગમાર્ગી વિજ્ઞાન.

જેમાં ત્રસ–સ્થાવર, શત્રુ–મિત્ર સર્વે જીવોની અહિંસા અભય અને અવૈરભાવની સાપેક્ષતા છે, જેમાં અવ્યાબાધ પરમતૃપ્ત શાશ્વત સિધ્ધ દશાની ગવેષણા છે, એવા સમ્યગ ચરણાનુયોગના અનુબંધવાળા દ્રવ્યાનુયોગને દયા સાપેક્ષ મોક્ષમાર્ગી વિજ્ઞાન કહેવું જોઇએ. અને જેમાં છકાય જીવોની દયાની ઉપેક્ષા છે, માત્ર પોતાના પાંચ ઇન્દ્રિય અને છઠું મન તેના કામભોગની જ તૃષ્ણા છે, એવા વામમાર્ગના અનુબંધવાળા દ્રવ્યાનુયોગને દયા–નિરપેક્ષ ભોગમાર્ગી વિજ્ઞાન કહેવું જોઇએ.

વિજ્ઞાન આજે જ છે, અને ભૂતકાળમાં નહોતું એમ

નથી. ભૂતકાલે કેવલી જ્ઞાની સંતો હતા. અને તેઓ સંપૂર્ણ વિજ્ઞાનને જાણનારા હતા, પરંતુ જેમાં તેઓએ સમસ્ત જીવ વર્ગનું સાચું અને શાશ્વત સુખ જોયું, તેવો જ દ્રવ્યાનુયોગ વિજ્ઞાન પ્રકટ કર્યું, બાકીનુ જ્ઞાન તેઓએ પ્રકટ કર્યું નહીં.

જે વિજ્ઞાન તેઓએ પ્રકટ કર્યું તેટલા જ્ઞાનના પણ પાત્ર જીવો જ્યારે ઓછા થયા, ત્યારે ગુરૂજનો તે જ્ઞાનનો પણ ઘણો ભાગ શિષ્ય વર્ગને આપ્યા વિના જ મુગતિ માટે રવાના થયા.

ત્યાર પછી જેટલું જ્ઞાન પુસ્તકારૂઢ થયું હતું, તે જ્ઞાનના પણ જયારે જીવો અપાત્ર થયા, ત્યારે તે ગ્રંથો ગુપ્ત સ્થળે ગોપવામાં આવ્યા, અગર નષ્ટ કરવામાં આવ્યા.

જેમ કર્મ ભૂમિના આરંભ કાલમાં ઉત્તરખંડના ભરતક્ષેત્રના અનાર્ય જનોએ પોતાની બુધ્ધિથી વિજ્ઞાન ઉભું કર્યું, તેમજ આજના આ યુગમાં અમુક લોકોએ વિજ્ઞાન ઉભું કર્યું છે, અને વધાર્યું છે. પરંતુ તેમાં જીવ દયાની સાપેક્ષતા નથી, મનુષ્યની દયા=માનવ લાગણી પણ તેમાં ગૌણ છે, માત્ર પોતાનું સુખ, સ્વાર્થ અને સત્તા જ તેમાં પ્રધાન પણે વર્તે છે. તેનું પરિણામ

કર્યું છે, અને પરંપર કાલ સુધી તેના દુઃખદ પરિણામો વધવાના છે. એટલે વર્તમાન યુગને માત્ર વિજ્ઞાન યુગ કહેવા કરતાં અનર્થકારી દયા નિરપેક્ષ ભોગમાર્ગી વિજ્ઞાન યુગ કહેવું જોઇએ.

## આ યુગમાં છએ કાયની હિંસા વધી રહી છે.

આ અનર્થકારી દયા નિરપેક્ષ ભોગ માર્ગી વિજ્ઞાન યુગમાં ચારે કોર એકેન્દ્રિયની હિંસા થઇ રહી છે, એમ કહેવા કરતાં છએ કાયની હિંસા વધી રહી છે, તેમ કહેવું વધુ સ્પષ્ટ સત્ય છે.

હિંસા તો ચોથા આરાના કાલમાં પણ થતી હતી, અને પાંચમાં આરાના આરંભકાલમાં પણ થતી હતી. પણ જેમ જેમ આ અવસર્પિણી કાલ પતન તરફ વધુને વધુ ધસી રહ્યો છે, તેમ તેમ હિંસા વધતીજ જાય છે, અને એકેન્દ્રિય જીવોનીજ નહી, પણ વિકલેન્દ્રિય, બે ઇન્દ્રિય ત્રણ ઇન્દ્રિય અને ચાર ઇન્દ્રિય વાળા જીવોની પણ હિંસા વધી રહી છે. પારસ્પરિક તુચ્છ સ્વાર્થ અને હિતની રક્ષા માટે મનુષ્યોની પણ હિંસા વધીજ છે.

## પ્રત્યાખ્યાનની જરૂર.

તે હિંસાને પચ્ચકખાણથી અટકાવવાનું જરૂરી છે. કેમકે હિંસાથી કર્મબંધ, કર્મબંધથી જન્મ મરણ, અને

જન્મ મરણથી દુઃખ, એમ હિંસા જ દુઃખનું આદિ મૂળ છે, એટલે જે ભવ્ય મોક્ષાર્થી જીવને દુઃખથી સમૂળ સંપૂર્ણ મુક્તિ જોઇએ છે, તેને હિંસાથી=હિંસાના સર્વ સૂક્ષ્મ, સ્થૂલ રૂપોથી અને લાગતા વળગતા ભેદ-પ્રભેદોથી સર્વ રીતે વિરત થવાની જરૂર છે. તે વિના દુઃખથી સંપૂર્ણ અને શાશ્વતી મુકિત સંભવ નથી, અને હિંસાથી સર્વથા મુકત થવા માટે હિંસાના પ્રત્યાખ્યાન પણ જરૂરી છે.

## પાંચ આશ્રવોનું સ્વરૂપ.

જૈન દર્શનમાં આશ્રવના પાંચ ભેદ કહ્યા છે. (૧) મિથ્યાત્વ (૨) અવ્રત (૩) પ્રમાદ (૪) કષાય (૫) અશુભયોગ, તેમાં મિથ્યાત્વ આદિની પ્રમાણ વ્યાખ્યા કરવી હોય તો, તેમાં સર્વ પ્રકારના મિથ્યાત્વ આદિનો સમાવેશ થાય છે, પરંતુ અહિંસા પ્રધાન જૈન ધર્મના અહિંસા તત્વને મુખ્ય કરીને કહેવું હોય તો, એમ કહી શકાય કે-(૧) હિંસા એજ દુઃખનું મૂળ છે, અને એ દુઃખનુ જ મૂળ છે. જ્યાં સુધી હિંસાના માત્ર ભાવ જ હોય, અગર કાયા માત્રથી જ પાપ હોય, અગર અનુમોદન માત્ર હોય, ત્યાં સુધી પણ જીવ મોક્ષ પામી ન શકે, અહિંસા એ જ ધર્મ અને જે પરમ અહિંસાને શ્રધ્ધે, સ્પર્શે અને પ્રરૂપે, એજ દેવગુરૂ એવી

શ્રધ્ધા તેજ સમ્યકત્વ છે, અને તે શ્રધ્ધાનો અભાવ, ન્યૂનાધિક વિપરીતતા, એજ મિથ્યાત્વ છે. (૨) હવે હું હિંસાના ભાવથી વિરમું છું, હિંસા કરવા, કરાવવા, અનુમોદવાથી વિરમું છું. હિંસાત્મક મન વચન કાયાથી વિરમું છું, જુઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ આદિ જે એક કે બીજી રીતે બીજાના દુઃખના કારણ છે, હિંસાના પ્રકાર છે, તેથી વિરમુ છું. આ રીતે હિંસાથી વિરમવાની પ્રતિજ્ઞા એ વ્રત છે. અને તે વ્રતનો અભાવ એજ અવ્રત આશ્રવ છે. (૩) હિંસાના ભાવ કરવું, હિંસા કરવી, કરાવવી કે અનુમોદવી, મનથી વચનથી કે કાયાથી હિંસામાં જોડાવું, હિંસા ન થાય એ માટે ભગવંતની આજ્ઞા પ્રમાણે શક્ય યતના ન કરવી, એ જ અશુભયોગ છે, અને તેથી નિવૃતી એજ શુભયોગ છે. (૪) પાંચ ઇન્દ્રિયના વિષયો કે, જે જીવોના મૃત પુદગલો છે, તે સંયમાર્થ સિવાય ભોગવવા, તેમાં રાગદ્વેષ કરવું, એ જ પ્રમાદ છે. (૫) શત્ર આદિ પ્રત્યે ક્રોધ ભાવ, અપમાનભાવ, છેતરવાના ભાવ, અને તેની વસ્તુમાં મૂર્છાભાવ, એવા ક્રોધ, માન, માયા, લોભ જે બીજા જીવ પ્રત્યે આત્મ સમાનતા રૂપ અહિંસાથી વિરૂધ્ધ છે, તેજ કષાય છે, અને શત્રુ પ્રત્યે પણ ક્રોધનો અભાવ, અપમાનનો અભાવ માયાનો અભાવ મૂર્છાનો અભાવ એજ અકષાય છે.

**અવ્રતના નિરોધ માટે પ્રત્યાખ્યાન.**

આ રીતે આ પાંચે આશ્રવો મુખ્યત્વે હિંસાથી જ સબંધ ધરાવે છે, એટલે જેને દુઃખથી સર્વથા મુક્ત થવા, હિંસાથી સર્વથા મુક્ત થવું હોય તેને આ પાંચે આશ્રવોથી મુક્ત થવું જ રહ્યું. અને આ પાંચ આશ્રવો-માંથી અવ્રત આશ્રવનો નિરોધ કરવાનું પ્રત્યાખ્યાન જ માર્ગ છે, પ્રત્યાખ્યાન સિવાય અવ્રત આશ્રવનો કોઈ રીતે નિરોધ સંભવ નથી. એટલે જેને અવ્રત આશ્રવ અટકાવવું હોય, તેને પ્રત્યાખ્યાન ધારવા આવશ્યક છે.

## પ્રત્યાખ્યાનની રૂચિ ઉત્પન્ન કરવી જોઇએ.

જેમ રોગીને સાદુ પથ્ય અને કડવું ઔષધ ગમતું નથી, પરંતુ વિવેકી રોગી નિરોગતાને પ્રધાનતા આપે છે, અને તેના માર્ગ તરીકે અણગમતા પથ્ય ઔષધની પણ રૂચિ ઉત્પન કરે છે, એવીજ રીતે અનાદિ કાળના મહારોગને કારણે, જીવને પ્રત્યાખ્યાનાદિ પથ્ય અને તપ ઔષધ ગમતા નથી, પરંતુ વિવેકી ભવ્ય જીવને મોક્ષ સાધ્યને વરવા માટે, તેના માર્ગ તરીકે પ્રત્યાખ્યાન=ચારિત્ર અને તપની ક્રિયા માટે રૂચિ ઉત્પન્ન કરવી જ જોઇએ. તપ સંયમ વિના કર્મનો ક્ષય નિરોધ અસંભવ છે. વેશ આદિ તો વ્યવહાર સાધન છે, પરંતુ સંયમ-તપ તે તો નિશ્ચય માર્ગ છે. તે સ્વીકાર કરે તો જ મોક્ષ થાય, અને મોક્ષ થાય જ. તે વિના મોક્ષ ન જ થાય,

એટલે ગમે ત્યારે જ્યારે તે વિના અન્ય માર્ગ નથી, સો નિકટ ભવ્ય થવા પ્રત્યાખ્યાનની રૂચિ ઉત્પન્ન કરવીજ જોઇએ.

**ભય દુર કરવાની જરૂર છે.**

પ્રત્યાખ્યાન અનેક ભવ્ય જીવોને ન ગમતા હોય, તેમાં અનેક કારણો છે–કોઇને કર્મ પ્રબલ હોય, કોઇને નિયાણું બાંધેલું હોય, કોઇને વ્રત ભંગનો ભય હોય, કોઇને વ્રતના પ્રકારોની સ્પષ્ટતા ન હોય, એવા એવા વ્રત ન લેવામાં અનેક કારણો છે, તેમાંથી કર્મની પ્રબલતા, નિદાન આદિ કારણો માટે તત્કાલમાં કોઇ ઉપાય સંભવ નથી હોતો, પરંતુ અન્ય કારણો માટે ઉપાય સંભવ છે.

પ્રત્યાખ્યાન લીધા પછી, અજાણતા કે સહસા બળાત્કાર આદિ વડે પ્રત્યાખ્યાન ન પળાય તો, પ્રત્યાખ્યાનનો ભંગ થતો નથી. અને કોઇ રોગાદિ પરિસ્થિતિ, સામાજિક લજ્જા, વિચિત્ર સંયોગાદિ પરવશતા કારણે પ્રત્યાખ્યાન ન પળાય તો પણ, પ્રત્યાખ્યાનમાં અતિચાર જ લાગે છે, વ્રતભંગ થતો નથી. વ્રતને ઇરાદા પૂર્વક, વ્રત તોડવાની બુધ્ધિથી; તે પ્રત્યે અનાદર બુદ્ધિથી વ્રત તોડવામાં આવે તો જ, વ્રત ભંગ થાય છે, અન્યથા

જ્યાં લગી વ્રત પ્રત્યે થોડી પણ સાપેક્ષતા છે, ત્યાં લગી અતિચાર જ થાય, અનાચાર નજ થાય. અને છદ્મસ્થને ભવિષ્યમાં કદાચિત આવું બને તો ? આવી શંકા હોય તો પણ વર્તમાનમાં ભવિષ્ય માટે જો વ્રત પાળવાની ભાવના જણાય તો પણ વ્રત લેવું, ભવિષ્યમાં અનાચારની શંકાથી આજની તૈયારીની ઉપેક્ષા કરવી નહીં. અને કદાચિત આવી રીતે ભાવપૂર્વક વ્રત લીધા પછી, ભવિષ્યમાં અનાચાર થઇ જાય તો પણ, જીવ સરવાળે લાભમાં જ રહે છે. જેને વર્તમાનમાં પણ વ્રતની સમર્થતા જણાતી ન હોય; તેને જ વ્રત લેવામાં થોભવું, બાકી સર્વેને આગળ વધવું, ઇત્યાદિ જો સમજાવી ભય દૂર કરવામાં આવે તો, અનેક સામાન્ય શ્રાવકો પણ વ્રત લેવા ઉપયુકત થાય.

## સ્પષ્ટતા, અનુકુળતા કરવાની જરૂર છે.

તેમજ શ્રાવકને તેના દરેક પ્રત્યાખ્યાનો તેની યોગ્યતા સમર્થતા પ્રમાણે થઇ શકે છે. દા. ત. અહિંસા વ્રત સંપૂર્ણ લઈ શકતો ન હોય તો, શિકાર માત્રના પ્રત્યાખ્યાન લઇ શકતો હોય તો, તેટલું ય અહિંસા વ્રત અપાય, એકેન્દ્રિયની હિંસામાં વનસ્પતિકાયના પ્રત્યાખ્યાનમાં, ૫–૧૦–૧૫ વનસ્પતિ લાગતી હોય તો. ૨૦ ઉપરના પ્રત્યાખ્યાન લઇ શકાય. એટલે કે અમુક વધારે

છૂટ=અગાર રાખીને પ્રત્યાખ્યાન લઇ શકાય, વાયુકાયમાં ૫ પાંચ પંખા લાગતા હોય તો, ૧૦ ઉપરના પ્રત્યાખ્યાન, એવી જ રીતે પૃથ્વી, પાણી, અગ્નિની હિંસાના પ્રત્યાખ્યાનની બાબતમાં સમજવું.

**મહત્વ સમજાવવું જોઇએ.**

અમુક એમ સમજે છે, અને સમજાવે છે કે–જે હિંસા આપણે કરતા નથી, તેના પ્રત્યાખ્યાન લેવાથી શું લાભ ? અને જે આપણે હિંસા છોડી શકતા નથી, તેના પ્રત્યાખ્યાન લેવા, પ્રત્યાખ્યાન ખોટા કરવા છે. અને જે વસ્તુ પાળવી છે, તેમાં પ્રત્યાખ્યાન લેવા ન લેવામાં શો ફેર પડે છે? આ શ્રધ્ધાની પ્રરૂપણાથી અને પોતેય પ્રત્યાખ્યાન નં લેવાથી પણ, અમુક લોકોને પ્રત્યાખ્યાન પ્રત્યે આદર આવતો નથી.

હિંસા ન કરવાથી અશુભયોગ આશ્રવ ટળે છે. પરંતુ જ્યાં સુધી હિંસાના પ્રત્યાખ્યાન લીધા ન હોય. ત્યાં સુધી અવ્રત આશ્રવ ટળતો નથી. તે અવ્રત આશ્રવને ટાળવા માટે, હિંસા યોગ ન હોય તોય પ્રત્યાખ્યાન લેવા જરૂરી છે. વળી આજે હિંસા યોગ ન હોય પરંતુ ભવિષ્યમાં હિંસા યોગની સંભાવના હોય તો, તેય પ્રત્યાખ્યાનથી ટળે છે. ઉપરાંત વર્તમાનના આ સામાન્ય પ્રત્યાખ્યાન ભવિષ્યની મોટા પ્રત્યાખ્યાનની

ભૂમિકા સર્જવામાં પણ ખૂબ કારગર નિવડે છે, માટે હિંસા ન કરનારને પણ પ્રત્યાખ્યાન લેવા જ જોઇએ.

સંકલ્પ=દૃઢ નિર્ણયના અભાવે કેટલીય હિંસા, સામાન્ય ભવ્ય જીવથી છૂટથી નથી, અને તે જ હિંસા સંકલ્પ બળથી છૂટે છે. અને અહિંસા પળાય છે, તે સંકલ્પ બળ પ્રત્યાખ્યાનથી મળે છે. માટે એવી સંકલ્પ બળ વિના ન છૂટતી હિંસા છોડવા માટે પ્રત્યાખ્યાનની જરૂર છે.

પ્રત્યાખ્યાન હોય તો બીજા તરફથી અંતરાય પણ ઘટે છે. અને સહાય વધે છે, તે યોગક્ષેત્ર માટે પણ પ્રત્યાખ્યાન આવશ્યક છે

જ્યાં સુધી પ્રત્યાખ્યાન ન હોય ત્યાં સુધી મનમાં સ્થિરતા, પરિપક્વતા નથી આવતી, પ્રત્યાખ્યાનથી તે સ્થિરતા, પરિપક્વતા સુલભ બને છે, માટે પણ પ્રત્યાખ્યાન જરૂરી છે.

**અશુદ્ધિ દુર કરવી જોઇએ.**

અહિંસા પાલનમાં જેમ અહિંસા પ્રત્યે શ્રદ્ધા જરૂરી છે, અહિંસાના ભાવ જરૂરી છે, અતિક્રમાદિ

દોષોનો અભાવ જરૂરી છે, એવી જ રીતે અહિંસા માટે વિનય અને પ્રત્યાખ્યાન પણ જરૂરી છે, જ્યારે પાંચે બાબત શુદ્ધ થાય ત્યારે અહિંસા વિશુદ્ધ બને છે. અને તે વિનય તથા પ્રત્યાખ્યાન વિશુદ્ધિ માટે, ગુરૂદેવ પાસે નમસ્કાર વિનયપૂર્વક અને અંતે વોસિરામિ એવા ઉચ્ચારણ સહિત પ્રત્યાખ્યાન લેવા જરૂરી છે.

આ રીતે જો મહત્વ અને વિશુદ્ધિ આદિ બાબતોને સમજવામાં આવે તો, અનેક ભવ્ય જીવોનો પ્રત્યાખ્યાન પ્રત્યે અણુગમો દુર થવામાં મદદ મળી શકે છે.

**હિંસા જ પાપ બંધનું મુખ્ય કારણ છે.**

**કર્મ બંધનું કારણ આશ્રવ છે, અને આશ્રવના પાંચ ભેદ છે.—(૧) મિથ્યાત્વ, (૨) અવ્રત (૩) પ્રમાદ (૪) કષાય (૫) યોગ. તેમાં યોગ પુણ્ય અને પાપ બન્નેનું કારણ છે, જ્યારે પુણ્ય પાપને લઇને ભેદ પાડવામાં ન આવે તો, યોગ આશ્રવમાં છેલ્લો ગણાય, કેમકે તેનો સર્વ પછી જ નિરોધ થાય. પરંતુ જો પુણ્ય પાપને લઇને ભેદ પાડીએ તો, પાપને બાંધનાર અશુભ યોગ ત્રીજે સ્થાને આવે, કેમકે—તે પ્રમાદ છુટવાના પૂર્વે છુટે છે.**

હવે આ પાંચ આશ્રવોમાં અશુભયોગ તેજ બંધનું પ્રધાન કારણ છે. કેમકે સિદ્ધાંતમાં સમગ્ર કેવલીઓના સંપૂર્ણ જ્ઞાનનો સાર અહિંસા કહ્યા છે. અને ૧૮ પાપમાં હિંસાને જ મોટો પાપ ગણાવ્યો છે. તે હિંસા અહિંસાના અશુભયોગ સાથે પરસ્પર અવિનાભાવ સંબંધ છે. જ્યાં અશુભયોગ ત્યાં હિંસા, અને જ્યાં હિંસા ત્યાં અશુભયોગ. જ્યાં અશુભયોગનો નિરોધ ત્યાં અહિંસા, અને જ્યાં અહિંસા ત્યાં અશુભયોગ નિરોધ. એટલે અશુભયોગ જ કર્મ બંધનો પ્રધાન હેતુ છે.

### મિથ્યાત્વ કષાય મુખ્ય કારણ નથી.

અમુક લોકો મિથ્યાત્વ અને કષાયને કર્મ બંધનું મુખ્ય કારણ કહે છે, તે બાબત યથાર્થ નથી, મિથ્યાત્વ અને કષાય કરતાં પણ અશુભ યોગ જ વધારે કર્મ બંધનુ કારણ છે, કેમકે-જો અશુભ યોગ ન હોય તો, મિથ્યાત્વી જીવ ગ્રૈવેયક સુધી જઇ શકે છે, અને સકષાયી જીવ અનુત્તર વિમાન સુધી જઇ શકે છે, પરંતુ અશુભ યોગી જીવ ગ્રૈવેયક પણ પામી શકતો નથી.

તેમજ જ્યાં મિથ્યાત્વ કષાય હોય, અને ત્યાં જો અશુભયોગ જોડાય તો જ નરકાદિ ગતિનો બંધ પડે છે, જો મિથ્યાત્વ કષાય હોવા છતાં અશુભ મનોયોગાદિ ન હોય તો, નરકાદિ ગતિનો બંધ પડે નહીં કેમકે મિથ્યાત્વ અને કષાય તો દર્શન ચારિત્ર મોહનીય કર્મના ઉદયથી જીવને થાય છે, એટલે જીવ તેમાં સ્વતંત્ર નથી. અને અશુભયોગ તો જીવના વર્તમાન પુરૂષાર્થથી થાય છે, જીવ કરે તો અશુભયોગ થાય, અને ન કરે તો ન થાય. એટલે જીવ તેમાં ઘણો સ્વતંત્ર છે, અને પરતંત્ર ભૂલ હંમેશ નાની ગણાય છે, અને એવો અપરાધી ઓછો દંડાય છે, ત્યારે સ્વાધીન ભૂલ જ મોટી ગણાય છે, અને તેનો અપરાધી જીવ વધારે દંડાય છે.

**અનંતપણે અશુભયોગ જ કારણ છે.**

જેને વર્તમાનમાં અશુભયોગ નથી, પરંતુ મિથ્યાત્વ છે, હિસામાં શ્રધ્ધા છે, તે ભવિષ્યમાં હિંસક થઈ શકે, તે મૂળ કારણની અપેક્ષાંથી મિથ્યાત્વ, કષાયને પ્રબલ ગણવામાં આવ્યા છે, તે અપેક્ષાનો નિષેધ નથી. પરંતુ વર્તમાનમાં તો, મિથ્યાત્વ અને કષાય પ્રભાવિત અશુભયોગ જ કર્મબંધમાં પ્રધાન છે, તે સ્વીકાર્યા વિના છૂટકો નથી.

## યોગ પોતેય શુભાશુભ છે.

અમુક એમ કહે છે કે—યોગ પોતે શુભ કે અશુભ નથી, પરંતુ જેવી કષાય જોડાય તે પ્રમાણે યોગ શુભ કે અશુભ બને છે, એટલે કષાય જ કર્મબંધનું મુખ્ય કારણ છે, તે મત બરાબર નથી. કેમકે કષાયની તીવ્રતા-મંદતા સાથે શુભાશુભ યોગનો પરસ્પર નિયત અવિનાભાવ સબંધ નથી. અમુકને અનંતાનુબંધી કષાય ઉદય હોવા છતાં શુભ યોગ મળે છે, અને અમુકને સંજવલન માત્ર કષાય હોવા છતાં અશુભ યોગ હોય છે.

જો - કે - અનંતાનુબંધી હોય તો અશુભયોગની સંભાવના વધુ, અને સંજવલન માત્ર હોય તો, અશુભ-યોગની સંભાવના ઓછી, એવો સંબંધ ખરો પણ અવિનાભાવ=ચોકકસ સંબંધ તો નહીં જ.

## વૈરભાવ નહી. વૈર યોગ જ મુખ્ય કારણ છે.

અમુક લોકો એમ માને છે કે–પોતાની કાયા વડે બીજા જીવને તેની કાયાથી જુદી કરવી તે હિંસા છે, અને તે પ્રત્યે વૈર, ઘૃણા, કલુષતા ઇત્યાદિ રાખવી તે કષાય છે. અને હિંસાદિ કરતાં વૈરાદિ જ મુખ્ય છે. કેમકે હિંસા હોવા છતાં વૈર ન હોય તો પાપ ઓછું,

અને હિંસા ન હોવા છતાં વૈરાદિ હોય તો, પાપ વધારે થાય છે. માટે કષાય જ મુખ્ય છે, તે મત બરાબર નથી. કેમકે કષાય મોહનીયના ઉદયથી જે કષાય થઇ આવે છે, તેથી પાપ વધારે નથી બંધાતુ પણ જ્યારે તેમાં મન વચન કાયનો યોગ=જીવનો વીર્ય વ્યાપાર જોડાય, તોજ વધારે કર્મ બંધાય છે, અને જો કષાય ઉદયમાં આવતા મન વચન કાય યોગ ઉપર અંકુશ નાખવામાં આવે તો, કર્મ તેટલા બંધાતા નથી, એટલે કષાય કરતાં અશુભયોગજ કર્મબંધમાં મુખ્ય હેતુ છે.

## માત્ર કષાય કર્મબંધનું કારણ નથી.

પ્રશ્નકાર કષાયને કર્મબંધનું કારણ કહે છે, તે મિથ્યા છે. માત્ર કષાય જ હોય અને યોગ ન હોય, તેવો, કોઇ જીવ આ જગતમાં નથી, અને માત્ર કષાયથી કર્મ બંધાય તેમ પણ નથી, કેમકે– કષાય તે જીવનો કલુષ ભાવ માત્ર છે, તે જીવની ક્રિયા નથી, જીવની ક્રિયા તો મન વચન કાયાનો યોગ છે, અને ક્રિયા જ કર્મબંધનું કારણ છે. એટલે એકલી કષાય કર્મબંધનું કારણ નથી, પરંતુ અશુભ યોગ જ કર્મબંધનું મુખ્ય કારણ છે.

## તો, જીવ આશ્રવ નિરોધ કરી શકે નહી.

જો માત્ર કષાયને કર્મબંધનું કારણ માનવામાં આવે, યોગને કર્મબંધનું કારણ માનવામાં ન આવે તો, આશ્રવ નિરોધમાં જીવનો સામર્થ્ય હણાશે, અને તેને કર્મબંધ ચાલુ રહેશે, કેમકે–જ્યારે કષાય મોહનીયનો ઉદય થાય, ત્યારે જીવ કષાયાત્મા થવાનો જ, અને કષાય હોય તો, કર્મ બંધાવાના જ, અને આમ થાય તો, કષાયથી કષાય મોહ કર્મ અને કષાય મોહથી કષાય. આ પ્રમાણે ચક્ર ચાલતો જ રહે, એટલે ભવ્યને પણ સંસાર શાશ્વત થઇ જાય, અને મુક્તિનો અભાવ આવી ઉભો રહે.

અને જો અશુભયોગને પણ કર્મબંધનું કારણ માનવામાં આવે તો, જીવને સંભવ સ્વતંત્રતા મળે. પહેલા તો જીવ એવા ભદ્ર શુભયોગને દૃઢ બનાવે કે, જેથી કષાયનો ઉદય ઘટતો જ જાય, અને જેટલો કષાયનો ઉદય થાય તેને પણ અશુભયોગના અભાવમાં વિફલ જેવો બનાવી નાખે, એમ અનુક્રમે પૂર્વકર્મને નિર્જરતો જાય, અને નવા કર્મને રોકતો જાય, અને છેવટે મોક્ષ પામે.

**કષાય સાપેક્ષ યોગ અશુભ છે.**

જો એમ પૂછવામાં આવે કે–જો અશુભયોગ વિના કષાય માત્રથી કર્મબંધ નથી તો, અશુભયોગ નિરોધ

થયા પછી પ્રમાદ અને કષાયથી કર્મબંધ કેમ થાય છે? તો ઉત્તર એ છે સિદ્ધાંતમાં જીવ હિંસા ન થાય તેવી યતનાના અભાવવાળા યોગને અશુભ યોગ કહ્યો છે, તે અશુભ યોગ ત્યાં નથી, પરંતુ અશુભયોગનો ત્યાં સર્વથા અભાવ નથી, પ્રમાદ અને કષાયમાં જે અને જેટલો યોગ જોડાય છે, તે અશુભયોગ ત્યાં પણ છે જ, અને તેના સહકારથી જ ત્યા કર્મ બંધાય છે. અલબત ત્યાં પ્રમાદ અને કષાયને પણ ઘટાડનાર શુભયોગ જ પ્રધાન છે, પ્રમાદ અને કષાયમાં જોડાતો અશુભયોગ અલ્પ છે, છતાં તેનો અભાવ નથી, અને તેવા યોગને શુભ યોગ કહી શકાય નહીં. સિધ્ધાંત વ્યવહારમાં તે અશુભ યોગ પ્રત્યે ઉદાસીનતા કરીને ત્યાં શુભ યોગ જ માન્યો છે, તે અપેક્ષાની વાત જુદી છે.

સામોપક્ષ એમ માને છે કે–કષાય વડે પણ કર્મ બંધાતા નથી, અને યોગ વડે પણ કર્મ બંધાતા નથી, પરંતુ જ્ઞાતા દૃષ્ટા ન રહેવાથી કર્મ બંધાય છે. જો જીવ માત્ર જ્ઞાતા દૃષ્ટા જ રહે તો કર્મ બંધાતા નથી, તે માન્યતા પણ મિથ્યા છે.

આશ્રવ સંવરના ચાર કારણ છે—(૧) ભાવ=જીવ હિંસાના ભાવ તે આશ્રવ, અને જીવ અહિંસાના ભાવ તે સંવર. (૨) ઉપયોગ=જીવને મારવા માટે શસ્ત્રુ કયાં

છે ? આદિ ઉપયોગ લગાવવો તે આશ્રવ છે, અને જીવ હિંસા ન થાય માટે ગમનાદિ કાલમાં આ જીવ છે કે અજીવ, આદિ ઉપયોગ લગાવવો તે સંવર છે. (૩) કરણ=જીવને મારવા માટેના અશુભ મન વચન કાયા, શસ્ત્ર ઇત્યાદિ અધિકરણ તે આશ્રવ છે, અને જીવ રક્ષા માટેના શુભ મન વચન કાયા મુખવસ્ત્રિકા, રજોહરણાદિ તે સંવર છે. (૪) યોગ=હિંસાના ભાવ, હિંસામાં ઉપયોગ, અને હિંસાના અધિકરણમાં વીર્ય વાપરવું તે આશ્રવ છે અને અહિંસાના ભાવ, અહિંસામાં ઉપયોગ અને અહિંસાના ઉપકરણમાં વીર્ય વાપરવું તે સંવર છે.

આ ચારમાં કષાયની તીવ્રતા, મંદતા મોહનીય કર્મના ઉદય પ્રમાણે થાય છે, તેમાં જીવ સ્વ વશ નથી. ઉપયોગ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ પ્રમાણે મળે છે, તેમાંય જીવ સ્વાધીન નથી. અને મન વચન કાયા ઉપકરણ આદિનો લાભ, અંતરાયના ક્ષયોપશમ અને નામગૌત્રના ઉદય પ્રમાણે મળે છે, તેમાંય જીવ સ્વતંત્ર નથી. માત્ર જીવ યોગ–વ્યાપારમાં સ્વતંત્ર છે. કેમકે તે કર્મના ઉદયાદિના કારણે નથી, વર્તમાન પુરૂષાર્થ રૂપ છે, તેમાં જીવ જો મન વચન કાયાના યોગ વ્યાપારને કષાય, કુજ્ઞાન, અને અધિકરણમાં જોડે તો પાપ વધારે થાય, અને જો કષાયાદિમાં યોગ ન જોડે તો, તે કષાય જ્ઞાનાભાવાદિ તીવ્ર કર્મ બાંધી શકે નહીં. એટલે જ્ઞાતા દ્રષ્ટા ન રહે-

વાથી=ઉપયોગ રાખવાથી જ કર્મ બંધાય છે, એમ એકાંત કહેવું પણ મિથ્યા છે, અને અનુપયોગને મુખ્યતા આપવી પણ મિથ્યા છે.

ઉપરાંત સામાપક્ષનું જ્ઞાતા દ્રષ્ટા પણું તો, વિપરીત જાતનું છે જીવની અહિંસા માટે જીવ અજીવનો ઉપયોગ તેને સિધ્ધાંતકાર સમ્યગ ઉપયોગ કહે છે, અને જીવના દુઃખની ઉપેક્ષા તેમજ જીવની હિંસા માટેનો ઉપયોગ તેને સિધ્ધાંતકાર સમ્યગ ઉપયોગનો અભાવ કહે છે, જ્યારે સામાપક્ષ જીવની રક્ષાના હેતુથી જ્ઞાતા દ્રષ્ટાપણાને અજ્ઞાન કહે છે, અને જીવ મરે કિંવાં જીવે તે નિયતિ પ્રમાણે થવાનું થશે, હું કાંઇ યોગની પ્રવૃતિ કરતો નથી, કે નિવૃતિ કરી શકતો નથી, એમ સમજવું તેને જ્ઞાતા દ્રષ્ટા પણું કહે છે, આવું જ્ઞાતા દ્રષ્ટા પણું અહિંસા વિહીનતા છે, અજ્ઞાન મિથ્યાત્વ છે.

જો કે કેવલી ભગવાનનું પણ યોગ સામર્થ્ય અનંત અને અતિશય હોવા છતાં, સર્વ શકિતમાન નથી. એટલે તેઓ પણ સર્વ જીવની રક્ષા કરી શકવા સમર્થ નથી, અને મહા બલવંત દૃષ્ટ અનાર્ય પણ સર્વ જીવને મારી શકતો નથી, નિકાચિત આયુષ્ય વગેરે બીજા પણ અનેક કારણો તેમાં રહેલા છે, પરંતુ જીવ પોતાની પ્રવૃત્તિ નિવૃતિ કરતો નથી, કરી શકતો નથી, અને તેથી જીવ મરતા કે

જીવતા નથી, નિયતિ પ્રમાણે જ જીવ, જીવે મરે છે, એવી માન્યતા સાંવ મિથ્યા છે, એવી માન્યતામાં ભૂત-કાળની હિંસાનો પશ્ચાતાપ, વર્તમાનમાં જીવ હિંસાથી યતના અને ભવિષ્ય માટે હિંસાનું પ્રત્યાખ્યાન સર્વનો નાશ થાય છે, એવી માન્યતા વાળામાં ભલે ઘોર પાપ કર્મનો બંધ ન થાય પરંતુ ભવચક્રનો અંત નથી જ. કેમકે જૈન ધર્મનો સારજ અહિંસા=અશુભયોગ નિરોધ છે, તે વિના મોક્ષ ન જ હોય, અને તે હોય તો જ મોક્ષ થાય.

## દ્રવ્ય ક્ષાયોપશમ મોક્ષ માર્ગ નથી.

ક્ષાયોપશમ બે પ્રકારના છે, (૧) દ્રવ્ય ક્ષાયોપશમ અને (૨) ભાવ ક્ષાયોપશમ. (૧) જેમાં કોઇ પણ જીવને કોઇપણ જાતનું દુઃખ ન થાય, અને સર્વ જીવો પરમસુખને પામે એવી ઉત્તમ કરૂણા નથી, પરંતુ ઉપેક્ષા છે, એવી કષાયની મંદતા તે દ્રવ્ય ક્ષાયોપશમમાં આવે છે, અને જેમાં સર્વ જીવો પ્રત્યે કરૂણાભાવ વર્તે છે. તે માટે ઉપયોગ અને શુભયોગની પ્રવૃતિ છે, અને તેજ ભાવે છેવટે સિધ્ધ દશાજ સાધ્ય છે, એવો કષાયનો ઉપશમ તે ભાવ કષાયઉપશમ છે.

તેમાં દ્રવ્ય ક્ષાયોપશમ તે મોક્ષમાર્ગ નથી, ભાવ

કષાયોપશમ તેજ મોક્ષમાર્ગ છે. જ્યારે દ્રવ્ય કષાયોપશમ મોક્ષમાર્ગ નથી, ત્યાં તે સરળ મોક્ષમાર્ગ છે, એમ કઈ રીતે કહેવાય ?

## કષાયોપશમ સરળ માર્ગ નથી.

કષાયોપશમ અને પ્રત્યાખ્યાન તે બેમાં પ્રત્યાખ્યાનજ સરળ માર્ગ છે; કેમકે–પ્રત્યાખ્યાન તો જે બાબતમાં મન વચન કાયાના અશુભયોગ પોતે કરતો ન હોય, તે બાબતમાં પણ થઇ શકે છે, ઉપરાંત મનવચન કાયા ઉપર અંકુશ સ્વાધીન છે, એટલે પ્રત્યાખ્યાન વડે આગળ વધવું તે જ સરળ માર્ગ છે. પરંતુ સીધો કષાયોપશમ સરળ માર્ગ નથી, કેમકે તે તો ઉદયાગત છે, અને કર્મથી પરાધીન છે, એટલે કષાયોપશમ સરળ માર્ગ નથી.

## કષાયોપશમ માર્ગ નથી.

જેને અમુક વ્યકિતઓ કષાયોપશમ કહે છે, ખરેખર તે સીધો કષાયોપશમ નથી, પરંતુ યોગો ઉપર અંકુશ છે. યોગો ઉપર અંકુશ કરતા કષાય કાબુમાં આવે છે, યોગો ઉપર અંકુશ મેળવ્યા વિના કષાયનો સીધો ઉપશમ કે અટકાવ શકય ન હોવાથી, કષાયોપશમ માર્ગ

નથી, અને મન વચન કાયાના યોગને અટકાવવા, યથા-સંભવ પોતાના પુરૂષાર્થની વાત છે. અને તેને અટકાવીને અને સુધારીને મિથ્યાત્વ અવ્રત, પ્રમાદ તથા કષાયને પણ અટકાવી શકાય. સિધ્ધાંતમાં સર્વત્ર મિથ્યાત્વ કષાય આદિને નિવારવા માટે સાવધ યોગ વર્જન અને નિર-વધયોગ આસેવનનેજ ઉપાય તરીકે વર્ણવ્યો છે. બે ઘડીની સામાયિકથી લઇ યાવજ જીવન સંયમને સર્વ સાવધયોગ વર્જન અને નિરવધયોગ આસેવન પ્રતિજ્ઞા પૂર્વક જ છે. એટલે યોગ નિરોધ તેજ માર્ગ છે.

—o—

## પ્રશ્નોત્તર અગીયારમો

પ્રશ્ન ૧૧ મો.

જીવ સમયે સમયે અનંતા કર્મો બાંધી રહ્યો છે, તો તેમાંથી તૂં કેટલા કર્મોને હટાવીશ, માટે કર્મ ક્ષય કરવાનું લક્ષ નહી રાખતા, સ્વરૂપ તરફ, સ્વભાવ તરફ લક્ષ રાખીશ તો કર્મો તેની મેળે ખરી જશે.

ઉત્તર ૧૧ મો–

કર્મવાદ સત્ય છે.

જીવ સમયે સમયે અનંતા કર્મોને બાંધી રહ્યો છે. તે મત બરાબર છે. કેમકે–જીવ માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ નથી, પરંતુ કર્તા પણ છે, મન વચન કાયા વગેરે તેના કરણો છે=ક્રિયા કરવાના સાધનો છે. મન વચન કાયાની પ્રવૃત્તિ તે જીવની ક્રિયા છે, અને તે ક્રિયા વડે જીવ કર્મ વર્ગણાના પુદગલો પોતાની સાથે કર્મ પણે બાંધે છે.

તે બંધાતા કર્મ પુદગલોમાં અનંત સ્કંધો હોય છે, અને દરેક કર્મ સ્કંધ અનંત અનંત પ્રદેશોના સમૂહરૂપ હોય છે. અને જીવ જ્યાં લગી સયોગી હોય છે, ત્યાં સુધી એક પણ સમયના વિરહ વિના નિરંતર પણે કર્મ બાંધતો જ રહે છે. એટલે સયોગી જીવ સમયે સમયે અનંત કર્મ બાંધી રહ્યો છે, તે મત બરાબર જ છે.

## જીવમાં કર્તૃત્વ વિના કર્મ સંભવ નથી.

પરંતુ સામાપક્ષની માન્યતા સાથે આ મત સંગત નથી, કેમકે–સામોપક્ષ જીવને માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ માને છે, કર્તા માનતો નથી, પરંતુ જીવને માત્ર જ્ઞાતા દ્રષ્ટા માનવાથી, કર્તા ન માનવાથી કર્મ બંધ થઇ શકે નહીં. કેમકે–જીવ કર્તા હોય તો કર્મ થાય, જીવ કર્તા ન હોય તો કર્મ ન થાય. જો જીવ કર્મ બાંધે છે, એમ માનવું હોય તો, જીવ કર્તા છે, એમ માનવું જોઇએ. અને જો કર્તા ન માનીએ તો કર્મ બંધની વાત બંધ બેશે નહીં.

## જીવમાં ક્રિયા વિના કર્મ સંભવ નથી.

એવી રીતે સામો પક્ષ મનવચન કાયાને જીવના કરણ માનતો નથી, મન વચન કાયાની ક્રિયાને જીવની

ક્રિયા માનતો નથી, જડની ક્રિયા માને છે. જો મન-વચન કાયા તે જીવના કરણ ન હોય, મનવચન કાયાની ક્રિયા જીવની ક્રિયા ન હોય જડની ક્રિયા હોય તો, મન-વચન કાયાની ક્રિયા વડે બંધાતા કર્મ જીવ બાંધે છે, એમ કેમ કહી શકાય ? જો મનવચન કાયાની ક્રિયા જડની ક્રિયા હોય તો, કર્મ બાંધનાર જડ માનવો જોઇએ, તે જીવ માનવો ન જોઇએ. અને જો કર્મને બાંધનાર જીવ માનવો હોય તો, મન વચન કાયાની ક્રિયાને જીવની ક્રિયા માનવી જોઇએ, જડની ક્રિયા માનવી ન જોઇએ.

## પરસ્પર અસર વિના કર્મ સંભવ નથી.

એવી જ રીતે સામોપક્ષ કોઇ એક વસ્તુ કોઇ બીજી વસ્તુ ઉપર કાંઇ જ કરી શકે નહીં, એમ માને છે. હવે જો એમ જ હોય તો, જીવ અને કર્મ બન્ને એક બીજાથી જુદી વસ્તુ છે=જુદા દ્રવ્ય છે, અને જીવ કર્મને બાંધે છે, તે જીવની કર્મ ઉપર અસર છે. અને જીવ કર્મ વડે બંધાય છે, તે કર્મની જીવ ઉપર અસર છે. પરસ્પર જુદા દ્રવ્યોમાં આ અસર કેમ સંભવે ? જો કોઇ ઉપર કોઇની અસર ન હોય તો, જીવની કર્મ ઉપર અસર=કર્મ વડે બંધાવાપણું થવું ન જોઇએ, અને જો આ અસર થતી હોય તો, કોઇ કોઇનું કાંઇ કરી શકે

નહી, આ સિદ્ધાંત છોડવો જોઇએ.

## અન્યથા કાર્ય કારણ ભાવનો લોપ થાય.

સામો પક્ષ એમ માને છે–જ્યારે જીવના આ તરફ રાગદ્વેષ, અજ્ઞાન ભાવ થાય, ત્યારે ઓલીકોર નિમિત્ત–નૈમિત્તિક ભાવથી કર્મ પોતેજ બંધાય છે, જીવ બાંધતો નથી, છતાં જીવ કર્મ બાંધે છે, એમજ બોલાય છે, તે વ્યવહારનય છે, અસત્યાર્થ વચન છે, સત્ય સિદ્ધાંત નથી. પરંતુ તેમનો આ મત ખોટો છે. કેમકે આમ માનવામાં આવે તો, કાર્ય કારણ સિદ્ધાંતનો લોપ થાય કેમકે જીવ–કર્મ પરસ્પર નિમિત્ત નૈમિત્તિક હોય, અને પોતપોતાની અપેક્ષાએ સ્વભાવ–સ્વાભાવિક હોય તો, પછી કાર્યકારણ સિદ્ધાંત ક્યાં રહે ? જો એમ કહેવામાં આવે તો, દરેક દ્રવ્ય પોતે જ કારણ છે, અને તેની પર્યાય તેજ કાર્ય છે, તો પછી સ્વભાવ સ્વાભાવિક સબંધનો અભાવ થાય, કેમકે દરેક દ્રવ્ય બીજા દ્રવ્યના નિમિત્તથી કાર્યરૂપે પરિણમે તેની યોગ્યતાને કારણ કહો, કિંવા સ્વભાવ કહો, તમારા કથન પ્રમાણે શો ફેર પડે છે ? અને બીજા દ્રવ્યના નિમિત્તથી કાર્યરૂપે પરિણમન તેને કાર્ય કહો કિંવા સ્વાભાવિક=સ્વભાવ પરિણમન કહો શો ફેર પડે છે ? કાંઇ જ ફેર પડતો નથી, એટલે જો જીવ કર્મ આદિમાં કાર્યકારણ ભાવનો જો અભાવ

માનીએ તો, કાંતો કારણ-કાર્ય ભાવનો અભાવ થાય, કિંવા સ્વભાવ-સ્વાભાવિક અને કાર્ય-કારણ ભાવમાં ફેર ન રહે. કારણ કાર્ય ભાવના અસ્તિત્વ માટે, અને સ્વભાવ સ્વાભાવિક ભાવથી ભિન્નતા માટે, જીવ કર્મ આદિમાં નિમિત્ત નૈમિત્તિક ભાવ ન માનીને કાર્ય કારણ ભાવ માનવો જોઇએ.

## જીવ કર્મમાં નિમિત્ત નૈમિત્તિક ભાવ નથી.

વિશ્વની માટી અને ઘડામાં વ્યાપ્ય-વ્યાપક ભાવ છે, વિશ્વની માટી વ્યાપક છે; અને ઘડો વ્યાપ્ય છે. ઘડો સ્વભાવે કરી જુનો થાય, તે ઘડાનો સ્વભાવ અને જુનાપણું તે સ્વાભાવીક ભાવ છે. ઘડા અને કુંભારમાં કાર્ય કારણ ભાવ છે, ઘડો કાર્ય છે, કુંભાર કારણ છે. અમુક અપશુકન થાય અને ઘડો ફૂટે, તે નિમિત્ત નૈમિત્તક ભાવ છે, અપશકુન તે નિમિત્ત છે, અને ઘડાનું ફૂટવું તે નૈમિત્તક ભાવ છે. આ રીતે દરેક ભાવ જુદા જુદા છે. અપશકુન અને ઘડાનો ફૂટવામાં જેવો નિમિત્ત નૈમિત્તક ભાવ છે, તેવો જ જીવ અને કર્મમાં નિમિત્ત-નૈમિત્તિક ભાવ સામો પક્ષ માને છે. પરંતુ કુંભાર અને ઘડામાં જેવો કાર્ય કારણ ભાવ છે, તેવો ભાવ સામો પક્ષ માનતો નથી, તે બરાબર નથી.

કહેવાનુ તાત્પર્ય એમ છે કે-જ્યારે દ્રવ્ય સ્વભાવ માત્રથી પરિવર્તન પામતો હોય, તો તે સ્વભાવ સ્વાભાવિક ભાવ માનવો જોઇએ. અને જ્યારે દ્રવ્ય સ્વભાવ સિવાયના કારણથી પરિવર્તન પામતો હોય ત્યારે કારણ કાર્ય ભાવ માનવો જોઇએ. જેમકે-ઘડો સ્વભાવે જુનો થાય તો, સ્વભાવ-સ્વાભાવિક ભાવ છે, અને જ્યારે માટી બીજા કુંભાર કારણથી ઘડા રૂપે પરિવર્તન પામતી હોય તો, કારણ-કાર્ય ભાવ માનવો જોઇએ. અન્ય કારણને સાપેક્ષ એવા સ્વાભાવને પણ કારણ માની કુંભાર-ઘડાની પેઠે માટી-ઘડામાં પણ કારણ-કાર્ય ભાવ માનવો હોય તો, તેની ના નથી જ. અહીં કર્મ વર્ગણા પુદગલો સ્વભાવ માત્રથી કર્મ રૂપે પરિણમતા નથી, કે શકુનની પેઠે..........નિમિત્ત માત્રથી પણ કર્મ રૂપે પરિણમન પામતા નથી, પરંતુ જીવના યોગ રૂપ ક્રિયાથી ( અને પોતાના ક્રિયા સાપેક્ષ પરિણમન ભાવથી ) પરિણમન પામે છે, એટલે તે સ્વભાવ કે નિમિત્ત ભાવ નથી, કારણ-કાર્ય ભાવ છે.

## જીવ ભોક્તા અને વિકર્તા પણ છે.

જીવ માત્ર જ્ઞાતા દૃષ્ટા જ નથી, પણ કર્તા પણ છે, અને કર્મના ઉદય ક્ષયાદિ ફલનો ભોકતા પણ છે, તેમજ કર્મનો વિકર્તા પણ છે=કર્મનો સંવર તથા નિર્જરા પણ કરનાર છે.

છકાય જીવને દુઃખ આપવાથી કર્મ બંધાય છે, તેમાં હિંસાદિ વડે બીજા જીવને દુઃખ થાય છે, હિંસા વડે બીજા જીવોને પરમદુઃખ થાય છે, અને જુઠ ચોરી આદિ વડે તેથી ઓછું દુઃખ થાય છે, પરંતુ આ બધા જ ૧૮ પાપો એક કે બીજી રીતે નકકી કે સંભવ પણે ઓછા કે વત્તા બીજાના દુઃખના કારણો છે.

એમ જે જે પ્રવૃતિ બીજાને દુઃખ આપનાર છે, તે તે પ્રવૃતિ સમયે સમયે અનંત અનંત કર્મને બાંધનારી છે, અને તે પ્રવૃત્તિથી નિવૃત્તિ સમયે સમયે અનંત અનંત કર્મ બંધને અટકાવનારી છે.

અને છકાય જીવોને દુઃખ આપવાથી જેમ સમયે સમયે અનંત અનંત કર્મ જીવ બાંધે છે, તેવીજ રીતે જ્યારે જીવ સર્વ જીવોને દુઃખ આપવાના બધા જ દ્વારોને યથા સંભવ બંધ કરીને, આપેલ દુઃખ પ્રત્યે પશ્ચાતાપ સહિત ભવિષ્યમાં હવે યથા સંભવ દુઃખ નહીં આપુ, એવા ભાવ યુકત પૂર્વે આપેલ દુઃખ પ્રત્યે દંડ તરીકે ઉપવાસાદિ વડે વેદના ઉત્પન્ન કરી, પોતાના આત્માને તપાવે છે, ત્યારે તે જીવ સમયે સમયે અનંત અનંત કર્મને નિર્જરે છે.

**વસ્ત્રનું દૃષ્ટાંત:**

જેમ વસ્ત્રને ન સાચવવાથી વસ્ત્ર મેલું થાય છે= સમયે સમયે તે ઉપર અનંત અનંત મળ સ્કંધો ચોંટે છે, અને ક્ષાર, જલ, ઉષ્ણુતા આદિના યોગથી શોધક ક્રિયા વડે શુધ્ધ થાય છે=તેમાંથી અનંત અનંત મળ સ્કંધ છૂટા પડે, તેવીજ રીતે હિંસાદિ અશુભ યોગ વડે જીવ સમયે સમયે અનંત અનંત કર્મ બાંધે છે, અને પ્રાયશ્ચિત્તાદિ આભ્યંતર તપ સહિત અનશનાદિ બાહ્ય તપ વડે, જીવ સમયે સમયે અનંત અનંત કર્મને નિર્જરે છે.

## બંધ અને નિર્જરા કરનારના ભંગ.

બંધ અને નિર્જરામાં, અમુક જીવો જેટલા કર્મ બાંધે છે, તેટલીજ નિર્જરા કરે છે. અમુક જીવો વધુ કર્મ બાંધે છે, અને ઓછા કર્મ નિર્જરે છે. કેટલોક જીવો ઓછા કર્મ બાંધે છે, અને વધુ નિર્જરે છે. કેટલાક જીવો માત્ર નિર્જરા કરે છે, બંધ નથી જ કરતા.

જે જીવો છકાય જીવના મહારંભ=મહા હિંસામાં, મહા પરિગ્રહમાં, પચેન્દ્રિય વધમાં, માંસાહારમાં આદિ છકાય જીવોના દુઃખના નિર્દયતાના કાર્યોમાં તીવ્રપણે મન વચન કાયાના યોગો જોડે છે, ત્યારે તે અલ્પ

નિર્જરા કરે છે=સામાન્ય ચાલુ નિર્જરા કરે છે, અને વધુ કર્મ બાંધે છે.

જે જીવો ૧૨મી ભિક્ષુ પ્રતિમા આદિમાં છકાય જીવની હિંસા આદિથી સર્વથા વિરત તથા તપ કાયોત્સર્ગ પરિષદ ઉપસર્ગ સહનમાં વિદ્યમાન અને વર્ધમાન હોય છે, ત્યારે તે અલ્પકર્મ બાંધે છે=ઉદયમાં રહેલી અલ્પ સંજવલન કષાય પ્રમાણે બંધ કરે છે, અને વધુ નિર્જરા કરે છે.

જે જીવો પ્રકૃતિ ભદ્ર આદિ હોય=સામાન્ય રીતે કોઇ છકાય જીવને દુઃખ ન આપે, તેઓ દુઃખ આપે તો ખમી લ્યે, માત્ર પોતાના જીવન પૂરતા કે પ્રતિરક્ષા પૂરતા જ અશુભયોગ આદિમાં રહે, તે જીવો લગભગ જેટલા કર્મ બાંધે છે, એટલા જ કર્મની નિર્જરા પણ કરી લ્યે છે.

૧૧ મા ગુણ સ્થાનથી જીવો પાપ કર્મ બાંધતા જ નથી, ૧૪ ગુણ સ્થાને તો કર્મ બંધનો સર્વથા જ અભાવ થઇ જાય છે.

**બંધ હાનિ, નિર્જરા વૃદ્ધિ.**

અલ્પકર્મની નિર્જરા કરનાર વધુ કર્મ બાંધનાર જીવ, જ્યારે મિથ્યાત્વ આદિ ગુણસ્થાનોમાં વિશુધ્ધમાન અને પ્રગતિમાન બને છે, ત્યારે તે અનુક્રમે કર્મ નિર્જરાને વધારતો જાય છે, અને કર્મ બંધને ઘટાડતો જાય છે, અને એમ કરતો કરતો તે પહેલાં કર્મબંધ અને કર્મ નિર્જરા બન્ને સમાનની સ્થિતિ પામે છે. અને પછી વધતો વધતો કર્મબંધ અલ્પ, અને કર્મ નિર્જરા વધારે, તે સ્થિતિમાં પહોંચે છે. ત્યાર પછી તે ક્ષપક શ્રેણિમાં હોય તો, ૧૨માં ગુણ સ્થાન કે માત્ર પાપ નિર્જરા, પાપ બંધ નહીં જ, એવી સ્થિતિમાં પહોંચે છે, ૧૪ ગુણ સ્થાન કે પુણ્ય બંધ પણ નહીં, માત્ર નિર્જરા એવી સ્થિતિ પામે છે. અને છેલ્લે સર્વ કર્મ ખપાવી સિધ્ધ બુધ્ધ યાવત સર્વ શારીર માનસ દુઃખથી રહિત બને છે.

## બંધ નિર્જરાનો અલ્પ બહુત્વ.

સમયે સમયે અનંત અનંત કર્મ બાંધનાર જીવ, એક સમયમાં વધુમાં વધુ ૭૦ કોટી કોટી સાગરોપમ કાલમાં ભોગવાય તેટલા કર્મ બાંધે છે. ભવની અપેક્ષાએ અસંખ્ય ભવ સુધી ભોગવાય તેટલા કર્મ બાંધે છે. એવા કર્મને બાંધતી વખતે તે જે કર્મ નિર્જરે છે, તે બાંધતા કર્મની અપેક્ષાએ બહુ જ થોડા હોય છે.

અને સમયે સમયે અનંત અનંત કર્મ નિર્જરનાર જીવ, એક સમયમાં વધુમાં વધુ ક્રોડો ભવના સંચિત કર્મોને નિર્જરે છે, અને તે વખતે બંધાતા કર્મ તેની સામે બહુજ નજીવા હોય છે.

## બંધ નિર્જરા ચક્ર.

આ જગતમાં એવો તો કોઇપણ જીવ નથી કે જે સમયે સમયે અનંત અનંત કર્મને બાંધતો જ હોય, અને નિર્જરતો ન હોય, કેમકે જે કર્મ બંધાય છે, તેને ભોગવવા જ પડે છે, અને જે કર્મ ભોગવાય છે, તે કર્મોની નિર્જરા થાય જ, કર્મ બંધાય અને ભોગવવા ન પડે એવું તો કોઇનેય બનતું નથી.

વળી એવા પણ કોઈ જીવ જગતમાં નથી, કે જે અનાદિ કાળથી વધુ જ કર્મ બાંધતા હોય અને ઓછા જ કર્મ નિર્જરતા હોય, કેમકે એમ બને તો, બધા કર્મોનો ભોગવટો ન થાય, અને કર્મનો ભોગ તો થવો જ જોઇએ, પછી તે ભોગ, પ્રદેશે=અનુભવ વિના, થાય કે વિપાકે=અનુભવ સહિત થાય. તપે કરીને થાય કે વેદના વડે થાય, એટલે વધુ કર્મ બાંધનારો જીવ, કોક વખતે વધુ કર્મ નિર્જરા કરનારો પણ બને જ છે. પછી તે સમ્યગ દ્રષ્ટિ હોય કે મિથ્યા દ્રષ્ટિ, ભવ્ય હોય કે

અભવ્ય, વધુ બાંધનાર વધુ નિર્જરા કરનાર પણ બને જ છે.

વધુ કર્મ બાંધનાર, વધુ નિર્જરા કરનાર પણ બને જ છે, તે બાબત સામાન્ય પણે કહી. જો તેને વિશેષ કરી સમજીએ તો, વધુ નિર્જરા કરનારમાં એક મોટો તફાવત એ છે કે—અભવ્યાદિ જીવો વધુ કર્મ નિર્જરા કરનાર બનવા છતાં, રાગદ્વેષ ગ્રંથી= હિંસા ગ્રંથી, ને છેદવાને નિકટ આવીને પણ છેદી શકતા નથી, અહિંસા તત્વને પામી શકતા નથી, અને તે ફરીથી તીવ્ર રાગદ્વેષ=પોતાને સાતા અને અન્યને હિંસાદિ અસાતામાં જોડાઇ ફરી વધુ કર્મ બાંધનાર બને છે. આ રીતે તેમનો વધુ કર્મબંધ, સમકર્મ બંધ, અને અલ્પ કર્મબંધનું આ ચક્ર ફરતું જ રહે છે, અને તેના ફળે કરીને નરક, તિર્યંચ, મનુષ્ય, તથા દેવગતિ, આ રીતે ભવ ભ્રમણ થતા જ રહે છે.

## બંધ નિર્જરા ચક્રનો અંત.

ત્યારે ભવ્ય જીવો કોઇક વખત વધુ નિર્જરા કરનારથી આગળ વધીને કર્મ બંધ નહીં જ, માત્ર નિર્જરા, એવા તબક્કામાં પણ પ્રવેશે છે, અને સર્વ કર્મને ક્ષય કરીને, જ્યાં બીજાથી પોતાને અને પોતાથી બીજાને કોઇ જાતનું દુઃખ નથી, બાધા પીડા નથી, એવા અવ્યાબાધ મોક્ષ સ્થાનને મેળવે છે.

જેમ તળાવને સુકવનારને ત્રણ બાબતોની જરૂર છે.

(૧) તળાવમાં નવા પાણીની આવક બંધ કરવી.

(૨) પહેલાના જલને ખાલી કરવું.

(૩) સૂર્યના તાપ થકી જલને, ભેજને શોષવું. આમ કરવાથી સામાન્ય તળાવો જ નહી મોટામાં મોટા તળાવોના પાણી પણ ખલાશ થઇ જાય છે. એવી જ રીતે કર્મ નિર્જરા કરનારને સર્વ પ્રથમ બીજા જીવોને દુઃખ દેવાનું બંધ કરવું જોઇએ, તેમાં સામર્થ્ય હોય તો, સાધુ થઇ હિંસાદિ સર્વ સ્થૂલ—સૂક્ષ્મ કાયિક, માનસિક સાવધયોગના પ્રત્યાખ્યાન કરવા જોઇએ. અને બીજાને દુઃખ આપવામા મૂળભૂત જે સાતા, જીવનની આશા પ્રશંસા, સન્માન ઇત્યાદિ રાગાત્મક દોષો છે, તે પણ ઘટાડવા જોઇએ. પછી બીજા પગલામાં ઉદયમાં જે અસાતા, નિંદા, અપમાન, અલાભ, મરણ આદિ થાય, તેને તે પ્રત્યે દ્વષ વિના અને સાતાદિ પ્રત્યે રાગ વિના સહવા જોઇએ. અને ત્રીજા પગલામાં અનશનાદિ તપ વડે અસાતા આદિની ઉદીરણા કરવી જોઇએ, એમ કરતા જીવ કોટિ ભવોના સંચિત કર્મ પણ ગજસુકુમાર મુનિની પેઠે ખપાવી નાખે છે.

## સામાપક્ષમાં વિકર્તાપણું સંગત નથી.

જીવ સમયે સમયે અનંત કર્મ બાંધી રહ્યો છે, તેમ કહી, તો તેમાંથી તું કેટલા કર્મોને હટાવીશ? એમ જે સામોપક્ષ કહે છે, તે વચન સત્ય નથી, ભ્રામક છે, અને વળી તેમના મત સાથે સંગત નથી.

સંગત નથી કેમકે–સામોપક્ષ આત્માને માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ માને છે, તે જેમ આત્માને કર્તા નથી માનતો, તેમ તે આત્માને વિકર્તા=કર્મને રોકનાર, અને હટાવનાર પણ માનતો નથી, અને આ કથનમાં તો જીવ કર્મ હટાવી શકે છે એવી માન્યતા આવી, એટલે તેમના મત સાથે આ બાબત બંધ બેસતી નથી.

એવી જ રીતે કોઇ દ્રવ્ય કોઈ દ્રવ્યનું કશું જ કરી શકે નહી, ઇત્યાદિ તેમની સર્વ માન્યતાઓ સાથે જીવ કર્મને હટાવી શકે, આ માન્યતા બંધ બેસતી નથી.

જીવ બાંધેલા કર્મને વધુ હટાવી શકે, અગર ઓછા હટાવી શકે ગમે તે માનીએ એમાં જીવનું વિકર્તાપણું માનવું જ પડે, કેમકે તે વિના કર્મને હટાવી શકવા પણું સંભવ નથી, એવી જ રીતે જો જીવ કર્મ હટાવી શકે તો, એક દ્રવ્ય બીજા દ્રવ્ય ઉપર અસર કરી શકે તે

માન્યા વિના છૂટકો નથી, કેમકે જીવની કર્મ ઉપર અસર થયા વિના જીવ કર્મને હટાવી શકે તે શકયતા બંધ બેસતી નથી.

## પુરૂષાર્થ સર્વત્ર સમાન.

તેમના આ વચન ભ્રામક છે. કેમકે-આ કથનમાં ફલિત એમ થાય છે કે-જીવ સમયે સમયે અનંત કર્મ બાંધે છે. તે બધા જ કર્મો જીવ પોતાના તપાદિ કાર્ય વડે હટાવી શકે નહી; તેમના ઘણાંજ થોડાં કર્મને જીવ હટાવી શકે, પરંતુ આ માન્યતા ભ્રમ માત્ર છે. જીવ સમયે સમયે જેટલા કર્મ બાંધી શકે, તેટલાં હટાવી કેમ ન શકે ? કર્મ બાંધવામાં કે તોડવામાં પોતાના જ વીર્ય યોગ કામ કરે છે, તે વીર્ય જેટલું પાપમાં વપરાય તેટલા કર્મ બંધાય, તેટલું જ વીર્ય જો તપમાં વપરાય તો તેટલીજ નિર્જરા શા માટે ન થાય. થાય જ. જીવનુ વીર્ય એવી વસ્તુ નથી કે-પાપ બાંધવામાં તે પ્રબલ હોય, અને કર્મ તોડવામા નપુસંક હોય, જીવનો પૌરૂષ પાપ બાંધવામાં કે તોડવામાં સમાન પૌરૂષત્વ ધરાવે છે. જેમ સમયે સમયે જીવ અનંત કર્મને બાંધી શકે છે, તેમ જીવ સમયે સમયે અનંત કર્મને નકકી તોડી પણ શકે છે. ક્રોડ ગણા કર્મને પણ તોડી શકે છે.

જો કે કર્મ ક્ષય કરતી વખતે પણ જીવને સમયે સમયે અનંત અનંત કર્મ બંધાય છે, પરંતુ સમ્યક તપસ્વીને જેટલા કર્મ બંધાય છે, તેની અપેક્ષા એ કર્મની નિર્જરા જ વધુ થાય છે, કરોડો ગણી થાય છે, તેથી નિર્જરાનો જ સરવાળો વધુ રહે છે.

## કર્મ ક્ષયનું લક્ષ આવશ્યક.

વળી સામો પક્ષ કર્મ ક્ષય કરવાનું લક્ષ નહીં રાખવાનું કહે છે, તે પણ બરાબર નથી. ભવ્ય જીવ માટે મોક્ષ સાધ્ય છે, અને તે માટે સંવર નિર્જરા સાધન છે. ભવ્ય જીવને પ્રથમ સાધ્ય સાધનનુ જ્ઞાન કરવાનું હોય છે, પછી સાધ્ય–સાધન પ્રત્યે શ્રદ્ધા=રૂચિ, કરવાની હોય છે, અને છેલ્લે સાધ્યની સિદ્ધિ માટે સાધન પ્રત્યે એકાગ્રપણે લક્ષ કરીને સતત સાધના કરવાની હોય છે, ત્યારે જ તે સાધ્ય મોક્ષની સિદ્ધિ કરી શકે છે.

બીજા શબ્દમાં કહીએ તો, ભવ્ય માટે મોક્ષ કાર્ય છે, સંવર નિર્જરા તે કારણ છે, તે પ્રત્યે લક્ષ તે ઉપયોગ છે, અને સંવર નિર્જરાની આરાધના=અહિંસા સંયમ તપની પાલના તે ક્રિયા છે. ઉપયોગ સહિત કારણ વડે ક્રિયા કરવાથી કાર્ય બને છે. ઉપયોગ વિના, કારણ વિના, ક્રિયા વિના કાર્ય બનતું નથી. એટલે

નક્કી છે કે-ભવ્ય જીવને મોક્ષ માટે લક્ષજ નહી, પરંતુ લક્ષ પૂર્વક ક્રિયા કરવાની જરૂર છે, એટલે સામોપક્ષ જે લક્ષ ન રાખવાનુ કહે છે, તે કથન વિપરીત છે.

અને કદાચિત જો લક્ષ વિના ક્રિયા કરવામાં આવે તો, ઉપયોગ વિનાની ક્રિયાને દ્રવ્ય ક્રિયા કહી છે=તે ઇષ્ટ ફળને ઉત્પન્ન કરી શકતી નથી, પાપને ક્ષય કરી મોક્ષ આપી શકતી નથી, કારણ કે લક્ષ વિના ક્રિયામાં નિર્દોષતા અને ઉત્કૃષ્ટતા આવી શકતી નથી, અને નિર્દોષતા તથા ઉત્કૃષ્ટતા વિના પરમ નિર્દોષ અને પરમોત્કૃષ્ટા મોક્ષની ઉપલબ્ધિ થઈ શકતી નથી. એટલે ક્રિયામાં લક્ષ-મોક્ષ રૂપ કાર્ય તથા સંવર નિર્જરા રૂપ ક્રિયા, તથા અહિંસા સંયમ રૂપ કરણમાં એકાગ્ર ઉપયોગ હોવો જ જોઇએ.

## બંધ-ક્ષયમાં વિસંવાદ શા માટે ?

અને જે સામો પક્ષ એમ કહે છે કે-સ્વભાવ તરફ, સ્વરૂપ તરફ લક્ષ રાખીશ તો, કર્મ તેની મેળે ખરી જશે. તેમાં પ્રશ્ન એ છે કે-જો બાંધતી વખતે જીવ કર્મને બાંધતો હોય તો, ખરતી વખતે પણ જીવ જ કર્મને નિર્જરે એમ શા માટે ન માનવું ? અને જો ખરતી વખતે કર્મ પોતાની મેળે ખરતા હોય તો, બંધ

વખતે કર્મ પોતાની મેળે જ બંધાય છે, એમ શા માટે ન માનવું ? બાંધતી વખતે તો જીવ કર્મ બાંધે છે, અને ખરતી વખતે કર્મ પોતાની મેળેજ ખરી જાય છે, આવી વિસંવાદી માન્યતા શા માટે ?

જો એમ માનવામાં આવે કે–જીવજ કર્મનો કર્તા પણ છે, અને વિકર્તા=સંવર નિર્જરા કરનાર પણ છે, તો કર્મ પોતાની મેળે ખરી જશે, આ આશ્વાસન સાચું નથી. અને જો એમ કહેવામાં આવે કે–કર્મ પોતાની મેળે જેમ ખરે છે, તેમ બંધાય પણ પોતાની મેળે જ છે તો, સિદ્ધ ભગવાનને પણ કર્મ પોતાની મેળે કેમ બંધાઇ જતા નથી ? અને અભવ્ય સંકિલષ્ટ પરિણામાદિ વાળાને કર્મ કેમ ખસી જતા નથી ?

## તો, ક્રમબદ્ધ પર્યાયની માન્યતા છોડવી જોઇએ.

જો એમ કહેવામાં આવે કે–ભાવ પ્રમાણે કર્મ બંધાય છે. અને લય થાય છે. સિદ્ધને તેવી જાતના કર્મ બંધાય એવા ભાવ નથી, માટે કર્મ બંધાતા નથી. અને સંકિલષ્ટ પરિણામ વાળાને તેવી જાતના કર્મ ક્ષય થાય એવા ભાવ નથી, માટે કર્મ ક્ષય થતાં નથી. તો શું જીવોના તેવા નરસા ભાવમાં કર્મ બંધાતા અટકી પડે છે ? અને સારા ભાવના અભાવમાં કર્મ ક્ષય

થતો અટકી પડે છે? જો એમ હોય તો, સામોપક્ષ જે 'ક્રમ બદ્ધ' પર્યાયને માને છે, તે માન્યતા કઇ રીતે ટકે? તેને તે માન્યતા છોડવી જોઇએ.

## તો, કર્મને નિમિત્ત શા માટે ન મનાય?

અને જો એમ કહેવામાં આવે કે–બંધ ભાવ અને ક્ષય ભાવ તથા કર્મ બંધ અને કર્મ ક્ષય, કોઇ પોતે અટકતો કે શરૂ થતો નથી, કે એક બીજાને કારણ પણ બીજો અટકતો કે શરૂ થતો નથી, પરંતુ બન્ને નિયત ક્રમ પ્રમાણે જેમ જ્યારે જે રીતે થવાના હોય, તે રીતે થયા કરે છે તો પછી એમ શા માટે ન મનાય કે–જ્યારે કર્મ ખરવાના હશે. ત્યારે પોતાની મેળે આત્મામાં તેવા ભાવ આવી જશે એમજ શા માટે માનવું કે જ્યારે આત્મામાં તેવા જ્ઞાતા દૃષ્ટાના ભાવ આવશે ત્યારે કર્મ પોતાની મેળે ખરી પડશે, એટલે કે નિમિત્તમાં આત્માના ભાવ જ કર્મ ક્ષયમાં નિમિત્ત તરીકે શા માટે માનવા, કર્મનો ભાવી ક્ષય તે આત્માના ભાવમાં નિમિત્ત શા માટે ન માનવો?

## તો, ઉપદેશની જરૂર શી?

જો એમ કહેવામાં આવે કે–હા, બરાબર છે. બંધ ક્ષય ભાવ અને કર્મ બંધ ક્ષય પરસ્પર નિમિત્ત જ છે,

ગમે તે રીતે કહી શકાય. તો પછી શું કર્મ ક્ષય થવાના હશે ત્યારે એવા ભાવ આવી જશે, આવો સિધ્ધાંત અનર્થકારી નહીં નિવડે? અથવા ઉપદેશ વચનની જરૂર જ શી? જ્યારે જે કાલે થવાનુ હશે તેમ થશે જ? ઉપદેશ આપનાર સામા પક્ષ પ્રમાણે ઉપદેશ આપતી વખતે જ્ઞાતા દ્રષ્ટા સ્વભાવથી..........થઇ વિભાવમાં આવી શા માટે કર્મ બંધના ભાગી થતા હશે? અથવા તેમાંય શું એમ માની લેવું કે–હજુ કર્મ બધાવાનુ અને તેટલું સંસાર ભ્રમણ બાકી છે, માટે આવા ઉપદેશ ભાવ આવી જાય છે?

ખરી રીતે તો જીવ જ, ઉન્માર્ગે ચડેલો કર્મનો બંધક, અને સન્માર્ગે ચઢેલો કર્મનો ક્ષપક બને છે. પરંતુ સામા પક્ષે ખોટી માન્યતા ઉપર ચડીને મિથ્યા નિયતિવાદ અંગીકાર કર્યો છે, તે ત્યાગવા જ યોગ્ય છે.

## વિભાવ સંભવ છે કે નહીં?

વળી સામો પક્ષ એમ કહે છે કે–સ્વભાવ તરફ= સ્વરૂપ તરફ લક્ષ કરવાથી કર્મ પોતાની મેળે ખરી પડે છે, તેમાં પૂછવાનું કે–જીવમાં જ્ઞાતા દ્રષ્ટા સ્વભાવ સિવાય પણ કોઇ અન્ય ભાવ સંભવે છે કે નહી? જો જ્ઞાતા દ્રષ્ટા સિવાય કોઇ અન્ય ભાવ સંભવ નથી તો પછી, તમારી માન્યતા પ્રમાણે જીવ અનાદિ અપર્યવસિત રીતે

માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ છે, તો પછી જીવમાં સ્વભાવ સિવાય વિભાવ કેમ છે ? જો સ્વભાવ સિવાય ભાવ સંભવ ન હોય તો, વિભાવ ન હોઇ શકે, અને જો વિભાવ હોઇ શકે તો, સ્વભાવ સિવાય ભાવ ન હોય, તમારી તે માન્યના મિથ્યા ઠરે છે.

જો એમ કહેવામાં આવે કે—જીવ તો અનાદિ અપર્યવસિત જ્ઞાતા દ્રષ્ટા જ છે, પરંતુ તે અજ્ઞાનથી પોતાને કર્તા, ધર્તા, હર્તા માને છે, તે જ વિભાવ છે. તેના માનવાથી કાંઇ જીવ જ્ઞાતા દ્રષ્ટા સિવાય કર્તાદિ બની જતો નથી.

તો પ્રશ્ન એ છે કે "પોતાને કર્તા, ધર્તા, હર્તા માનવું" તે જ્ઞાતા દ્રષ્ટા સ્વભાવથી ભિન્ન છે કે અભિન્ન છે ? જો અભિન્ન છે તો કર્તા, ધર્તા, હર્તા માનવું તે પણ જીવનો પોતાનો જ્ઞાતા દ્રષ્ટા સ્વભાવ જં થયો, તેનો નિષેધ શા માટે ? અને જો એમ માનવું જ્ઞાતા દ્રષ્ટા સ્વભાવથી ભિન્નભાવ છે, તો જીવ માત્ર જ્ઞાતા દ્રષ્ટા ભાવ વાળો જ છે, તે મત ક્યાં ટકે છે ?

સ્વલક્ષ, સ્વભાવ કે વિભાવ ?

વળી સામા પક્ષને પ્રશ્ન એ છે કે—જેને તમે

સ્વભાવ કહો છો, તે તરફ લક્ષ રાખવું તે સ્વભાવ છે કે વિભાવ ? જો સ્વભાવ છે, તો તમે સ્વભાવને અનાદિ અપર્યવસિત માનો છો, તો તે સ્વભાવ જીવમાં અનાદિથી જ હોવો જોઇએ, અને જે અનાદિથી પ્રાપ્ત જ છે, તે માટે પ્રયત્નની સાર્થકતા શી ? જો એમ કહો કે—જીવનો સ્વભાવતો અનાદિ છે, પરંતુ તે અજ્ઞાનથી આવૃત્ત છે. તો તે અજ્ઞાન જીવમાં પોતા થકી ઉત્પન્ન થયું કે પરથી ? જો પોતા થકી ઉત્પન્ન થયું તો જીવમાં અજ્ઞાન પણ સ્વભાવ માનવું પડશે, અને જો પર થકી ઉત્પન્ન થયું, તો તમે તો પરને કારણ માનતા નથી, કોઇ કોઇનું કાંઇ કરી શકે તેમ માનતા નથી, એટલે આ ઉત્તર તમારા મતમાં સંગત કેમ બની શકે ? અને જો તમે એમ માનો કે સ્વભાવ તરફ લક્ષ આપવું તે જીવનો સ્વભાવ નથી, વિભાવ છે, તો વિભાવને તો તમે હેય માનો છો, કર્મ બંધનું કારણ માનો છો, તેને તમે ઉપાદેય કેમ કહી શકો ? તેમાં આવતાં કર્મ પોતાની મેળે ખરી પડે, તેમ કઇ રીતે માની શકાય ?

કર્મક્ષયનો સાચો માર્ગ.

વાસ્તવમાં જ્ઞાતા દ્રષ્ટા સ્વભાવ જીવનો સામા-

ન્ય સ્વભાવ છે. તે કર્મ બંધ કે કર્મ ક્ષયમાં કારણ નથી, તેમજ સુખદુઃખ પ્રાપ્તિમાં પણ કારણભુત નથી. પરંતુ જીવમાં યોગ તે વિશેષ ભાવ છે, જ્યારે મન વચન કાયાના—યોગ પોતાના આ પુણ્ય સાતાદિ પ્રત્યે રાગવાન, અને છકાય જીવોના આયુષ્ય સુખાદિ પ્રત્યે નિર્દય બને છે, ત્યારે તે કર્મ બાંધે છે, અને જ્યારે સ્વપરના આયુષ્ય સાતાદિ પ્રત્યે નિરપેક્ષ થઇ એક માત્ર મોક્ષ અને મોક્ષમાર્ગ અહિંસા અપરિગ્રહ પ્રત્યે વીર્યવાન બને છે ત્યારે કર્મ ક્ષય કરે છે, વેદનીયાદિ કર્મનો ઉદય જ જન્મ મરણાદિ યોગે દુઃખનું કારણ છે, અને વેદનીયાદિ કર્મનો વિનાશ જ જન્મ મરણાદિ દુઃખના અભ્યંતા ભાવથી પરમ સુખનું કારણ બને છે. એટલે જીવને સર્વ છકાય જીવો પ્રત્યે પરમ અહિંસા ક્ષમા, કરૂણા લાવવી જોઇએ, અને સંસારના સર્વ સુખો પ્રત્યે નિર્વેદ લાવવો જોઇએ, અને તેમાં જ મન વચન કાયાના યોગ પ્રવર્તાવી, છેલ્લે યોગ નિરોધ કરવો જોઇએ, એજ સાચો કર્મ ક્ષય અને સુખ પ્રાપ્તિનો માર્ગ છે.

—oo—

## પ્રશ્નોત્તર બારમો

**પ્રશ્ન બારમો.**

ભગવાનની ભકિત ફકત પુણ્ય બંધ કરી શકે છે. તેમાં સ્થિરતા આવે તો કર્મની નિર્જરા થાય છે. આ બાબતનો ટુંકમાં ખુલાશો આપવા વિનંતિ.

**તે જ ભગવાન ભકિત યોગ્ય છે.**

ભગવાનની ભકિતથી માત્ર પુણ્ય જ બંધાય છે, આ માન્યતા બરાબર નથી. આ બાબતને જાણવા માટે ભગવાન કોણ ? તે પહેલા જાણીએ.

જે સર્વજ્ઞ, સર્વદર્શીય, હોય, વિતરાગ હોય, અનંત શકિતમાન હોય, યથાખ્યાન ચારિત્રના પાળનારા હોય. ભવ્ય જીવોના કલ્યાણ માટે પરમકૃપાથી અહિંસા પ્રવચનનો ઉપદેશ કરતા હોય, છદમસ્થાને આદર્શ પૂરો પાડવાપરીષહ ઉપસર્ગો જાતે સહન કરતા હોય, જેમની વાણી યથાર્થ સર્વ જીવ હિતકારી અને નિર્દોષ હોય, ઇન્દ્રાદિકો પણ જેમને પૂજય માનતા હોય, તે તીર્થંકરો ભગવાન છે.

તે તીર્થંકરો જ ભાવ નિક્ષેપ ભગવાન છે. તેમના મહાવીર આદિ નામ, નામ નિક્ષેપ છે. તેમનું શરીર સંસ્થાન=આકાર તે સ્થાપના નિક્ષેપ છે. તેમના આત્માના અસંખ્ય આત્મ પ્રદેશોનો પિંડ જેમાં આજે ભગવદ્દ ભાવ ઉપજયો છે, તે દ્રવ્ય નિક્ષેપ છે. આ ત્રણે ભાવ નિક્ષેપભાવ નિક્ષેપ સહિતના છે, આવા ભગવાનની જ ચારે નિક્ષેપ કરી ભકિત કરવી યોગ્ય છે.

× × × × × × ×

## ભક્તિના પ્રકારો.

ભાવ નિક્ષેપ વાળા જ ભગવાનની ભકિત કરવી યોગ્ય છે, તેનો વિચાર થયો, હવે ભકિત એટલે શું ? તેનો વિચાર કરીએ.

ભગવાનની ભકિત બે પ્રકારે છે. (૧) દર્શનભકિત, (૨) ધર્મ ભકિત. ભગવંતે પોતાના કેવલજ્ઞાનમાં નવ-તત્વ અને છ દ્રવ્યના સ્વરૂપ જેમ છે, તેમ સમ્યગ પણે જોઇ તેમ છે, જેમ કહ્યા છે. તે જૈન દર્શન છે, અને તે જિન દર્શન ઉપર ભગવંતની માન્યતાઓ ઉપર અક્ષરે અક્ષર શ્રદ્ધા, વિશ્વાસ તે જૈન દર્શન ભકિત છે. અને ભગવંતે ભવ્ય જીવને સંસારના ક્ષણિક સુખ અને

અનંત દુઃખ ચક્રથી મુક્ત થઇ, સિદ્ધના અવ્યાબાધ શાશ્વત સુખને પ્રાપ્ત કરવા માટે જે સર્વ છકાય જીવો પ્રત્યે નવ-નવ કોટીએ પરમ યત્નારૂપ અનુકંપાત્મક અહિંસા ધર્મ કહ્યો છે, અને દેવાદિ સર્વ સુખો પ્રત્યે નિર્વેદ પૂર્વક તેના સાધનો પ્રત્યે આંતર-બાહ્ય પરિગ્રહનો નવ નવ કોટીએ ત્યાગ રૂપ અપરિગ્રહ ધર્મ કહ્યો છે, તે પ્રત્યે શ્રદ્ધા, પ્રતિતિ ઉપરાંત આદરવાની રૂચિ તે જૈન ધર્મ ભકિત છે.

આ બન્ને ભક્તિમાંથી જે જૈન ધર્મ ભકિત છે, તે જ મુખ્ય છે, અને તે જ ઉપાદેય છે, કેમકે ભવ્ય જીવના સાધ્યની સિધ્ધિમાં તે જ મૂળ કારણ રૂપ છે, કેમકે તે જૈન ધર્મ ભકિત ક્રિયા ભકિત છે, અને ક્રિયાની ભકિત વિના કાર્ય સિધ્ધ ન થાય.

જૈન ધર્મ ભકિત જ મુખ્ય અને ઉપાદેય હોવા છતાં, જૈન દર્શન ભકિત સ્વીકારવામાં આવી છે, તેનું પ્રયોજન એ છે કે-તે જૈન દર્શન ભકિત જૈન ધર્મ ભક્તિમાં પૂરક છે, તે આ પ્રમાણે કે-ભગવંતે તત્વ અને દ્રવ્યોની જે રીતે પ્રરૂપણા કરી છે, તેમાં એક અક્ષર ઉપર પણ અવિશ્વાસ થાય તો, તે ભગવાન સર્વજ્ઞના ઉપરનો વિશ્વાસ નષ્ટ થાય તો અહિંસા સિધ્ધાંત સર્વ દ્રવ્ય, સર્વ ક્ષેત્ર, સર્વકાળ, અને સર્વ ભાવ માટે સાચો જ છે,

આનો પણ વિશ્વાસ કદાચ અભાવમાં પરિણમે, કેમકે અહિંસાનો આવો .... વિશ્વાસ સર્વજ્ઞતાના વિશ્વાસ વિના સંભવ નથી.

આ રીતે અહિંસા અપરિગ્રહ રૂપ જૈન ધર્મની ભક્તિ માટે જ નવ તત્વ ષડ દ્રવ્ય રૂપ જૈન દર્શનની ભક્તિ સ્વીકારવામાં આવી છે, એટલે જૈન ધર્મની ભક્તિ=અહિંસા, અપરિગ્રહ ઉપર શ્રધ્ધા પ્રતીતિ અને અને આદરવાની રૂચિ એજ મુખ્ય ભક્તિ છે. જો જૈન દર્શન ઉપર ગમે તેવો વિશ્વાસ હોય છતાં, જો અહિંસા અપરિગ્રહ ઉપર વિશ્વાસ ન હોય, તેને મોક્ષ માર્ગનો નિશ્ચય ઉપાદેય ધર્મ માનવામાં ન આવે તો તે જૈન દર્શનની ભક્તિ મોક્ષ માર્ગ તરીકે નિરર્થક છે. નવ તત્વ, ષડ દ્રવ્યનું ફક્ત જ્ઞેય રૂપે ગમે તેવું વિશુધ્ધ જ્ઞાન હોવા છતાં, અહિંસા અપરિગ્રહની=સંયમ તપની ઉપાદેય બુદ્ધિ વિના તે સર્વ નિષ્ફળ છે.

આજે કેટલાય નાસ્તિક વૈજ્ઞાનિકો એવા છે કે જે જૈન દર્શનની કેટલીય બાબતોને શ્રધ્ધા અને અહોભાવ સાથે સત્ય સ્વીકારે છે, જેમકે–પુદગલ દ્રવ્ય શાશ્વત છે, પુદગલ દ્રવ્યના નાનકડા સ્કંધમાં પણ અનંત શક્તિ વિદ્યમાન છે. પરમાણુ એક સમયમાં લોકાંત સુધી ગતિ કરી શકે છે. શબ્દાદિ પુદગલ દ્રવ્યના પર્યાયો છે. વન-

સ્પત્યાદિ સજીવ છે, પાણી આદિ સ્વતંત્ર તત્વ નથી. ગુરુત્વ આકર્ષક છે. લઘુત્વ આકર્ષ્ય છે. પુદગલ પરિવર્તન શીલ છે. ઇત્યાદિ અનેકો બાબતો જૈન દર્શનની એવી છે કે જેને નાસ્તિકો પૂર્ણ શ્રદ્ધા અને અહોભાવ સાથે સ્વીકારે છે. છતાં, તે જૈન દર્શનની આ ભકિત મોક્ષ માર્ગ તરીકે કોડીનુય મુલ્ય રાખતી નથી. કારણ કે– તે લોકોમાં આ જાતનો જૈન દર્શન ઉપર વિશ્વાસ હોવા છતાં, તે લોકો અહિંસા અપરિગ્રહને માનતા નથી, તેમા તેમને રૂચિ નથી, તેઓ હિંસા પરિગ્રહવાદી છે, પોતાના પરિગ્રહ માટે ગમે તેવા હિંસક સાધનો શસ્ત્રાસ્ત્રો, વિષો બનાવે છે, યુધ્ધો કરે છે, નરસંહાર ચલાવે છે, અને તેમ કરવું સમ્યગ ઠરાવે છે, તેઓ કદાચ શસ્ત્રાસ્ત્ર બંધીની ઘોષણાકરતા હોય, યુદ્ધ બંધીની ઘોસણાકરતા હોય, તોય તે ઘોષણા કેટલીક વખત માત્ર નર્યો દંભ હોય છે. અંદરમાં ભાવ જુદા અને બહારની ઘોષણા જુદી, શબ્દોની ગુંજ પુરી ન થાય, શ્યાહી ન સુકાય, તેટલામા ય તેઓના વિપરીત કાર્યો થતા દેખાય છે.

કદાચ તે લોકો શસ્ત્ર યુધ્ધનો અભાવ અંતરથી પણ ઇચ્છતા હોય, તો પણ તે "જો આવું યુધ્ધ થશે આવા શસ્ત્રો વપરાશે તો બીજાની સાથે અમો પણ જીવવાના નથી." તેવા પોતાના દેહના મમત્વથી સ્વીકાર કરે છે. પરંતુ "પોતાના દેહનું મમત્વ નથી, અને બીજા જીવની

કરૂણા છે." એવી અનુકંપા તેમાં વિદ્યમાન નથી, એટલે તે લોકોમાં અહિંસા માની શકાય નહીં. તે લોકોમાં ગણતરી પૂર્વકનો સ્વાર્થ જ વિદ્યમાન છે. જ્યારે યોગના દેહ સુધીનુ મમત્વ પરિગ્રહનો સિધ્ધાંત તરીકે અસ્વીકાર થાય, અને બીજા જીવો પ્રત્યે આત્મ તુલ્ય વૃત્તિ જાગે ત્યારે જ કરૂણા, અહિંસા, દયા માની શકાય તે સિવાય નહીં જ.

અમુક લોકોમાં પોતાના દેહની ઉપેક્ષા પૂર્વક પણ બીજા માટે દયાભાવ દેખાય છે, હોય છે, છતાં તે પણ દયાભાવ પૂર્ણ નથી. કેમકે તેમાં પણ બીજાના મનુષ્ય દેહ પૂર્વકના સુખના રક્ષણની જ દયા છે. ચારગતિના દુઃખથી શાશ્વત મુકત થાય, એવી કરૂણાનો સદ્દભાવ નથી.

ચાર ગતિના દુઃખથી મુકિત રૂપ દયાનો સૈદ્ધાંતિક સ્વીકાર વિનાની દયા તે બાલ દયા છે, દ્રવ્ય દયા છે, ક્ષણિક દયા છે, તે દયા હિંસાની સામે ઘણી રક્ષણ કરનારી હોઇ શકે, અને છે, નરક તિર્યંચના દુઃખથી તે વડે અમુક મોટા કાળ સુધી નિરોધ સંભવ છે, પરંતુ ચારેય ગતિના દુઃખનો શાશ્વત અભાવ તે વડે શકય નથી જ.

ચાર ગતિના દુઃખથી મુકિત રૂપ દયા તે જ પંડિત

દયા છે, ભાવ દયા છે, શાશ્વત દયા છે, એવી દયા તે લોકોમાં નથી. એટલે આ દયાની અપેક્ષાએ તેઓ અહિંસક કહી શકાય તેમ નથી, અને તે વિનાની જૈનદર્શનની ભક્તિ મોક્ષ માર્ગની અપેક્ષાએ સફળ નથી જ.

ઉપરાંત તે લોકોમાં છકાય જીવનું જ્ઞાન નથી, તે છકાય જીવોને જીવ સમજતા નથી, તેમની હિંસા અને રક્ષણના પ્રકારો જાણતા નથી, કિંવા દયા રૂચિ નથી, તે છકાય જીવની હિંસાથી વિરમ્યા નથી, તેઓમાં છકાય જીવની રક્ષા માટે સંયમ દેખાતો નથી, તે લોકો પોતાના કિંવા મનુષ્ય વર્ગના ઐહિક જ સુખ માટે એકેન્દ્રિય જીવોથી લઈ તિર્યંચ, પંચેન્દ્રિય જીવો સુધીના સર્વ પ્રાણિઓની મોટા પ્રમાણમાં ક્રુરપણે કતલ ચલાવે છે, જ્યાં સુધી છએ કાયની અહિંસાનો ઐહિક પારલૌકિક સુખની તૃષ્ણાના અભાવ પૂર્વક સંપૂર્ણ પણે સિધ્ધાંત રૂપે સ્વીકાર ન થાય. ત્યાં સુધી સર્વ અહિંસા પાંગળી છે, આંધળી છે, તે મોક્ષ માર્ગમાં કારણ ભૂત નથી.

કદાચ ધારો કે–અન્ય નાસ્તિકોને જૈન દર્શનના અમુક સિદ્ધાંતો ઉપર જ વિશ્વાસ છે, પરંતુ કોઈ એવો હોય કે જેને જૈનદર્શનની સર્વ માન્યતા ઉપર વિશ્વાસ હોય, છતાં જ્યાં સુધી મોક્ષ રૂચિ અને અહિંસા રૂચિ

ન આવે એ રૂચિ કરવા જેવી છે, એવી તૃષ્ણા ન જાગે, ત્યાં સુધી તે સર્વ વિશ્વાસ પણ વિફળ જ છે, સફળ નથી. કારણ કે સમ્યકત્વનો સબંધ માત્ર નવ તત્વ દ્રવ્ય જેમ છે, તેમ જાણવા પૂરતો જ નથી. પરંતુ હેય પ્રતિ હાનિ રૂચિ અને ઉપાદેય પ્રત્યે ઉપાદાન રૂચિ પણ નીયમ થકી આવશ્યક છે. ક્ષણિક ઇષ્ટ અનિષ્ટનો મોહ ભાવ દુર કરી શાશ્વત બુદ્ધિથી તુલનાત્મક રીતે ઇષ્ટ અનિષ્ટનો વિચાર કરી, સંસાર અરૂચિ અને મોક્ષ રૂચિ થવી જ જોઇએ.

અથવા એમ પણ કરી શકાય કે–જેમ છે તેમ યથાર્થ જાણવું તેનો સંબંધ જ્ઞાન સાથે છે, શ્રધ્ધાનો રૂચિ પ્રધાન વિશ્વાસ છે, રૂચિ પ્રધાન વિશ્વાસ વિના સમ્યકત્વ નથી, ભગવત ભકિત નથી.

અનેકો ભવ્ય જીવો પહેલા જૈનદર્શનના નવતત્વ, દ્રવ્યનુ જ્ઞાન મેળવવાથી, તે ઉપર ભકિત થવાથી ત્યાર પછી જૈન ધર્મ ઉપર પણ ભકિત મેળવે છે, એટલે ભાવીના કારણ તરીકે જૈનદર્શનની ભકિત વ્યાહવારિક રીતે સ્વીકાર્ય છે જ, અને વ્યવહારમાં તેનો અમલ કરવામાંય આવે જ છે, છતાં તે નિશ્ચિત નથી, જૈનદર્શન ઉપર વિશ્વાસ હોવા છતાં, જૈન ધર્મ ઉપર રૂચિ હોય, કિંવા રૂચિ ન પણ હોય, એટલે જૈનદર્શન ઉપર

વિશ્વાસ તે જૈન ધર્મ ભક્તિ નક્કી છે જ, એમ માની શકાય નહીં. જૈનદર્શનને વ્યવહારિક રીતે સફળ માની શકાય, પરંતુ નૈશ્ચયિક રીતે સફળ માની શકાય નહીં.

જો કોઇ એમ કહે કે–જૈન દર્શનના સંપૂર્ણ વિશ્વાસમાં જૈન ધર્મનો વિશ્વાસ પણ આવી જ જાય છે, કેમકે જૈન ધર્મ તે જૈનદર્શનનુ જ એક અંગ છે. તો ઉત્તર એ છે કે અપેક્ષા વચન સ્વીકારવામાં અમને કશોય વાંધો નથી, અમારૂં કથન એટલું જ છે કે–જો સંપૂર્ણ જૈન દર્શનનો વિશ્વાસ હોવા છતાં, ચાર ગતિનો મોક્ષ અને અહિંસા માર્ગ, તે પ્રત્યે જો જ્ઞેય રૂપે જ વિશ્વાસ થાય, રૂચિ રૂપે તે ન પરિણમે તો, ત્યાં સુધી સમ્યકત્વ નથી, આ બાબત સ્પષ્ટ સમ્યકત્વ માટે છે, અવ્યકત, અસ્પષ્ટ, સંક્ષિપ્ત સમ્યકત્વમાં આવી સ્પષ્ટતા ન હોય, આ બાબત સત્ય છે. પરંતુ વ્યવહારમાં વ્યકત-નો જ નિરૂપણ વ્યવહાર્ય છે, કેમકે વ્યકતની જ ચોખ-વટ શકય છે, અવ્યકતની ચોખવટ શકય નથી.

× + + + + ×

હિંસા મોટી હોય કે નાની, હિંસા અધર્મ જ છે, ત્રસ હિંસામાં=પશુ આદિની હિંસામાં ઘણો અધર્મ છે,

તો એકેન્દ્રિય હિંસામાં અલ્પ અધર્મ છે, પણ તે અધર્મ જ છે, ધર્મ નથી. પછી તે હિંસા ગમે તે નામે કે પ્રયોજને કરવામાં આવતી હોય, ધર્મ અહિંસામાં જ છે. કેમકે–અહિંસા વડે જે અમરત્વ મળી શકે છે, અદુઃખ વડે જ દુઃખાભાવ થઇ શકે છે, હિંસા ધર્મ હોઇ શકે જ નહીં. કેમકે હિંસા તે મરણાદિનુ જ કારણ છે, દુઃખા દુઃખનું જ કારણ છે.

વળી કોઇ એમ કહે કે–અમુક ધર્મ કાર્ય કરતા જે હિંસા થાય છે, તેનું પાપ અલ્પ છે, અને તેમાં જે ભકિત ભાવ હોય છે, તેનો ધર્મ વધુ છે. પરંતુ આ માન્યતા પણ બરાબર નથી. કેમકે અહો ! ભગવંતે અમરત્વ માટે, પરમ સુખ માટે જે છએ કાયની નવે નવ કોટીએ સર્વ રીતે અહિંસા પ્રરૂપી છે, અદુઃખ ભાવ પ્રરૂપ્યુ છે, તે જ ધર્મ સર્વોત્તમ છે, એવો ભાવ તે જ ધર્મ ભકિત છે. આવો ભાવ આવી હિંસામાં કઇ રીતે હોઇ શકે ? કેમકે જે આ રીતે અહિંસાને જ ભકિત માને તે હિંસા કરે નહી અને જે હિંસા કરે તેને આવો ભકિત ભાવ હોઇ શકે નહીં.

અને અહિંસા ભાવ સિવાયની ભકિત તે ભકિત નથી જ. ગમે તે ગુણ પ્રત્યે પ્રમોદ સ્તુતિ આદિ સર્વ ક્રિયાઓ અહિંસા પૂર્વક હોય તો જ તે સમ્યગ ભકિત છે, અહિંસા

ભાવ વિનાના=સાર ભૂત તત્વ વિનાના ભાવો અસમ્યગ છે, મિથ્યા છે, બીજા જે કાંઇ ભાવો છે, તે અહિંસા માટે વિહિત છે. જો મુલે અહિંસા જ ન હોય તો, તે બીજા ભાવોની સમ્યકતા ન જ સંભવે, તેમાં ધર્મ પણ આવી જ ન શકે.

## ફક્ત પુણ્ય બંધ થાય ખરૂં ?

સાચા ભગવાન એટલે શું, અને સાચી ભકિત એટલે શું, તેનો વિચાર થયો, હવે ભગવાનની ભકિતથી ફક્ત પુણ્ય બંધ જ થાય છે કે નહીં ? તે વિચારવું રહે છે.

કોઇને ફક્ત પુણ્ય જ બંધાય, તે સિવાય પાપનું બંધન થાય, કે નિર્જરા ન થાય, એવું બને ખરૂં ? એનો ઉત્તર નકારમાં છે. સિદ્ધ જીવોને તો આશ્રવ, સંવર, નિર્જરા એકે નથી, સંસારી જીવોમાં ૧૪ મા ગુણ સ્થાનવાળા જીવોને ફક્ત નિર્જરા થાય છે. પુણ્ય કે પાપ કશું બંધાતું નથી, બન્ને નો સંવર જ રહે છે. ૧૩ મા ગુણ સ્થાનવાળા જીવોને શેષ રહેલા ચાર અઘાતિ કર્મોની નિર્જરા થાય છે, અને સાથે સાતા વેદનીય કર્મ રૂપ બે સમયની સ્થિતિવાળું પુણ્ય બંધાય છે. ૧૧ મા ૧૨ મા ગુણસ્થાનવાળાને પણ બંધમાં ફક્ત

સાતા વેદનીય જ બંધાય છે, અને નિર્જરામાં ૭–૮ કર્મની નિર્જરા થાય છે, શેષ સર્વ જીવોને પાપ બંધ પણ થાય છે, પુણ્ય બંધ પણ થાય છે, અને નિર્જરા પણ થાય છે.

૧૦ મા ગુણસ્થાનમાં વર્તતા જીવોને ઘણા કર્મોની નિર્જરા છે, પરંતુ અલ્પ માત્ર જ્ઞાનાવરણીયાદિ પાપ પણ બંધાય છે. પહેલાં ગુણસ્થાનવાળામાંથી નરકાદિ આયુષ્ય બાંધનારને પાપ ઘણા બંધાય છે, પણ તે સાથે પચેન્દ્રિય જાતિ, વૈક્રિય શરીર આદિ પુણ્ય પણ બંધાય છે, અને ચોથા ગુણસ્થાનવાળા જીવોને તીર્થંકરત્વ આદિ પુણ્ય બંધાવાની સાથે અમુક પાપ પણ બંધાય છે, અને નિર્જરા પણ થાય છે,

એટલે ફક્ત પુણ્ય બંધાય, તે સિવાય પાપ પણ નબંધાય નિર્જરા પણ ન થાય એવો એકે જીવ આ જગતમાં નથી.

## પુણ્ય બંધના પ્રકારો.

જીવોને તે જે પુણ્ય બંધાય છે, તે બધા એકજ જાતના નથી હોતા, જુદી જુદી જાતના હોય છે, કોઇ પુણ્ય દુઃખના સાથીદાર હોય, કોઈ પુણ્ય સુખના સાથીદાર હોય છે, અને કોઇ પુણ્ય મોક્ષનો, તેના માર્ગરૂપ સંયમ તપનો–સંવર, નિર્જરાનો સાથીદાર હોય છે.

દા. ત. નરક આયુષ્ય બાંધતી વખતે જે પચેન્દ્રિય જાતી, વૈક્રિય શરીર આદિ પુણ્ય બંધાય છે, તે પુણ્ય જીવને સુખરૂપ નથી નિવડતા, દુઃખની વૃધ્ધિમાં જ કારણ ભૂત થાય છે. અને દેવ આયુષ્ય, યુગલ આયુષ્ય, આદિ બાંધતી વખતે જે પચેન્દ્રિય જાતી, ઔદાયિક વૈક્રિય શરીર આદિ પુણ્ય બંધાય છે, તે સુખના સાથીદાર બને છે. અને તીર્થંકરત્વ આદિ પુંણ્ય–કર્મ બંધાતા સાથે જે ઔદાયિક શરીર આદિ બંધાય છે, તે સંયમ તપમાં, સંવર નિર્જરામાં, અને તે વડે મોક્ષમાં સહાયક બને છે, આ રીતે પુણ્ય બંધ એક જ જાતના નથી અનેક જાતના છે.

## ઉત્કૃષ્ટ પુણ્ય કોને બંધાય?

હમણાં જે ત્રણ જાતના પુણ્ય બતાવ્યા છે, તેમાં નરકાદિ આયુષ્ય સાથે બંધાનાર પુણ્યો બહુ જ હલકી કોટીના હોય છે, અને તેવા પુણ્યો હંમેશ તીવ્ર પાપને બાંધનારા જીવો જ બાંધે છે, બીજા જીવો નથી બાંધતા, અને દેવાયુષ્ય આદિ સાથે બાંધનાર પુણ્યો મધ્યમ કોટીના હોય છે, અને તેવા પુણ્યો અભવ્યાદિ હોવા છતાં જે શુકલ લેશ્યા આદિમાં વર્તતા હોય, અનેક બીજા પુણ્ય બાંધતા હોય તેવાઓને જ બંધાય છે, અને તીર્થંકરત્વ આદિ પુણ્યો ઉત્તમ

કોટીના પુણ્યો છે, સર્વ ઉત્કૃષ્ટ કક્ષાના પુણ્યો છે, અને તે પુણ્ય દર્શન મોહનીય આદિ ઘાતિ કર્મના ક્ષયાદિ કરનાર, મહાનિર્જરા કરનાર, સંસારને ઘણું ઘણું ટુંકાવ-નાર, એક ભવ સિવાય સર્વભવનો ઉચ્છેદ=ઉડાવનાર જીવોને જ નિકાચિત પણે બંધાય છે.

## ફક્ત પુણ્ય બંધ કોને કહેવાય ?

આ જગતમાં જો કે કોઇપણ જીવ ફક્ત પુણ્યને બાંધનાર નથી, છતાં ફક્ત પુણ્ય બાંધે છે, એવા વચન વ્યવહાર પણ અપેક્ષાથી થાય છે, અને તે આપેક્ષીક સત્ય જ છે, માત્ર અસત્ય નથી.

જ્યારે જીવ મોક્ષ અને દેવલોકાદિ નિરપેક્ષ નરકાદિ યોગ્ય પાપને બાંધતો હોય છે, ત્યારે તેને અમુક પુણ્ય પણ ભલે બંધાતા હોય અને અમુક પુણ્ય પાપ ભોગ-વાય ને કે બીજી રીતે આત્માથી છૂટા પણ થતા હોય, ત્યારે તેને ફક્ત પાપ જ બંધાય છે, તેવા વચન વ્યવહાર થાય છે. અને જ્યારે અભવ્ય કૃષ્ણપાક્ષિકાદિ જીવો મોક્ષ નિરપેક્ષ પણે દેવ-લોકાદિનું પુણ્ય બાંધતા હોય, ત્યારે તે વખતે તેમને જ્ઞાનાવરણીયાદિ અમુક પાપ પણ બંધાતા હોય, અને ભોગવાયેલા પુણ્ય પાપ આત્માથી છૂટા પણ પડતા હોય, છતાં ફક્ત પુણ્ય બાંધે છે એમ કહેવાય

અને જ્યારે સમ્યગ દ્રષ્ટિ શ્રાવક–સાધુ મોક્ષ સાપેક્ષ સંવર નિર્જરા કરતો હોય, ત્યારે તીર્થંકરત્વ આદિ પુણ્ય પણ બંધાતા હોય, જ્ઞાનાવરણીયાદિ પાપ પણ બાંધતા હોય, છતાં ફકત નિર્જરા કરે છે, એમ કહેવાય છે.

## ભગવાનની ભકિતથી ફકત પુણ્ય જ ન બંધાય

હમણાં જે સાચા ભગવાનની સાચી ભકિત બતાવી છે, તીર્થંકર અહંત ભગવંતો એ, વીતરાગ થઈ સર્વ જ્ઞાતા વડે સકલ દુઃખથી શાશ્વત મુકિતનો જે અહિંસા અને અપરિગ્રહ રૂપ સર્વથા નિર્દોષ અને પરમોત્તમ માર્ગ જોઈ ભવ્ય જીવોને એકાંત કલ્યાણાર્થે ભાવ પ્રદર્શિત કર્યો છે, ભાવ અર્પણ ભાવ તે ભગવંતો પ્રત્યે વિનય રૂપ ભકિત બતાવી છે; તેથી માત્ર પુણ્યનો જ બંધ થાય છે, તેમ કરી શકાય નહીં.

તે ભકિતથી તો એકાંત નિર્જરા જ થાય છે, એમજ કહી શકાય, જો કે તે ભકિત કરતા તીર્થંકર નામ કર્મ આદિ ઉત્કૃષ્ટ પુણ્ય બંધ પણ થાય છે, પરંતુ તે ગૌણ છે, અને જે દર્શન મોહના ક્ષયાદિ રૂપ નિર્જરા થાય છે, તેજ મોક્ષ માર્ગમાં મુખ્ય વસ્તુ છે. અને વ્યવહારમાં તેની જ મુખ્યતા રાખીને ફકત નિર્જરા થાય છે. તેમજ કહેવાય તેમજ કહી શકાય. કે અહો ભગવંતો !

અનંત અનંત નમસ્કાર છે તમને કે તમોએ ચાર ગતિના દુઃખમાં અનંત કાળથી ડુબતા જીવોને તે થકી મુક્તિનો ખરેખરો પંથ બતાવી અપરિમિત્ત ઉપકાર કર્યો છે. વહેલામાં વહેલા આ પંથ ઉપર આવી, અમે આ પંથને પાર પામીએ, એજ એક માત્ર રૂચિ છે....આદિ.

## ભગવાનની ભક્તિથી નિર્જરા થવામાં હેતુ.

મોક્ષ માર્ગના ચાર અંગ છે. (૧) જ્ઞાન (૨) દર્શન (૩) ચારિત્ર (૪) તપ આ ચારમાં જ્ઞાન વડે મુખ્યત્વે નવ તત્વનુ જાણુ પણું થાય છે, (૨) શ્રધ્ધા વડે મુખ્યત્વે મોક્ષ અને તેના માર્ગ પ્રત્યે રૂચિ તથા વિપરીત પ્રત્યે અરૂચિ થાય છે. (૩) ચારિત્ર વડે હિંસા અને પરિગ્રહથી વિરમવાના ભાવ, અને પ્રયત્ન વડે આવતા કર્મો રોકાય છે, અને તપ વડે ભૂતકાલના હિંસા પરિગ્રહના સંસ્કાર અને તે થકી બંધાયેલા કર્મો વિનાશ પામે છે.

આ ચાર અંગોમાં ભક્તિ દર્શનરૂપ બીજા અંગમાં આવે છે, એટલે સામાન્ય રૂપે તો દર્શન વડે, તપવડે જેવી મહા નિર્જરા થાય છે તેવી નિર્જરા નથી જ થતી, પરંતુ દર્શન મોહના ક્ષયની અપેક્ષાએ નિર્જરા થાય છે. અને મિથ્યાત્વી જીવોને જે અકામ અગર બાલ નિર્જરા થાય છે તેની અપેક્ષાએ તો આ નિર્જરા મહા નિર્જ-

રાજ ગણાય, જે કોઇ મોક્ષમાર્ગનું અંગ હોય, તેથી કોઇને કોઇ રીતે નિર્જરા થાયજ.

## ભગવદ ભક્તિ સમ્યગ દર્શન જ છે.

જો એમ કહેવામાં આવે કે–ભગવાનની ભક્તિ તે સમ્યગદર્શન નથી. કેમકે–જે આત્મ દર્શન છે, તે જ સમ્યગ છે. આત્મદર્શન વિનાના દર્શનો સમ્યગ દર્શન નથી. ભગવાનની ભક્તિમાં પણ પરને જોવા પણું છે, એટલે સમ્યગ દર્શન નથી; તો આ મંતવ્ય પણ બરાબર નથી. કેમકે સમ્યગ દર્શનનો સબંધ આત્માની સાથે કે પરની સાથે નથી, સમ્યગ દર્શનનો સબંધ સાચા અને પ્રગતિકારક દર્શનની સાથે છે. આત્મદર્શન હોવા છતાં જો તે દર્શન સાચું અને પ્રગતિકારક ન હોય તો, તે દર્શન મિથ્યા જ છે. અને પરનું દર્શન પણ જો સાચું અને પ્રગતિકાર હોય તો, તે દર્શન સમ્યગ દર્શન જ છે.

જેમકે–વર્તમાનમાં આત્મા શુદ્ધ, બુદ્ધ, મુક્ત નથી, પણ ભવ્ય ભવિષ્યમાં શુદ્ધ, બુદ્ધ, મુક્ત બની શકે, છતાં વર્તમાનમાં પોતાના આત્માને શુદ્ધ–બુદ્ધ માનવો તે એક પ્રકારનું આત્મદર્શન છે, પરંતુ તે દર્શન એક તો સાચું નથી, અને આમ વર્તમાનમાં પોતાને શુદ્ધ–બુદ્ધ

મુકત માની લેવાથી પ્રગતિકારક પુરૂષાર્થ પણ થતો નથી. માટે આવું દર્શન તે સમ્યગ દર્શન નથી. જ્યારે તીર્થંકર દેવાધિદેવનો જે બાહ્યાભ્યંતા કલ્યાણકારી સ્વરૂપનું આ રીતે દર્શન થાય કે,–આપ સર્વજ્ઞ, સર્વદર્શી, વીતરાગ, ચારિત્રસંપન્ન, જગપૂજ્ય અને પરમ ઉપકારી છો, આપનો સર્વાંગીણ અહિંસા–અપરિગ્રહ સમ ધર્મ તે સર્વથા સત્ય અને નિઃશંક છે, તે આ મૂળ દુઃખનો આત્યમિક વિનાશ કરી શકે છે, ભવ્ય જીવને વર્તમાન અશુદ્ધ–અબુદ્ધ–અમુકત દશાથી ભવિષ્યમાં શુદ્ધ–બુધ્ધ મુકત બનાવી શકે છે. તો આ દર્શન પરનું દર્શન હોવા છતાં યથાર્થદર્શન અને પ્રગતિકારક દર્શન હોવાથી સમ્યગદર્શન જ છે. એટલે ભગવદ ભકિતથી પણ નિર્જરા પણ થાય છે.

જો કોઇ એમ માનતા હોય કે–આત્મા નિશ્ચય નયથી તો, હમણાં પણ શુધ્ધ–બુધ્ધ–મુકત જ છે, વ્યવહાર નયથી જે હમણાં અશુધ્ધ–અબુધ્ધ–અમુકત છે, તો આ માન્યતા પણ બરાબર નથી.

નિશ્ચયનયથી જીવ ઉપર ગમે તેવા જ્ઞાનાવરણીય આદિ આવવા છતાં અમુક જ્ઞાન પર્યવ શેષ રહે છે, એટલે તે જેટલે અંશે જ્ઞાનાદિ શુધ્ધતા રહે છે, તે તેજ અંશે જ વર્તમાન ભવ્ય જીવ શુધ્ધ–બુધ્ધ–મુકત છે, શેષ

અંશે તો નિશ્ચયનયથી પણ આત્મા અશુધ્ધ-અબુધ્ધ-અમુકત જ છે. વ્યવહાર નય તે શુધ્ધ અંશને ગૌણ કરી, અશુધ્ધ આદિ અંશને મુખ્ય કરીને આત્માને અશુધ્ધ આદિ કહે છે.

એટલે વર્તમાન જીવ કાં તો વ્યવહાર નયથી અશુધ્ધ આદિ છે, અને કાં નિશ્ચયનયથી અંશે, શુધ્ધ, અંશે અશુધ્ધ છે. પરંતુ કોઇપણ નયે કરી વર્તમાન ભવ્ય આત્મા સર્વથા શુધ્ધ–બુધ્ધ–મુકત નથી. નિશ્ચયનયથી વર્તમાન ભવ્ય આત્મા સર્વથા અશુધ્ધ–અબુધ્ધ–અમુકત નથી, એટલે કે સર્વથા શુધ્ધ–બુધ્ધ–મુકત છે, એમ માનવું તે ગેરસમજ છે, યથાર્થ સમજ નથી.

## ભકિતમાં સ્થિરતાથી નિર્જરા છે.

ભકિતના ત્રણ સ્વરૂપો છે, (૧) પહેલી ભકિતમાં જીવના યોગો કયારેક ભગવાનની ભકિતમાં રહે છે; અને કયારેક ભગવાનની ભકિતથી વિપરીત દિશામાં પ્રવર્તે છે. (૨) બીજી ભકિતમાં જીવના યોગો રહે તો ભગવાનની ભકિતમાં જ છે, પરંતુ ભગવાનના જુદા જુદા ગુણાદિ પ્રત્યે તે ભકિતનું સંક્રમણ થતું રહે છે. અને (૩) ત્રીજી ભકિતમાં જીવનો યોગ ભગવાનના કોઇ પણ એક ગુણમાં સ્થિરતા પામે છે.

આ ત્રણે જાતની ભક્તિમાંથી પહેલી ભક્તિ વડે જેટલે અંશે ભગવાનમાં ભાવ રહે, તેટલા અંશે નિર્જરા, અને જેટલે અંશે ભગવાનથી વિપરીત ભાવ રહે, તેટલા અંશે બંધ થાય છે.

બીજી ભક્તિમાં માત્ર નિર્જરા જ થાય છે, પરંતુ સ્થિરતાવાળી ભક્તિ વડે જેવી નિર્જરા થાય છે, તેવી ઉત્કૃષ્ટ નિર્જરા થતી નથી.

જ્યારે સ્થિરતાવાળી ભક્તિ વડે ઉત્કૃષ્ટ નિર્જરા થાય છે, કેમકે તેમાં એકાગ્રતાના કારણે ઉત્કૃષ્ટ ભાવ આવે છે.

## યોગ સિવાયની સ્થિરતાથી નિર્જરા નથી.

સામો પક્ષ જો એમ માનતો હોય કે-ભક્તિમાં જે યોગોની સ્થિરતા છે, તે વડે નિર્જરા નથી, પરંતુ ભક્તિ કરતા જિન જેવું જ મારૂં આત્મ સ્વરૂપ છે, એમ જાણ્યા પછી, પોતાના આત્મ સ્વરૂપને જોતા જે જ્ઞાન-દર્શનમાં સ્થિરતા આવે છે, તેથી નિર્જરા છે. તો તે મંતવ્ય બરાબર નથી.

કેમકે-જીવને, આશ્રવ-સંવર-નિર્જરા યોગના

કારણે જ થાય છે, યોગ વિના નિર્જરા થતી નથી. દા. ત કેવલજ્ઞાનીઓને સમગ્ર જ્ઞાન વર્તે છે, પરંતુ તેમને જ્યારે આયુષ્ય સિવાયના વેદનીયાદિ વધારાના કર્મો ખપાવવા હોય, ત્યારે પણ કેવલીસમુદ્ઘાતરૂપ યોગ ક્રિયા કરવી પડે છે. અને છેલ્લે ૧૪ માં ગુણસ્થાનમાં પણ શેષ ઘાતિ કર્મો ખપાવવા માટે યોગ નિરોધ રૂપ યોગિક ક્રિયા કરવી પડે છે, અને તે થકી જ તેઓને તે તે કર્માંગોની નિર્જરા થાય છે. તે વિના કેવલજ્ઞાન હોવા છતાં નિર્જરા થતી નથી, એટલે ભકિતમાં પણ યોગ સ્થિરતા વડે જ નિર્જરા થાય છે, જ્ઞાનમાં સ્થિરતા વડે નહીં

સિધ્ધાંતમાં જ્યાં પણ યોગનો ઉલ્લેખ કર્યા વિના જ્ઞાનાદિથી નિર્જરા લખી છે, ત્યાં પણ યોગ વડે જ નિર્જરા થાય છે, તે સિધ્ધાંત અબાધિત પણે રહેલો જ છે, એમ સમજવાનુ રહે છે. દા. ત. જ્ઞાન કરતી વખતે જ્ઞાન વડે માત્ર જાણવાનું કાર્ય થાય છે, તેથી નિર્જરા થતી નથી, પરંતુ જ્ઞાનથી જાણવામાં જીવ જે મન-વચન-કાયાનો તે અનુકુલ યોગ વ્યાપાર કરે છે, તેથી પ્રતિકુલ યોગ વ્યાપારનો નિરોધ કરે છે, અને તેમાં યોગોની સ્થિરતા કરે છે, તેજ નિર્જરાનો હેતુ છે. એવીજ રીતે જ્ઞાન વડે યોગની મહત્તા સમજીને મોક્ષાર્થ યોગ પ્રત્યે જે અભિરૂચિ થાય છે, મનોરથ થાય છે,

સંકલ્પ થાય છે, પ્રતિજ્ઞા કરવામાં આવે છે, અને તેમજ બંધ યોગાદિથી અરૂચિ આદિ થાય છે, તે અભિરૂચિ આદિમાં સક્રિય યોગો જ નિર્જરાના કારણ છે. એટલે ભક્તિમાં પણ યોગ સ્થિરતાજ નિર્જરાનો હેતુ છે. જ્ઞાનમાં સ્થિરતાને અપેક્ષા વિશેષથી ઉપચારની દૃષ્ટિ નિર્જરાનો હેતુ કહેવાય તે અપેક્ષા વચનનો નિષધ નથી.



## પ્રશ્નોતર તેરમો

પ્રશ્ન ૧૩ મો

**પુણ્યથી શુભબંધ છે, માટે પુણ્ય માટેનો શુભ પ્રયાસ કરવાની જરૂર નથી.**

**આ માન્યતા બરાબર છે ?**

**ના આ માન્યતા પણ બરાબર નથી.**

પુણ્યના પ્રકારો.

પુણ્ય બંધ છે, આ વાત સાચી, પરંતુ પુણ્ય કેટલા પ્રકારના છે, તે પણ જાણવા યોગ્ય છે.

(૧) પહેલું મોક્ષાનું સંધી પુણ્ય જેને સિધ્ધાંતમાં ભદ્ર-પુણ્ય કહયુ છે. જે પુણ્ય ઉદય આવતા જીવનુ ફરીથી મોક્ષ માર્ગમાં અનુસંધાન થાય=જીવને મોક્ષ માર્ગના સાધનો મળી આવે, અને મોક્ષ થાય ત્યાં સુધી તે પુણ્ય વળાવવા આવે, એવું પુણ્ય મોક્ષાનું-સંધી પુણ્ય છે, જેમકે-તીર્થંકરત્વ આદિ.

(૨) **બીજું પુણ્યાનુંબંધી પુણ્ય છે.** જે પુણ્ય ઉદયમાં આવતાં જીવને મોહનીય કર્મનો મંદ રસોદય હોય, તે સંસારના કામભોગોને તીવ્ર ગૃદ્ધિ વિના ભોગવે, અને ફરીથી પુણ્ય બાંધીને દેવલોક આદિનો ભાગી થાય. જેમકે- યુગલ આયુષ્યને બાંધનારા જીવો જે પુણ્ય બાંધે છે તે. કેમકે-યુગલ જીવ યુગલ અવસ્થામાં તીવ્ર રાગદ્વેષ વિના પુણ્ય ભોગ કરે છે, અને તેમાં ફરી નવા દેવલોક યોગ્ય પુણ્ય ઉપાર્જીને દેવગતિને પામે છે.

(૩) **ત્રીજું પાપાનુંબંધી પુણ્ય છે.** જે પુણ્ય ઉદયમાં આવે તો, જીવને મોહનીય કર્મનો તીવ્ર ઉદય થાય, મન-વચન-કાયાના યોગે વડે તીવ્રરસે ભોગો ભોગવે, અને તેમાં પાપ બંધ કરી નરકાદિ ગતિમાં જાય, જેમકે-નિદાન સહિત ચક્રવર્તીનું પુણ્ય, અગર વાસુદેવ આદિનુ પુણ્ય.

આ પૂણ્યોને બીજા શબ્દોમાં એમ કહી શકાય કે-એક પુણ્ય શુધ્ધતામાં સહાયક છે, બીજું પુણ્ય શુભતામાં સહાયક છે, અને ત્રીજુ પુણ્ય અશુભતામાં સહાયક છે.

કેટલાક સ્થળે મોક્ષાનુંસંધી પુણ્ય અને પુણ્યાનું બંધી પુણ્યમાં અભેદોપચાર કરીને બન્ને ને પુણ્યાનુબંધી

પુણ્ય ગણવામાં આવ્યા છે. એટલે તે અપેક્ષામાં પુણ્યાનું બંધી પુણ્ય અને પાપાનુંબંધી પુણ્ય એમ બે જ ભેદ બને છે, પણ ભેદ વૃત્તિમાં મોક્ષાનુસંધીપુણ્ય અને પુણ્યાનુબંધી પુણ્યમાં તફાવત છે, અને તે ભેદવૃત્તિ જાણવા યોગ્ય છે.

## પુણ્યનું શુભત્વ.

આ ત્રણ જાતના પુણ્યોમાં મોક્ષાનુસંધી પુણ્ય શાશ્વત શુદ્ધ સુખ પ્રાપ્તિમાં સહાયક હોવાથી શુભ છે. પુણ્યાનુબંધી પુણ્ય વર્તમાન ઉદયકાલ ઉપરાંત પછી પણ સુખ આપવામાં સહાયક હોવાથી શુભ છે. અને ત્રીજું પાપાનુંબંધી પુણ્ય વર્તમાન પૂરતા દુઃખને અટકાવનાર હોવાથી શુભ છે.

દુઃખની નિવૃત્તિ અને સુખની અનુભૂતિ દરેક જીવની શાશ્વત અભિલાષા છે. એટલે દુઃખ, શાશ્વત માટે કે અમુક ભવિષ્ય સુધી કે વર્તમાન પુરતું પણ અટકે, અને સુખ પ્રાપ્ત થાય તે ઇષ્ટ છે, માટે પુણ્યને તેમાં સહાયક હોવાથી શુભ માનવામાં આવ્યું છે..

## પુણ્યનું અનેકાંત દર્શન.

સામો પક્ષ પુણ્ય શુભ હોવા છતાં તે બંધ છે, અને પુણ્યને એકજ દ્રષ્ટિથી જુએ છે, ત્યારે પુણ્યને અનેક દ્રષ્ટિથી જોવાની જરૂર છે. પુણ્ય શુભ હોવાં છતા બંધ છે, આ એક દ્રષ્ટિ થઇ. તો પુણ્ય બંધ હોવા છતા-શુભ છે, છે તે બીજી દ્રષ્ટિ થઇ. જ્યારે પુણ્યને માત્ર બંધની દ્રષ્ટિથી જોવામાં આવે છે, ત્યારે પુણ્ય હેય જણાય છે, પરંતુ જ્યારે પુણ્ય બંધ હોવા છતાં શુભ છે, એમ જોવામાં આવે છે, ત્યારે પુણ્ય અમુક રીતે ઉપાદેય પણ છે, એમ ધ્યાનમાં આવે છે.

**ભદ્ર પુણ્યની વિશેષતા.**

પુણ્ય, ભલે તે ભદ્ર પુણ્ય હોય, કે પુણ્યાનુબંધી પુણ્ય હોય, કે પાપાનુંબંધી પુણ્ય હોય, દરેક પુણ્ય દરેક પુણ્ય અમુક રીતે ઉપાદેય જ છે. ભદ્રપુણ્યતો મોક્ષમાં સહાયક હોવાથી ખૂબ જ ઉપાદેય છે. મોક્ષ, સંવર નિર્જરાથી થાય છે, તે સિદ્ધાંત સત્ય છે, પરંતુ સંવર નિર્જરા યોગ વડે જ થાય છે, અને તે યોગ રૂપ સાધનો પુણ્ય વડે જ મળે છે, પુણ્ય વિના નહીં. એટલે પુણ્ય ભલે મોક્ષમાં મૂળ કારણ ન હોય, પરંતુ કારણના કારણ તરીકે તો પુણ્ય પણ મોક્ષમાં કારણ છે જ. તેમાં અમુક પુણ્યો તો મોક્ષમાં નિશ્ચિત પણે આવશ્યક છે. મનુષ્યભવ, ઔદારિક શરીર, વજ્રઋષભ

નારાચસંહનન જેવી પુણ્ય પ્રકૃતિઓના સાધન વિના મોક્ષ થાય જ નહીં. અને તીર્થંકરત્વ આદિ પુણ્ય પ્રકૃતિઓ તો સ્વ અને ઘણા પરને નિશ્ચિતપણે મોક્ષ આપવામાં મદદગાર છે, માટે એવી પ્રકૃતિઓ તો ખુબજ ઉપાદેય છે, અને એટલે જ સમ્યગદ્રષ્ટિ દેવતાઓ પણ મોક્ષાર્થે મનુષ્યભવ ઇત્યાદિ માટે તલસતા હોય છે, એમ સિધ્ધાંતમાં કહ્યું છે.

## પુણ્યાનુબંધી પુણ્ય અનુપેક્ષણીય.

જે પુણ્યાનુંબંધી પુણ્ય છે, તે તો જો કે મોક્ષની સાથે ચોકકસ અનુબંધનથી, છતાં તે પુણ્ય પણ ઉપેક્ષા કરવા જેવું નથી. જીવ સૂક્ષ્મથી બાદર અને સ્થાવરથી ત્રસ અને એકેન્દ્રિયથી પંચેન્દ્રિયાદિ સુધી એક પુણ્ય પછી બીજા પુણ્યનો અનુબંધ ચાલુ રહેતાં જ ત્યાં સુધી પહોંચે છે અને સમ્યકત્વ પામવા માટે ત્યારે જ ભવી જીવ પાત્ર બને છે. જો આવું પુણ્ય જીવ ન ઉપાર્જે તો સમ્યકત્વ માટે પણ પાત્ર ન બને, તો પછી મોક્ષના પાત્ર થવાની વાત તો બહુ જ દુર છે. એટલે આ પુણ્યતા પણ તેવી યોગ્યતાવાળા જીવો ઉપાર્જન કરતા રહે તે ખાસ ઇચ્છનીય છે.

## પાપાનુંબંધી પુણ્ય સર્વથા હેય નથી.

જે પાપાનુ બંધી પુણ્ય છે, તે પુણ્ય પણ સાવ નાંખી દેવા જેવું નથી. કેમકે તે પુણ્ય, પાપાનુંબંધી પાપ જેવું સર્વથા ખરાબ નથી, તે કરતાં અલબત સારૂં જ છે. પરિણામમાં તો પાપાનુબંધી પાપ પણ કડવો છે, પરંતુ તે વર્તમાન ઉદય ભાવમાં પણ ખરાબ છે, તે કરતાં ભલેને જે પુણ્ય, વર્તમાન પુરતું જ સારૂં છે, પણ તે તેટલે અંશે તો સારૂં જ છે ને જે જીવો પાપાનુ બંધી પાપ ઉપાર્જતા હોય, અને પુણ્યાનુંબંધી પુણ્યનુબંધી પુણ્ય કે ભદ્ર પુણ્ય તરફ વળી ન શકતા હોય, તેઓને માટે પાપાનુબંધી પુણ્ય તેટલા પૂરતુ વખોડવા જેવું નથી, આદરવા જેવું જ છે.

## પુણ્ય મોક્ષમાં નિમિત્ત માત્ર નથી.

જો એમ કહેવામાં આવે કે-જ્યારે જીવને મોક્ષ થવાનો હોય, ત્યારે પુર્વે પુણ્ય હાજર હોય છે, તે પુણ્યને હાજર રાખવા માટે કોઇ પ્રયાસ કરવાની જરૂર નથી. તો પછી સંવર નિર્જરા માટે પણ એમ કહી શકાય કે-જ્યારે મોક્ષ થવાનો હશે ત્યારે સંવર નિર્જરા પણ પૂર્વે હાજર હોય જ, હોય છે. તે માટે પણ પ્રયાસ કરવાની જરૂર નથી. અગર જ્ઞાતા દ્રષ્ટા પણા માટે પણ કહી શકાય કે-જયારે મોક્ષ થવાનો હશે, ત્યારે પૂર્વે જ્ઞાતા દ્રષ્ટા પણું પણ હાજર થાય જ છે, એટલે જ્ઞાતા

દ્રષ્ટા પણા માટે પણ પ્રયાસ કરવાની જરૂર નથી.

જો એમ કહેવામાં આવે કે–નિર્જરા તો મોક્ષમાં કારણ છે, પુણ્ય કારણ નથી. તો આ માન્યતા મિથ્યા જ છે, કેમકે નિર્જરા મોક્ષમાં અનંતર કારણ છે, પુણ્ય છે, તો પુણ્ય પણ મોક્ષમાં પરંપર કારણ છે જ. તેમાં કારણત્વનો સર્વથા નકાર કરી શકાય નહીં. અમુક અમુક પુણ્ય હોવા છતાં મોક્ષ થાય, અને ન પણ થાય, એટલે એવા પુણ્યો મોક્ષમાં નિશ્ચયથી કારણ જ છે, એમ ન કરી શકાય આ વાત સાચી પણ અકારણ જ છે, એમ કહેવું પણ મિથ્યા જ છે. પુણ્યને પણ અમુક રીતે કારણ માનવું એજ સત્ય છે. અને વળી તીર્થંકરત્વ આદિ પુણ્યો તો નક્કી પણે સ્વ અને ઘણા પરના કલ્યાણમાં પરંપર કારણ છે જ.

## પુણ્ય બંધ છે કે શુભ ?

જ્યારે પુણ્ય શુભ હોવા છતાં બંધ છે, આ રીતે પુણ્યને એક જ દ્રષ્ટિથી જોવામાં આવે છે. પરંતુ પુણ્ય બંધ હોવા છતાં શુભ છે, આ દ્રષ્ટિથી જોવામાં નથી આવતું ત્યારે એનું દુષ્પરિણામ એવું આવે છે કે–જીવ પુણ્યને પણ પાપ જેવું જ ગણતો થઇ જાય.

બંધ સામાન્યની અપેક્ષાએ જેમ પાપ બંધ છે, તેમજ પુણ્ય પણ બંધ જ છે, તેની ના નથી. પરંતુ પુણ્ય–પાપ બન્નેને બંધ સામાન્યની અપેક્ષાએ જોવા અને પુણ્ય પાપ બન્ને જ બંધ હોવા છતાં તે બન્નેમાં પુણ્ય શુભ, અને પાપ અશુભ, એમ જે પરસ્પર વિરોધી મહાન તફાવત છે, તેને ધ્યાનમાં ન લેવું, તે સામાન્ય પ્રત્યે પક્ષપાત અને વિશેષ તરફ આંધળા પણું જ છે.

## પુણ્ય, પાપ જેવું હેય નથી.

જો એમ કહેવામાં આવે કે–જેને મોક્ષ જ પ્રાપ્ત કરવો છે, તેને તો કોઇપણ બંધ હોય, તે સર્વે જ ત્યાગવા જ યોગ્ય છે, એટલે પાપ હોય કે પુણ્ય, બન્ને જ બંધ છે, એટલે પાપની પેઠે પુણ્ય પણ ત્યાગવા જ યોગ્ય છે, તો તે એકાંત કથન પણ બરાબર નથી.

કેમકે–પાપ છોડતા છોડતા પુણ્ય છૂટે તે વાત જુદી છે. પરંતુ જેમ પાપ પ્રત્યે હેય બુધ્ધિ રાખીને છોડવાની ધર્માજ્ઞા છે, તેમ પાપની જ પેઠે પુણ્યને પણ હેય બુધ્ધિ રાખી છોડવાની કયાંય ધર્માજ્ઞા જણાતી નથી. સિધ્ધાતમાં શ્રાવકની બે ઘડીની સામાયિક રૂપ ધર્મ આરાધના ને જુઓ કે–સાધુની યાવજજીવનની સામાયિક રૂપ ધર્મ આરાધનાને જુઓ, સર્વત્ર પાપ રૂપ ૧૮ સ્થાનો જ છોડ-

વાની ધર્માજ્ઞા છે, ક્યાંય પુણ્યના પ્રત્યાખ્યાન કે તેને છોડવાનો પુરૂષાર્થ કહ્યો જણાતો નથી. એટલે મોક્ષાર્થીને પુણ્ય પાપ સર્વથા જ સમાન પણે છોડવા યોગ્ય છે, એમ માનવું બરાબર નથી.

## કોઇએ પુણ્યનો ત્યાગ કર્યો નથી.

સિદ્ધાંત ઉપરાંત સિદ્ધાંતમાં આવેલા પ્રદેશી રાજા બ્રહ્મદત્ત ચક્રી આદિના દ્રષ્ટાંતો જોઇએ તો, તેમાં પણ એજ નીકળે છે કે–પાપને જ હેય સમજીને છોડવાનુ છે, કેશી કુમાર મુનીએ પ્રદેશી રાજાને હિંસા આદિ થકી જ નિર્વતવાનો ઉપદેશ આપ્યો હતો, દીન અનાથ આદિ જેવાની અનુકંપાદિ રૂપ પુણ્ય થકી નિર્વતવાનુ ઉપદેશ આપ્યો નહતો, કે તેમ કરતાં અટકાવ્યા નહોતા. ચિત્ત મુનિરાજે પણ બ્રહ્મદત્ત ચક્રીને પાપ કરવાથી જ વિરમવા માટે બોધ આપ્યો હતો, પરંતુ પુણ્યથી નિર્વતવાનો ઉપદેશ આપ્યો નહોતો, બલ્કે પાપથી નિવર્તી ન શકે તો, આર્યકર્મ=પુણ્ય કાર્યકર, એવો બોધ આપેલ હતો.

જો અમ કહેવામાં આવે કે–સિદ્ધાંતમાં છ ખંડના ધણી ચક્ર આદિ છ ખંડની ઋદ્ધિ આદિને છોડીને નિકળ્યા એમ કહ્યું, તે શુ પુણ્ય પ્રત્યે હેય બુદ્ધી

રાખીને જ નિકળ્યા એમ નથી ? તેમજ સિધ્ધાંતમાં પુણ્યથી મળેલા ધન, પરિવાર, સત્તા સાતા આદિને ત્યાગવાનું કહ્યું છે, તેમ કહીને પુણ્યને પણ હેય કહ્યું નથી ? તો ઉત્તર એ છે કે—પુણ્યથી મળેલી સામગ્રીને મોક્ષાર્થ સિવાય રાખવી વાપરવી તે પરિગ્રહાદિ રૂપ પાપ છે, તે પાપને છોડવા માટે જ આ રીતે કથન થયુ છે. નહીં કે પુણ્ય છોડવા માટે આમ કહયુ છે.

## પુણ્ય ત્યાગની પાત્રતા નથી.

જીવોની યોગ્યતાને જોવામાં આવે તો, સમ્યગ દ્રષ્ટિ થયા પછી પણ સર્વે જીવો પ્રારંભથી જ સમગ્ર રીતે એકાંત સંવર નિર્જરાના માર્ગમાં પ્રવેશીને ચાલી શકે, એમ જણાતું નથી. એટલે તે સ્થિતિમાં પુણ્ય અને પાપ એ બેજ માર્ગ શેષ રહે છે, તેમાંથી જો પુણ્ય માર્ગ લેવામાં ન આવે તો, શેષ પાપમાર્ગ જ શેષ રહે છે, અને ત્યારે પુણ્ય-પાપનો તફાવત જાણવાની ઉપયોગિતા ધ્યાનમાં આવે છે, અને પાપ વિરૂદ્ધ પુણ્ય માર્ગ લેવો જ સલામતી ભર્યો હોય છે, પુણ્ય માર્ગને ન લેવામાં કોઇ એમ સમજતા હોય કે—અમે બંધથી અટકીએ છીએ, તો તે ભ્રમ માત્ર છે. કેમકે જયારે સંવર નિર્જરા ન થતી હોય, અને પુણ્ય બંધ પણ થતું ન હોય, ત્યારે જીવ પાપ બાંધે જ છે. અબંધ નથી હોતો, એટલે પાપ

બંધથી વિરૂદ્ધ પુણ્ય બંધ શુભ જ છે, પ્રશસ્ત જ છે. એમ સમજી પુણ્યનો પ્રયાસ કરવો જ યોગ્ય છે.

## પુણ્ય પ્રત્યે બંધ દ્રષ્ટિના દુષ્પરિણામો.

પુણ્યને વારંવાર બંધ દ્રષ્ટિથી જ જોવામાં આવે, અને જો શુભ દ્રષ્ટિથી જોવામાં ન આવે તો, એના બીજા પરિણામો આ જાતના પણ આવે છે કે-જીવને એક રીતે સમ્યગ્ ક્રિયા અને ઉત્તમ ક્રિયા તરફ ઉપેક્ષા ભાવ થાય છે. દા. ત.- કોઇપણ જીવ સમ્યકત્વિ છે, તે આયુષ્ય બાંધે તો તે વૈમાનિકનુ જ આયુષ્ય બાંધે છે, એટલે તે એક ભવ કરીને જ મોક્ષમાં જવાનો હોય, તો પણ વૈમાનિક ભવનુ ન્યૂનત્તમ ભોગવવા યોગ્ય આયુષ્યને ભોગવ્યા વિના, મહાવિદેહાદિ ક્ષેત્રમાં ઉત્પન્ન થઇ વહેલો મોક્ષમાં જઇ શકતો નથી. ત્યારે મિથ્યાત્વમાં મનુષ્યનો આયુષ્ય બંધ થઇ શકે, અને તે સીધો જ મહા વિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઇ મોક્ષનો ભાગી થઇ શકે છે. આ પરિસ્થિતિમાં જેમને શુભ પ્રત્યે ઘૃણા છે, તેઓને વૈમાનિક આદિ પુણ્યો પ્રત્યે ઘૃણા હોવાથી, ત્યાં સુધીની માનસિક વિચારણામાં પહોંચે છે કે ભલે એક વખત વચ્ચે અમને મિથ્યાત્વ આવે, અને તેમાં અમને મહા વિદેહ ક્ષેત્ર યોગ્ય મનુષ્યભવ બંધાય, તો વહેલા મોક્ષમાં જઇએ. આ રીતે તેઓ સમ્યકત્વના સ્થાને મિથ્યાત્વને પણ

આવકારવા તૈયાર થાય છે, તેમજ સાધુ અવસ્થામાં ઉત્કૃષ્ટ પુણ્ય બંધાતા સ્વાર્થ સિદ્ધ વિમાનનું આયુષ્ય બંધાય, એટલે તેને મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઇ મોક્ષ જવામાં સ્વાર્થ સિદ્ધ વિમાનનો 33 સાગર આયુષ્યનો મોટો કાળ ગાળવો પડે છે. ત્યારે શ્રાવક પણામાં પહેલા દેવ-લોકનું ૨–૪ પલ્યનું જ આયુષ્ય બાંધનાર, ત્યાંથી વહેલો સ્ત્રીને શીઘ્ર મોક્ષને પ્રાપ્ત કરી શકે છે. આ પરિસ્થિતિ-માં કેટલાંક સ્વાર્થ સિદ્ધ વિમાન પ્રત્યે પણ હીનભાવ રાખે છે, અને પહેલા દેવલોકમાં ૨–૪ પલ્યનું જ નાનું આયુષ્ય પામીને સીધા મોક્ષ જવા ઇચ્છે છે, આ બધા જ સમ્યગના સ્થાને મિથ્યા અને ઉત્તમના સ્થાને હીનને સ્વીકારવા પણું છે, અને તેમ કરવું સારૂં નથી.

## મોક્ષની ઇચ્છાનું મૂલ.

આ રીતે ગણત્રી કરનારાઓ માત્ર મોક્ષ વહેલો થશે, આવી કાળની જ ગણત્રી કરે છે. પરંતુ મોક્ષ શા માટે ? તેના મૂળ વાસ્તવિક કારણની ઉપેક્ષા જ કરે છે.

જ્ઞાની સમ્યગ દૃષ્ટિ ભવ્ય જીવ મોક્ષ માટે મોક્ષ નથી ઇચ્છતાં, પરંતુ દુઃખના અભાવ અને સુખ અનુ-ભૂતિની ઉપલબ્ધિ માટે મોક્ષને ઇચ્છે છે. કેમકે દુઃખથી ભય અને સુખ પ્રત્યે આકર્ષણના મૂળમાંથી જ મોક્ષની ઇચ્છા ઉદ્દભવે છે.

આઠ કર્મના બંધનથી મુકત થવું તે દ્રવ્ય મોક્ષ છે, ભવ્ય મોક્ષ નથી. આઠ કર્મના બંધનથી મુકત થતાં તેના પરિણામે સર્વ જાતના દુઃખોનો અભાવ થઇને જે પરિપૂર્ણ સુખની સદા માટે અનુભૂતિ ઉપલબ્ધ થાય છે, તે જ ભાવ મોક્ષ છે.

## વેદનાનો અભાવ જ સાધ્ય જ છે.

એટલે એક જીવ વહેલો મોક્ષમાં જતાં જો મહાવેદના વેદીને મોક્ષમાં જતો હોય તો, તેના કરતાં બીજો જીવ મોક્ષમાં મોડો જવા છતાં જો અલ્પવેદના વેદીને મોક્ષમાં જતો હોય તો, તેજ સમજુ ભવ્ય જીવને સ્વીકાર્ય હોવું જોઇએ.

જે જીવ સમ્યકત્વમાં કરણી કરે અને તેને તે દશામાં જ આયુષ્ય બંધાય તો, તેને વૈમાનિકનું જ આયુષ્ય બંધ થવાથી મોડો મોક્ષ થાય, આ વાત સાચી. પરંતુ સમ્યકત્વની કરણીમાં, અલ્પવેદનામાં વધુ કર્મ ક્ષય થાય છે, અને તે ભવિષ્યમાં અલ્પવેદના વેદીને જ મોક્ષમાં જાય છે. અને મિથ્યાત્વમાં કરણી કરનારને કદાચ તેમાં મહાવિદેહ ક્ષેત્રના અનુબંધવાળું મનુષ્ય આયુષ્ય બંધાય તો તે વહેલો મોક્ષમાં જાય. પરંતુ તેની મિથ્યાત્વની કરણીમાં સમ્યકત્વની કરણી કરતાં અસંખ્યાતમાં ભાગે જ

નિર્જરા થાય છે, અને આવતા મનુષ્ય ભવમાં પણ સમ્યકત્વી જીવ કરતાં વધુ વેદના વેદવાની રહે છે.

જેમ સમ્યકત્વીની ક્રિયા અને મિથ્યાત્વીની ક્રિયામાં સામાન્ય પણે ફેર છે, તેમ જ શ્રાવકની ક્રિયામાં અને સાધુની ક્રિયામાં, તેના ફળમાં પણ ફેર છે. શ્રાવકની ક્રિયામાં જે નિર્જરા થાય, તે કરતા સાધુને અલ્પવેદનામાં અસંખ્ય ગુણ નિર્જરા થાય, અને આવતા ભવે તે શ્રાવક કરતાં અલ્પ વેદના વેદીને જ મોક્ષનો ભાગી થાય.

આ તત્વને જે જાણે છે, અને જેને વેદનાનો અભાવ અને વેદનાની અલ્પતા જ મુખ્ય છે, તેને માટે મોક્ષ વહેલો થાય, કે મોડો થાય, તેનો તેને એકાંત મિથ્યા આગ્રહ નથી હોતો, તેને જો મોક્ષ વહેલો થાય એવી ભાવના હોય તો, તે અલ્પવેદના સાપેક્ષ જ ભાવના હોય, અલ્પવેદના નિરપેક્ષ વહેલો મોક્ષ મળતો હોય તો, તે મોક્ષ માટે ઉતાવળો નહીં થાય.

## મોક્ષ, દયા સાપેક્ષ હોવો જોઇએ.

બીજું સમ્યકત્વીને છકાયનું જ્ઞાન હોય, તેમની અનુકંપા હોય, તે તેમની દયા માટે યતના કરનારો હોય,

શ્રાવક પણામાં દયા વધે, અને સાધુપણામાં તે થકી પણ દયા વધારે હોય છે. મિથ્યાત્વીને છકાયનું જ્ઞાન ન હોય, તેમની અનુકંપા ન હોય, તે તેમની દયા માટે યતના પાળનારો ન હોય.

× + + + + ×

દુઃખથી મુક્ત થવા માટે મોક્ષ જોઇએ છે, આ વાત સાચી. પરંતુ જેમ મને દુઃખ અપ્રિય છે, તેમ બધા જ અન્ય પ્રાણિઓને પણ દુઃખ અનિષ્ટ છે. મારી દુઃખ મુક્તિ પાછળ તેમના દુઃખની ઉપેક્ષા કઇ રીતે થઇ શકે? અથવા તો જેને પોતાના મોક્ષની શીઘ્રતા માટે પર જીવોની દયાની ઉપેક્ષા છે, તેને વહેલો મોક્ષ મળે જ નહીં. જેને સર્વ જીવો પ્રત્યે સમ્યક અનુકંપાભાવ વર્તતો હોય, તેમની યતના વર્તતી હોય, તેને જ મોક્ષ મળે છે. × × × × × ×

પુણ્ય પ્રત્યે બંધની એકાંત દૃષ્ટિ ત્યાગવામાં આવે તો, એવા દુષ્પરિણામો થતા અટકે, પુણ્ય બંધ છે છતાં પુણ્ય શુભ છે, તે પુણ્ય બંધથી કદાચ મોક્ષ મોડો થાય, તો વાંધો નહીં, પરંતુ મોક્ષ વહેલો થાય, તેમાં વચ્ચે પાપબંધમાં રહેવું પડતુ હોય તો તે યોગ્ય નથી, તે

પાપ બંધથી અટકી જવાય, એટલે પુણ્ય પ્રત્યે બંધની એકાંત દૃષ્ટિ ત્યાગવા જ યોગ્ય છે,

**પુણ્ય બંધ જ નહીં, સંવર પણ છે.**

પુણ્ય પ્રત્યે બંધની એકાંત દૃષ્ટિ તો, ત્યાગવાનીજ છે જ. પરંતુ પુણ્ય એક રીતે સંવર અને નિર્જરા છે, તે પણ ધ્યાનમાં લેવી વાત છે.

જ્યારે જ્યારે પણ જીવ પુણ્ય બંધ થાય, એવી ક્રિયા કરતો હોય ત્યારે નક્કી પણે પાપ બંધ થતો અટકે છે, કેમકે પુણ્ય બંધ અને પાપ બંધ એ બન્ને બંધો મુખ્ય પણે એકી સાથે હોઇ શકે નહીં, કારણ કે એ બન્ને બંધો મુખ્ય પણે પરસ્પર વિરોધી છે. એટલે જ્યારે પુણ્ય બંધ થાય ત્યારે પાપ બંધ થતાં અટકે છે, પુણ્યનું બંધન મુખ્યત્વે થતું હોય ત્યારે પાપનું પણ મુખ્યત્વે બંધન ચાલુ રહે એ બની શકે જ નહીં, એટલે પુણ્ય બંધ એક રીતે પાપ બંધને અટકાવનારૂં હોવાથી તેને આ અપેક્ષાએ સંવર પણ કહી શકાય.

જો એમ પુછવામાં આવે કે–આ રીતે જો કહેવામાં આવે તો, પાપને સંવર કહેવાનો, માનવાનો પ્રસંગ

આવશે, કેમકે-જ્યારે પાપની ક્રિયા વડે પાપનું બંધન થતું હોય, ત્યારે પુણ્યનું પણ બંધન થતું અટકે છે, આ શંકા બરાબર છે. એનું સમાધાન એ છે કે-મુમુક્ષુ સાધુ-શ્રાવકને પાપ આશ્રવનો નિરોધ એજ મુખ્ય હોય છે. એટલે ભલે પુણ્ય આશ્રવ ચાલુ હોય, પણ જો તે વડે પાપબંધ અટકતું હોય તો, તે સ્વીકાર્ય છે. પરંતુ પુણ્ય અને પાપ બંધનમાંથી પાપ બંધન ચાલુ રહે, અને પુણ્ય બંધન અટકે તો, આમાં સંવરનો મુખ્ય ઉદ્દેશ્ય જ માર્યો જાય છે, સિદ્ધાંતમાં આવા સંવરને સંવર ગણવામાં આવ્યો જ નથી, એટલે જે વડે પાપ થાય એવા પુણ્યાશ્રવના નિરોધને સંવર કહી શકાય નહીં.

## પુણ્ય, નિર્જરા પણ છે.

જેમ પુણ્ય, પાપને અટકાવનાર હોવાથી એક રીતે સંવર છે, તેમ જ પુણ્ય નિર્જરાનો સહચર હોવાથી નિર્જરા પણ છે. જ્યારે જ્યારે જીવ ઉત્તમ પુણ્યની ક્રિયા કરે છે, ત્યારે ત્યારે પુણ્ય બંધની સાથે સાથે તેને નિર્જરા પણ અવશ્ય થાય છે, ઉત્તમ પુણ્ય બંધ થાય, અને નિર્જરા ન થાય, એવું ક્યારેય બનતું નથી, કેમકે પુણ્ય નિર્જરાનો નિશ્ચિત સહચર છે.

તીર્થંકર નામ કર્મ ઇત્યાદિ પુણ્યો તો એવા છે કે

જ્યારે તે પુણ્ય બંધાય ત્યારે તે પુણ્ય બંધની સાથે એક ભવ સિવાય બાકીના સર્વ ભવોની કટ્ટી થાય છે; આત્મા ઘણો જ હળવો બને છે. એટલે આ રીતે નિર્જરાના સહચર એવા પુણ્યમાં નિર્જરાનો ઉપચાર કરીએ તો, પુણ્ય નિર્જરા પણ છે, એટલે પુણ્યને બંધ જ ન ગણતા નિર્જરા પણ ગણવી જોઈએ.

જો એમ કહેવામાં આવે કે–પુણ્યની ઇચ્છા રાખીને જો પુણ્યની ક્રિયા કરવામાં આવે તો, એવી નિર્જરા થાય જ નહીં, અને એવા પુણ્ય પણ બંધાય નહીં. પરંતુ જ્યારે પુણ્ય પ્રત્યેની ઇચ્છા વિના ક્રિયા કરવામાં આવે ત્યારે જ આવી ભવ કટ્ટી કરનારી નિર્જરા થાય, અને ત્યારે જ તીર્થંકરત્વ જેવા પુણ્ય કર્મ બંધાય, તો તેનો ઉત્તર એમ છે કે ભવ્ય જીવને મોક્ષ વડે અવ્યાબાધ શાશ્વત એકાંત સુખની અનુભૂતિ પમાય તે સાધ્ય છે, અને તે માટે સંવર નિર્જરા સાધન છે, અને સંવર નિર્જરા માટે તેવા અનુબંધ વાળું પુણ્ય સાધન છે, એટલે જેમ મોક્ષ માટે સંવર નિર્જરાને સાધન ગણીને ક્રિયા કરતાં જેવી સંવર નિર્જરા થાય છે, અને પુણ્યનું બંધન થાય છે, તેવી જ રીતે પુણ્યને મોક્ષના સાધનના સાધન તરીકે ગણીને ક્રિયા કરે તો તેમાં પણ તેવી જ રીતે સંવર નિર્જરા થાય અને પુણ્ય બંધાય છે.

**પુણ્યની ઇચ્છા નિદાન જ નથી.**

જો કોઇ એમ કહે કે–પુણ્યની ઇચ્છાથી કરવામાં આવેલી કરણી નિદાન છે, અને નિદાન કરણીની ભગવંતે ના પાડી છે, તો ઉત્તર એ છે કે– પુણ્યની ઇચ્છા જ્યારે ભોગ માટે હોય, ત્યારે તે નિદાન બને છે, અને તે નિદાન અશુભ છે, તે નિદાન ન જ થાય. બ્રહ્મદત્ત ચક્રી પૂર્વ ભવે આવું નિદાન કરીને પછી ચિત્ત મુની વડે બોધ મળતાં પસ્તાયા હતા, એવી જ રીતે મહદ્દિર્ક શ્રાવકાદિ થવાના પણ નિદાન થાય, કેમકે–તેમાં સાધુતા કરતાં પણ શ્રાવકત્વ પ્રત્યે બહુમાન જણાય છે, એટલે તે નિદાન દેશ સંયમ તપમાં સાધન હોવા છતાં સર્વ સંયમ તપમાં બાધક હોવાથી તે નિદાન પણ ન થાય એવી જ રીતે "જો હું અનાથ આદિ કુલમાં જન્મ પામુ તો મને દીક્ષામાં અંતરાય ન આવે" એવા નિદાન પણ ન થાય. કેમકે–આમાં તપ સંયમ વડે મોક્ષની અભિલાષા હોવા છતાં આમાં માત્ર પોતાના જ કલ્યાણની કામના મુખ્ય બને છે, અને મહદ્દિર્ક કુલ–માંથી દીક્ષા લેતા પ્રવચનની પ્રભાવના થઇ બીજા પણ દીક્ષા લેવા પ્રેરાય તેમનુ પણ કલ્યાણ માર્ગ પ્રશસ્ત થઇ શકે, તે તરફ ઉપેક્ષાભાવ વર્તે છે. એવા જ બીજા પણ કારણો વડે એવા નિદાનો પણ ન થાય, પરંતુ જેમાં મોક્ષમાર્ગ પ્રત્યે પ્રગતિમાં માત્ર સાધન પણું જ છે, વિઘ્ન પણું જરાયે નથી, એવા શુભ નિદાનો કરવાની ક્યાય ના પાડી નથી. તીર્થંકર આદિ થવાના નિદાનની

પણ જ્યારે ના પડાતી હોય ત્યારે તીર્થંકરપણુમાં તો ૬૪ ઇન્દ્રોથી પૂજ્યત્વ આદિની ઇચ્છા હોય, અને સ્વ-પર કલ્યાણુની વિશુધ્ધ ભાવના ન હોય ત્યારે જ તે અપેક્ષાએ જ ના પાડવામાં આવતી હોય છે, વિશુદ્ધ ભાવના યુકત નિદાનોની ના જોવા મળતી નથી, સિધ્ધાંતમાં સર્વત્ર અશુભ નિદાનોના અભાવને પ્રશસ્ત કહ્યો છે, પરંતુ શુધ્ધિ માટેના શુભ નિદાનોની ના જોઇ નથી.

## પુણ્યનું આકર્ષણ, માત્ર ખોટું નથી.

જો એમ કહેવામા આવે કે-એમ કહેવાથી જીવને પુણ્ય પ્રત્યે આકર્ષણ થાય છે, તે ખોટું છે. તો ઉત્તર એ છે કે-સ્વ-પરના મોક્ષ માટે સ્વ-પરના સંયમ તપ માટે, સંવર નિર્જરા માટે, તેના વિશુધ્ધ સાધન તરીકે પુણ્યના આકર્ષણુમાં કશી હાનિ જણાતી નથી. સિદ્ધાંતમાં પણ વૈયાવચ્ચ આદિને સમ્યક પરાક્રમ કહેવામાં આવ્યા છે, અને તે શા માટે સમ્યક પરાક્રમ છે, કે તેથી જીવ તીર્થંકર નાંમ કર્મ ઉપાર્જે છે, એવું ફળ બતાવવામાં આવ્યું છે. પુણ્ય ફળને આગળ ધરવામાં આવ્યું છે, અને તેમ કરવામા કશું ખોટું સમજવામાં આવ્યું નથી, એવા બીજા પણ સમ્યક પરાક્રમોના જે પુણ્ય ફળો દર્શાવવામાં આવેલા છે, તે

આગળ ધરી શકાય છે, એટલે પુણ્યના સંવર–નિર્જરાના વિશુધ્ધ સાધન તરીકે અપનાવવામાં કશી હાનિ નથી.

## પુણ્ય સર્વથા હેય નથી.

હવે જે સામોપક્ષ એમ કહે છે કે–પુણ્ય શુભ બંધ છે, તેથી પુણ્ય માટે.પ્રયાસ કરવાની જરૂર નથી. તે પણ બરાબર નથી. કેમકે તે સામોપક્ષ નિદાન આદિ સાથેના પુણ્યને જ નકારી કાઢતો હોય તો, બરાબર છે. કેમકે તે પુણ્ય મોક્ષ માર્ગમાં અંતરાયભૂત બને છે. પરંતુ સામોપક્ષ તીર્થંકરત્વ જેવા પુણ્યને પણ નકારી કાઢે તે બરાબર નથી, કેમકે તે પુણ્ય મોક્ષમાર્ગમાં બાધક નથી. પણ સાધનભૂત છે, કારણ કે પોતાને અને ઘણા બીજાને તારનારાં તીર્થને કરવામાં સહાયક જ છે.

## પહેલાં પાપનો નિષેધ કરાય.

વળી કદાચ પુણ્યને બંધ દૃષ્ટિથી જ જોવામાં આવે તો પણ પુણ્ય બંધ શુભ છે, અશુભ નથી. અને પાપ તો બંધ પણ છે, અને અશુભ પણ છે. એટલે બંધની દૃષ્ટિથી પુણ્યનો નિશ્ચય કરવો જ હોય તો પણ તે પુણ્યના નિષેધ પહેલાં પાપ કરવાનો પહેલાં નિષેધ કરવો યોગ્ય છે. પુણ્ય બંધનો નિષેધ કરવા પહેલા

પાપનો િ.ષેધ ન કરવો, અને પાપનો નિષેધ કરવા પહેલાં પુણ્યનો નિષેધ કરવો અયોગ્ય જ છે.

સામો પક્ષ પુણ્ય બંધના નિષેધ માટે જેટલું કહે છે, જેટલો ભાર આપે છે, તેના સોમાં ભાગ જેટલું કથન પણ તે પાપ નિષેધ માટે કરતો જણાતો નથી, પાપ નિષેધ માટે ભાર આપતો જણાતો નથી.

## પાપ વાળા પુણ્યનો પહેલા નિષેધ થાય.

વળી પુણ્યનો નિષેધ કરવો હો તો, જેમાં આરંભ પરિગ્રહ નથી, એવા પુણ્યનો નિષેધ કર્યા પહેલાં જેમાં આરંભ-પરિગ્રહ હોય એવા, પુણ્યનો નિષધ ન કરવો, અને આરંભ-પરિગ્રહ વાળા પુણ્યનો નિષેધ કર્યા વિના આરંભ-પરિગ્રહ વિનાના પુણ્યનો નિષેધ કરવો અયોગ્ય જ છે.

દા. ત. સામોપક્ષ સામાયિક, પ્રતિક્રમણ આદિ મોક્ષાર્થે કરાતા હોય, તો પણ તેને પુણ્ય જ માને છે. તે પુણ્યમાં કોઇપણ જીવની હિંસા નથી, કોઇ પરિગ્રહ પણ નથી, અને વળી સિધ્ધાંતથી આ ક્રિયાઓ સંમત છે. તેનો તે નિષેધ કરે છે. એને જે ક્રિયામાં છકાય જીવની હિંસા થાય છે, પરિગ્રહ, મૂર્છા પોષાય છે, અને જે

સિધ્ધાંતથી વિરૂધ્ધ છે, તેનુ સમર્થન કરવામાં આવે છે, તે વ્યાજબી નથી. પહેલાં હિંસાત્મક ક્રિયાનો નિષેધ કરવો જ વ્યાજબી છે.

જો એમ કહેવામાં આવે કે–અમે તો ભકિતને પણ બંધ જ માનીએ છીએ, અને તેના પણ પ્રયાસને કરવા યોગ્ય નથી માનતા, તો ઉત્તર એ છે કે એક રીતે ભલે ભકિતનો નિષેધ થતો હોય, પણ બીજી રીતે તો એની પ્રેરણા જ અપાય છે. દા. ત. એક તરફ ભકિત પણ બંધનુ કારણ છે, એમ કહેવાય, અને બીજી તરફ જે સમ્યકત્વી હોય, તેને ધૂપ દીપ ઇત્યાદિ જિન ભકિત હોયજ, જ, એમ કહેવું આડકતરી રીતે પુણ્યનુ વિધાન કરવા જેવું જ છે.

જો એમ કહેવામાં આવે કે– અમે તો જે ભુમિકામાં જે હોય, તેનું જ કથન માત્ર કરીએ છીએ, એમ કહીને પુણ્યની પ્રેરણા કરવા માંગતા નથી. તો ઉત્તર એ છે કે –જો કે પ્રેરણાના ભાવ ન હોય, તેમ જણાતું નથી છતાં માની લેવાય કે પ્રેરણાના ભાવ નથી, તો પ્રશ્ન એ થાય છે કે– સમ્યકત્વ પામ્યા પછી અને પહેલાં પણ ઘણા ખરા જીવોને સામાયિક–પ્રતિક્રમણની ક્રિયા હોય જ છે, સામાયિક પ્રતિક્રમણ ન કરનારાઓ સમ્યકત્વ પામે કે સમ્યકત્વ પામેલા હોય, એમ ઘણું ખરું નથી

બનતું, એમ સામાયિક-પ્રતિ ક્રમણ માટે જે સિદ્ધાંત છે, તેનું કથન કેમ નથી થતું ? ભકિત માટે કહેવાય, અને સામાયિક-પ્રતિક્રમણ માટે ન કહેવાય, વ્રત માટે ન કહેવાય, એમ શા માટે ? એમાં હિંસા પરિગ્રહ વાળા પુણ્ય પ્રત્યે આદર અને હિંસા પરિગ્રહ વિનાના પુણ્ય પ્રત્યે અનાદરની ગંધ નથી આવતી ?

## સંવર નિર્જરા માટે ઉપદેશ કેમ નહીં. ?

વળી પુણ્યને બંધ દૃષ્ટિથી નિષેધ કરવામાં આવે તો, જે વડે સંવર નિર્જરા થાય, એવા પુરૂષાર્થ માટે તો ઉપદેશ કરવો જોઇએને ? પરંતુ તેનો ઉપદેશ પણ કરવામાં આવતો જણાતો નથી. પાપનો નિષેધ ન કરવો; સંવર નિર્જરા માટે પ્રેરણા ન કરવી, અને પુણ્યનો નિષેધ કરવો, આ સર્વ અયોગ્ય જ છે. યથાર્થમાં તો પાપ ક્રિયાનો નિષેધ કરવો જોઇએ, સંવર નિર્જરાની ક્રિયાનુ વિધાન કરવું જોઇએ, અને પુણ્ય પ્રત્યે ઉદાસીન થવું જોઇએ, કેમકે પાપ દુંખ દાયક હોવાથી નિષેધવા યોગ્ય છે, સંવર નિર્જરા દુઃખના કાપનાર હોવાથી ઉપાદેય છે, અને જે પુણ્ય મોક્ષમાં સાધનભૂત નથી તે પાપથી વિરૂધ્ધ સારૂં, પણ મોક્ષની અપેક્ષાએ હીન હોવાથી મોક્ષમાર્ગ ન પમાય ત્યાં સુધી તે તરફ તટષ્ટ બુધ્ધિ જ રાખવી યોગ્ય છે. પરંતુ સામો પક્ષ પાપ

અને નિર્જરાના નિષેધ વિધાનમાં મૌન, અને પુણ્ય બંધના નિષેધમાં તત્પર જણાય છે, તે અયોગ્ય છે. અથવા તો એમ કહેવું જોઇએ કે-સામોપક્ષ પાપ ક્રિયાના નિષેધમાં તો જાણે કે મૌન સેવે છે, અને પુણ્યને શુભ બંધ કહી નિષેધે છે. અને સંવર નિર્જરાની ક્રિયાઓ-મન વચન કાયાના યોગો વડે ભૂતકાલમાં હિંસાદિ ક્રિયાઓ કરી તેનુ પ્રતિક્રમણ કરવું, પશ્ચાત્તાપ કરવો, તે માટે અનશનાદિ તપ કરવું, વર્તમાનમા મન વચન કાયાના યોગોને પાપમાં જતાં અટકાવવા, અને ભવિષ્યમાં મન વચન કાયાના યોગો પાપમાં ન જાય તે માટે પ્રત્યાખ્યાન કરવા, તે ક્રિયાઓનો નિષેધ કરવામા આવે છે. આમ પુણ્ય અને સંવર નિર્જરાનો તો નિષેધ કરવો, અને પાપ માટે મૌન સેવવું તે બરાબર નથી.

જો એમ કહેવામાં આવે કે-અમે સંવર નિર્જરાની ક્રિયાનો નિષેધ નથી કરતા. પરંતુ મનવચન કાયાની ક્રિયા, જડ ક્રિયા હોવાથી નિષેધ કરીએ છીએ, બાકી જીવ દ્રષ્ટા રહે તો સંવર નિર્જરા થાય છે, અને તેનુ અમે વિધાન કરીએ જ છીએ. તો ઉત્તર એ છે કે-મન વચન કાયાની ક્રિયા જડ ક્રિયા નથી, એનો જવાબ પહેલા અપાઇ ગયો છે, અને જ્ઞાતા દ્રષ્ટા રહેવાથી સંવર નિર્જરા નથી થતી, તે વાત પણ આગળ કહેવામાં આવી ગઇ છે.

(માત્ર) જ્ઞાતા દ્રષ્ટાપણું પુરૂષાર્થ નથી.

જ્ઞાતા દ્રષ્ટા પણું તો નિષ્ક્રિયતા છે=ક્રિયા શૂન્યતા છે, તે વડે સંવર નિર્જરા કઇ રીતે થાય ? થાય જ નહીં.

જો એમ કહેવામાં આવે કે—જ્ઞાતા દ્રષ્ટા પણામાં ટકી રહેવું તે નિષ્ક્રિયતા નથી, પરંતુ પરમ પુરૂષાર્થ છે, તો તેનો ઉત્તર એ છે કે—જ્ઞાતા દ્રષ્ટાપણામાં ટકી રહેવું તે પરમ પુરૂષાર્થ નથી, પરંતુ જ્ઞાતા દ્રષ્ટા સિવાય મન—વચન કાયાના અશુભ યોગોની પ્રવૃતિ ન કરવી, પ્રવૃત્ત યોગોને રોકવા તે પુરૂષાર્થ છે. જ્ઞાતાદ્રષ્ટાપણામાં મન—વચન—કાયાની અશુભ પ્રવૃતિ રોકવાની અપેક્ષાએ, અને પ્રવૃત યોગોને રોકવાની અપેક્ષા જ પુરૂષાર્થપણાનો આભાસ થાય છે, અને લોકો એમ સમજી લયે છે કે—જ્ઞાતાદ્રષ્ટાપણામાં પરમ પુરૂષાર્થ છે.

જેમ કે—કાયોત્સર્ગમાં જે પરમ પુરૂષાર્થ જણાય છે, તે જ્ઞાતાદ્રષ્ટાપણાના કારણે નથી, પરંતુ કાય યોગના ઉત્સર્ગના કારણે વચન યોગ નિરોધના કારણે, અને આર્ત રૌદ્ર ધ્યાનમાં

જતાં મનોયોગના નિરોધના કારણે જ જણાય છે. પરંતુ કાયોત્સર્ગમાં જ્ઞાતાદ્રષ્ટાપણાની અપેક્ષાએ પુરૂષાર્થ નથી. આ રીતે નક્કી છે કે–યોગ નિરોધ ક્રિયા જ પુરૂષાર્થ છે, જ્ઞાતાદ્રષ્ટાપણું પુરૂષાર્થ નથી.

જો એમ કહેવામાં આવે કે–જ્ઞાતાદ્રષ્ટાપણા વખતે દ્રવ્ય, ગુણ, પર્યાયને જેમ છે તેમ જાણવા, પછી જીવ રાગ દ્વેષ ન કરે, હું યોગ પ્રવૃતિ કરી શકું છું એવું અભીમાન ન કરે, તે પુરૂષાર્થ છે. પરંતુ યોગ નિરોધ તે પુરૂષાર્થ નથી, જીવ યોગ નિરોધ કરી શકતો નથી, તે તો જડ ક્રિયા છે, જેમ થવાની હોય તેમ થાયજ. તો ઉત્તર એ છે કે–રાગદ્વેષ ન કરવો, અહંકાર ન કરવો તે પણ મનો યોગને રાગદ્વેષમાં, અહંકારમાં જતા અટકાવવા પણું છે. એટલે રાગ દ્વેષ ન કરવાની ક્રિયા, અહંકાર નિરોધની ક્રિયા, પણ મનોયોગ નિરોધ રૂપ જ ક્રિયા છે. અને મનોયોગ કાય યોગના આધારે થાય છે, એટલે મનોયોગ નિરોધ કરવામાં કાય યોગનો નિરોધ પણ સમાયેલો છે. એટલે જ્ઞાતાદ્રષ્ટાપણું પુરૂષાર્થ નથી, પરંતુ ઉપયોગ રાખીને રાગદ્વેષ, હિંસા,

પરિગ્રહ આદિમાં જતા મન-વચન-કાય યોગનો નિરોધ કરવો એજ પુરૂષાર્થ છે, અને એજ પુરૂષાર્થ કરવા યોગ્ય છે.

—oo—

## પ્રશ્નોત્તર ચૌદમો

પ્રશ્ન ૧૪મો—મોક્ષે જવાને માટે કુંકો રસ્તો—

આત્માએ પોતાનો પુરૂષાર્થ પોતાના સ્વભાવના ધ્યાનતરફ કરવાનો છે. કેમકે—પુરૂષ એટલે આત્મા. જેથી આત્માનો પુરૂષાર્થ આત્મામાં જ ચાલે બહાર આત્મા કાંઇ કરી શકે નહીં.

આત્મા જ્યારે પોતાના સ્વરૂપનું ધ્યાન્ કરે છે, ત્યારે પાંચે સમવાય નીચે પ્રમાણે સફળ થાય છે.

(૧) પુરૂષાર્થ—સ્વભાવ તરફ પુરૂષાર્થ છે, એટલે પુરૂષાર્થ સફળ થયો.

(૨) સ્વભાવ—પુરૂષાર્થનું વલણ સ્વભાવ તરફ છે, એટલે તે સ્વભાવ પ્રકટ થવાનો જ.

(૩) નિયતિ—નિયતિમાં હોહણુહાર પણ સફળ થાય છે.

(૪) કાળ—મોક્ષનો કાળ છેટે હોય તો પણ સ્વભાવ દષ્ટિ તેને નજીક લાવે છે.

(૫) કર્મ તો જડ છે, પર છે, તે કાંઇ કરી શકતા નથી, સ્વભાવમાં દષ્ટિ જતાં ખરી પડે છે.

આમ એકજ સ્વભાવ દષ્ટિથી સંવર અને નિર્જરા થઇ મોક્ષ મળે છે.

સ્વભાવમેં નહીં બંધ, ફિર
દ્રવ્ય કર્મ આના રૂક ગયા.
નિજ આત્મા મેં જબ સ્થિર હુવા,
ભવ બંધસે વહ છુટ ગયા.

માટે સ્વરૂપ દષ્ટિ કરવી એજ સૌથી પ્રથમ કર્તવ્ય છે.

શું આ માન્યતા બરાબર છે ?

ઉત્તર—

ના. આ માન્યતા પણ બરાબર નથી.

જ્ઞાતા દ્રષ્ટા પણું પુરૂષાર્થ નથી, અહિંસા પુરૂષાર્થ છે.

આત્માએ મોક્ષમાં જવા માટે પુરૂષાર્થ કરવો જોઇએ, આ વાત સાચી. પણ પોતાના સ્વભાવનુ ધ્યાન

ધરવું તે પુરૂષાર્થ નથી. પરંતુ જ્ઞાન માત્ર છે. પોતાના સ્વભાવ ઉપરાંત અન્ય જીવો અને પુદગલ આદિનો પણ સ્વભાવ જાણીને મન-વચન કાયાના યોગોને હિંસા તથા પરિગ્રહમાંથી વિરત કરવા અને સંયમ તપમાં જોડવા તેનું નામ પુરૂષાર્થ છે.

આત્મા પોતે જીવ છે, અને જીવત્વ તેનો સ્વભાવ છે. ચેતના વડે જાણવું જોવું પોતાના સુખદુઃખનો અનુભવ કરવો, અને તેમાં સુખની અનુભૂતિ ઇષ્ટ અને દુઃખ અનુભૂતિ અનિષ્ટ હોય તે જીવનું જીવત્વ છે. જીવનું ત્રૈકાલિક સ્વરૂપ છે.

જે રીતે પોતાના આત્માનો સ્વભાવ છે, એવી જ રીતે દરેક જીવાત્માનો પોત પોતાનો સ્વભાવ છે. પોતાના આત્માના આ સ્વભાવમાં અને બીજા કોઇ પણ જીવના આત્માના સ્વભાવમાં કાંઇ પણ ફેર વર્તતો નથી. જેમ પોતાના આત્માને સુખ ઇષ્ટ, અને દુઃખ અનુભૂતિ અનિષ્ટ છે, એમ જ દરેક અન્ય જીવોને પણ સુખ ઇષ્ટ અને દુઃખ અનુભૂતિ અનિષ્ટ છે. માટે પોતાના સુખ ખાતર બીજાને દુઃખ આપવું તે મહાન પાપ છે, અને તેથી મન-વચન-કાયાના યોગોને અટકાવવા તેજ જીવનો પરમ પુરૂષાર્થ છે.

જે પુદગલો છે, તેમાં સંઘાત ભેદ સ્વભાવ છે=મળે ને છુટા પડે, છુટા પડે ને મળે, પણ કોઇ દિવસે પરમાણું સ્વરૂપે જ કોઇ એક સમુહ રૂપે જ રહેતા નથી, તેમ જાણી પુદગલોના પરમાણું કે સ્કંધ પ્રત્યે હર્ષ–શોક રહિત થવું, તેમજ પુદગલોમાં વિકાર સ્વભાવ છે, તે શુભથી અશુભ અને અશુભથી શુભ થતાં જ રહે છે, માટે તેમના શુભાશુભપણામાં હર્ષ શોક ન કરવો, તેમજ પુદગલો સંયોગ–વિયોગ સ્વભાવવાળા છે. કોઇ વખતે આત્મા સાથે સંયોગ પામે, અને કોઇ વખતે વિયોગ પામે, માટે પુદ્દગલોના પોતાની સાથેની સંયોગ વિયોગ અવસ્થામાં હર્ષ–શોક ન કરવો.

મુખ્યત્વે પુદગલો સચેત કે કોઈપણ જીવના મૃત પુદગલો જ છે. એટલે એમનો ધર્મ આરાધનમાં આલંબન તરીકેમાં વપરાય, તે સિવાય વપરાશ પણ તે જીવિત કે મૃત જીવો પ્રત્યે દયાના અભાવ રૂપે જ છે, એટલે સચેત કે મૃત પુદગલોનો પરિગ્રહ=મમત્વ અને ધારણ તે પાપ છે. અને તેથી નિવૃતિ તે જ આત્માનો સમ્યગ પુરૂપાર્થ છે.

આ રીતે જીવ અને જડના સ્વભાવનુ જ્ઞાન કર્યા પછી, અહિસા અને અપરિગ્રહનુ સ્વ-પર દયા અને મોક્ષ બુધ્ધિથી આચરણ, એજ જીવનો પરમ પુરૂષાર્થ છે, માત્ર

આત્માના સ્વભાવનુ ધ્યાન ધરવું તે પુરૂષાર્થ નથી. તેમાં પણ આત્માને જે જ્ઞાતા દૃષ્ટા જ માને, અનુભૂતિ વાળો ન માને, સુખઇષ્ટ અને દુઃખ અનિષ્ટ એવો ન માને, ત્યાં તો જ્ઞાન પણ અધુરૂં જ છે. અથવા તો બીજા સત્યાંશનો વિરોધી હોવાથી, દયાનો નકાર હોવાથી જે માત્ર જ્ઞાન છે, તે પણ મિથ્યા છે.

## પુરૂષાર્થ આત્મામાં જ ચાલે તેમ નથી.

પુરૂષ એટલે આત્મા, આ વાત સાચી પણ પુરૂષનો અર્થ આત્મા થાય, એટલે પુરૂષાર્થ આત્મામાં જ ચાલે, આ વાત બરાબર નથી. કેમકે, પુરૂષાર્થનો અર્થ જીવનો પરાક્રમ થાય, પરંતુ તે પરાક્રમ પોતામાં જ ચાલે, આ અર્થ ન થાય

## યોગોમાં આત્માનો પુરૂષાર્થ ચાલે.

સામોપક્ષ જ્ઞાતા દ્રષ્ટાપણાને પુરૂષાર્થ માને છે, પરંતુ તે તો પુરૂષાર્થ નથી જ. મન-વચન-કાયાના યોગ એ જ જીવનો પુરૂષાર્થ છે, કષાયમાં, વિષયમા, આરંભ પરિગ્રહમાં જતા મન-વચન-કાયાને રોકવા એ જ સત્ય પુરૂષાર્થ છે. અને તેમા આત્માનો પુરૂષાર્થ નક્કી પણે ચાલે જ છે.

જો કે-આત્મા મન વચન કાયા ઉપર સો એ સો ટકા વશ નથી, અમુક ટકા જ વશ છે, જેમકે- ડ્રાયવર સ્થિર મોટરને તત્કાલ તીવ્ર ગતિથી ચલાવી નથી શકતો. કે તીવ્ર ગતિથી ચાલતી મોટરની દિશા તત્કાલ નથી બદલી શકતો, એવી જ રીતે જીવ યોગને તત્કાલ નિરોધી ન શકે, તત્કાલ ચલાવી ન શકે, તત્કાલ ફેરવી ન શકે, એટલે આત્માનું યોગો ઉપર બધું ન ચાલે, પણ કાંઇ જ ન ચાલે, આ વાત બરાબર નથી.

વજ ઋષભનારાચ સંહનનવાળા જીવોની મન વચન-કાયા ઉપર ઘણી પકડ હોય છે, અને તે પકડના કારણેજ તે પોતાના મન વચન કાયાને આરંભ, પરિગ્રહ, વિષય, કષાયમા જતાં અટકાવે છે, દયા, અકિંચનતા આદિ તરફ વાળે છે, તેમાં એકાગ્ર કરે છે, કાયોત્સર્ગ કરે છે, પ્રતિમાઓ ધારે છે, અને અંતે મેરૂ પર્વત સમાન સ્થિતિ પણ પ્રાપ્ત કરે છે=મન વચન કાયાના યોગોનો સર્વથા નિરોધ પણ કરે છે. એટલે નક્કી છે કે, આત્માનુ મન-વચન-કાયા ઉપર ઘણું ઘણું ચાલે છે, કાઇ જ નથી ચાલતું, આ વાત બરાબર નથી.

## અહિંસામાં જીવનો પુરૂષાર્થ ચાલે.

અને આ મન વચન કાયાનો હિંસા આદિ તરફ

જતો વ્યાપાર જે અટકાવવામાં આવે છે, તે બીજા સર્વ જીવોની દયા માટે છે. જો કે બીજા જીવોને મારવા કે બચાવવા કોઇ પણ જીવ માટે સર્વથા પોતાના વશની વાત નથી, સામેના જીવોના જીવન અને મરણ આદિમા તે તે જીવોને આયુષ્ય આદિ ઘણા ઘણા બીજા કારણો પણ હોય છે, પરંતુ તે તે જીવોના જીવન મરણાદિમાં તે તે જીવોના આયુષ્ય આદિ જ કારણ હોય, પરંતુ બીજો કોઇ પણ કાઇ પણ કરી શકતો નથી, આ વાત બરાબર નથી. જયારે બીજા જીવોના આયુષ્ય આદિ કર્મો નિકા-ચિત ન હોય ત્યારે, બીજા જીવો તેના આયુષ્યની ઉદી-રણા આદિ કરીને વહેલો મારી પણ શકે છે, અને મરતાને અટકાવી પણ શકે છે. સુખ દુઃખ આપવું કે અટકાવવું, ઇત્યાદિ ઘણી ઘણી બાબતો એક જીવ બીજા જીવ માટે કરી શકે છે.

એવી જ રીતે મન વચન કાયાના–યોગ વડે પરિ-ગ્રહનો ત્યાગ પણ કરવામાં આવે છે, તે પરિગ્રહ પર પદાર્થ જ છે. જો કે સર્વ પર પદાર્થોનો ત્યાગ કરવામાં જીવ સો ટકા શક્તિમાન નથી, ઘણી ઘણી પર વસ્તુઓ છોડવા છતાં અમુક પર વસ્તુઓ જીવની સાથે રહી જ જાય છે. જીવ સ્ત્રી–પુત્ર–પરિવારાદિને છોડે છે, પણ પોતાનો દેહ કાઇ તેવી રીતે નથી છૂટતો. જીવ ઘર ભૂમિ આદિને ત્યાગે છે, પણ પોતાની છાયા અને પગ નીચેની ધરતીનો ત્યાગ થતો નથી. જીવ સત્તા સંપત્તિને ત્યાગે છે,

પણ વાણીમાં જે ઓજસ સત્તા છે, તેનો ત્યાગ નથી થતો. તીર્થંકરો બધું છોડીને નિકળે છે, પણ અતિશયો તેમને નથી છોડતા. વળી કેટલાંક અતિશયો તો જેમ જેમ ગૃહ પર્યાયથી સાધુ પર્યાય તરફ અને સાધુ પર્યાયમાં, છદ્મસ્થ પર્યાયથી કેવલી પર્યાય તરફ વળે છે, તેમ તેમ વધતા જ જાય છે. પણ જીવ સાથેના અન્ય પદાર્થોનો સંયોગ વિયોગ તે તે પદાર્થના જ ઉપાદાન વડે થાય છે, અને જીવ તેમાં કાંઇ જ કરી શકતો નથી એવી માન્યતા બરાબર નથી. ત્યાગ ભાવનાવાળા ઉપયોગ સાથે પુરૂષાર્થ કરનાર જીવ ઘણું ઘણું ત્યાગી શકે છે, દુર કરી શકે છે, સંયોગથી મુક્ત થઇ શકે છે, અને થાય છે.

આ તો હિંસા અને પરિગ્રહ માટે જ કહ્યું છે, એવી જ રીતે અન્ય મૃષા, સ્તેય આદિમાં પણ જીવ ત્યાગવા રૂપ પુરૂષાર્થ કરી શકે છે, અને કરે છે.

## પરમાં સામર્થ્યની અપેક્ષા.

સામોપક્ષ મન-વચન-કાયાને પર ગણે છે, અને તેમાં જીવનો ઘણો ઘણો પુરૂષાર્થ ચાલે છે, એટલે નક્કી છે કે-જીવનો પરમાં પુરૂષાર્થ ચાલે છે. એવી રીતે સામો પક્ષ અન્ય જીવોને પર ગણે છે, તેની હિસા કે

દયામાં જીવ ઘણું ઘણુ કરી શકે છે. તેમજ સામોપક્ષ આત્મા સિવાય જડ પદાર્થોને પણ પર ગણે છે, તેના ભોગાદિમાં પણ જીવ ઘણું ઘણુ કરી શકે છે, એટલે નક્કી છે કે, જીવ પરમાં પણ ઘણું ઘણું કરી શકે છે.

## નિશ્ચય નયમાં પરમાં પુરૂષાર્થનો સર્વથા અભાવ નથી.

જો કદાચ એમ કહેવામાં આવે કે-જીવ, મન-વચન કાયાના યોગોની પ્રવૃત્તિ કે નિવૃત્તિ કરી શકે, જીવની હિંસા કે દયા કરી શકે, અગર પરિગ્રહનુ ધારણ કે ત્યાગ કરી શકે, આ બધીજ વ્યવહાર નયની વાતો છે. નિશ્ચય નયમાં જીવ કોઇ બાબતમાં કાઇપણ કરી શકે તેમ નથી. તો આ માન્યતા પણ બરાબર નથી.

ઉપર જે માન્યતા આપવામા આવી છે, તે વ્યવહાર નયની માયન્તા નથી. વ્યવહાર નય પ્રમાણે તો આત્મા પોતાના મન-વચન-કાયા ઉપર પૂર્ણ અંકુશ ધરાવે છે, પૂર્ણ અહિંસા પાળી શકે છે, અને પૂર્ણ અપરિગ્રહ રાખી શકે છે. એટલે વ્યવહાર નય પ્રમાણે આત્માનો યોગો ઉપર અને અહિંસા અપરિગ્રહાદિ વિષે પૂરેપૂરો અધિકાર છે, અને સિધ્ધાંતમાં વ્યવહાર નય પ્રમાણે

યોગાદિની ચર્ચા કરતાં જીવનો મન-વચન-કાયા ઉપર સંપૂર્ણ વશ કહ્યો છે, અપ્રમત સાધુ સંપૂર્ણ અહિંસા અને અપરિગ્રહ આદિ પાળે છે, એમ જ કહ્યું છે.

ઉપરમા જે મત દર્શાવવામાં આવ્યો છે, તે નિશ્ચય-નય પ્રમાણે છે, નિશ્ચય નયમાં આત્માનો મન-વચન કાયા ઉપર સંપૂર્ણ વશ નથી, જીવની હિંસા કે દયામાં સંપૂર્ણ સામર્થ્ય નથી, સયોગ વિયોગમાં પોતાનું બધું ચાલતું નથી, પણ અમુક અંશે ચાલે છે, અને અમુક-અંશે નથી ચાલતું, પરંતુ જેમ કેટલાક એમ માને છે કે-નિશ્ચયનય પ્રમાણે આત્માનુ યોગો ઉપર કાંઇ જ નથી ચાલતું, કે જીવ દયા કે હિંસા કે ત્યાગ કે ધારણ કાંઇ જ નથી કરી શકતો આ માન્યતા મિથ્યા છે, નિશ્ચય નયની એવી માન્યતા નથી.

વ્યવહારનયમાં જીવ, મન-વચન-કાયાના યોગાદિમાં જે કરી શકે છે, તેની મુખ્યતા કરવામાં આવે છે, અને જે નથી કરી શકતો તેની ગૌણુતા કરવામાં આવે છે. અને આ રીતે શકયતામાં મુખ્યતા, અને અશકયતામાં ગૌણુતા કરીને વ્યવહાર નય પ્રમાણે જીવ પોતાના મન વચન કાયા આદિમાં સર્વ કાંઇ કરી શકે છે, એમ કહેવામાં આવે છે, ત્યારે નિશ્ચય નયમાં કોઇપણ પક્ષની મુખ્યતા કે ઉપેક્ષા કરવામાં આવતી સર્વ અસ્તિ-નાસ્તિ

પક્ષ જેમ છે, તેમ માનવામાં આવે છે, અને કહેવામાં આવે છે, એટલે જીવ પોતાના મન-વચન કાયામાં જે કરી શકે છે, તે પણ કહેવામાં આવે છે, અને જે ન કરી શકે તે પણ કહેવામાં આવે છે. એટલે નિશ્ચયનય પ્રમાણે મન—વચન કાયામાં અમુક અંશે કરી શકે, અને અમુક અંશે ન કરી શકે, આવી તત્વ વ્યવસ્થા છે. પણ કાંઇ જ ન કરી શકે, આવી તત્વ વ્યવસ્થા નિશ્ચયનયની નથી. આગમોમાં બતાવેલો નિશ્ચયનય ઉભય તત્વને જ સ્વીકાર કરનારો છે.

## આગમમાં સ્વ પુરૂષાર્થની અપેક્ષા.

જો એમ કહેવામાં આવે કે-તમે જે આગમની વાતો કરો છો, તેમાં પણ આત્મા જ દમવો યોગ્ય છે. પરને દમવો નકામો છે, એમ જ કહેવામાં આવ્યુ છે, તો તેનો ઉત્તર એમ છે કે-આગમોમાં તેવા સ્થળોમાં પોતાના મન વચન કાયાના યોગોને પોતા થકી અભિન્ન માનીને એમ કહેવામાં આવ્યુ છે કે-પોતાને જ દમવો યોગ્ય છે, એટલે ખરી રીતે ત્યાં ભાવ એમ જ છે કે-જીવનો પોતાના મન-વચન-કાયા ઉપર અંકુશ સંભવ છે, અને મન વચન કાયા ઉપર તે શુભમાં સ્થિર થઈ પ્રગતિ કરે. પરંતુ જીવનો પોતાના મન—વચન-કાયા ઉપર અધિકાર નથી, એમ સિદ્ધાંત કારનો આશય નથી,

જો મન વચન કાયા ઉપર જીવનુ કાંઇ જ ચાલતું નહોય તો, નવ કોટિ પચ્ચખાણ લેવાનું મિથ્યા બને, અને તે પાળી શકાય જ નહીં, અને સિધ્ધાંતમાં નવ કોટીનો ઉલ્લેખ જ પ્રધાન રૂપે જોવા મળે છે.

સામો પક્ષ તો મન-વચન કાયાને આત્મા થકી એકાત અને અત્યંત ભિન્ન માનનારો છે. એટલે સિધ્ધાંતકારની મુળ અપેક્ષા જુદી છે, તે નયવાદી છે, ત્યારે સામા પક્ષની અપેક્ષા જુદી છે, તે નયેતરવાદી છે. એટલે સિધ્ધાંતમાં આત્મા જ દમવો જ યોગ્ય છે, એવા વચનો મળવા છતાં તેથી સામાપક્ષની માન્યતા સાચી છે. એનુ સમર્થન થતું નથી.

એવી જ રીતે બીજાને દમવું નકામું છે, એમ કહેવાનો આશય એ છે કે-બીજા જીવને સર્વથા અને સદા માટે દમી શકાય તેમ નથી, અને જેટલે અંશે દમી શકાય છે, તેનુ ફળ સારૂં નથી, તેમ કરતાં કદાચ પૂર્વ પુણ્યના ઉદય પ્રભાવે કાંઇક સુખ-સગવડો મળે તો તે ક્ષણિક અને તુચ્છ છે. આ રીતે બીજાનું દમન આપેક્ષિક, કટુ પરિણામવાળું, તુચ્છ અને ક્ષણિક છે, એમ કહેવાનો આશય છે. પરંતુ બીજાને દમી ન જ શકાય, બીજા પ્રત્યે આત્માનું કાંઇ જ ન ચાલે, એવો સિધ્ધાંતકારોનો અભિપ્રાય નથી. સિધ્ધાંતમાં કેટલીએ જગ્યાએ એમ

પણ કહેવામાં આવ્યું છે કે-લાખોને જીતવા કરતાં એક આત્માનો જય પરમ જય છે. એટલે નક્કી છે કે-એક જીવ બીજા જીવને જીતે, તે જો કે પરમ જય નથી, અપરમ જય છે, પણ જીતી ન જ શકે, કાંઇજ ન કરી શકે, તેમ નથી જ.

**જ્ઞાતાદ્રષ્ટાપણાથી પુરૂષાર્થ સમવાય સફળ ન થાય.**

આત્મા જ્યારે પોતાના જ્ઞાતા દ્રષ્ટા સ્વરૂપનુ ધ્યાન ધરે છે, ત્યારે પાંચે સમવાય સફળ થાય છે, તે માન્યતા પણ બરાબર નથી. કેમકે-

(૧) પુરૂષાર્થ-જ્ઞાતા દ્રષ્ટાપણું તે પુરૂષાર્થ નથી, અને તેનુ ધ્યાન તે પણ પુરૂષાર્થ નથી, એટલે જ્ઞાતા દ્રષ્ટા પણામાં પુરૂપાર્થ સમવાય નિષ્ફળ જાય છે.

જો કે-જીવના જ્ઞાતા દ્રષ્ટા સ્વરૂપનુ ધ્યાન મન-વચન કાયાથી કરવામાં આવે છે, એટલે ધ્યાનમાં મનની એકાગ્રતા થાય, વચન-કાયાનો નિરોધ થાય, એટલે આ રીતે મન-વચન-કાયાના વ્યાપારની અપેક્ષાએ જ્ઞાતાદ્રષ્ટા સ્વરૂપનુ ધ્યાન તે પુરૂપાર્થમાં આવી શકે છે. પરંતુ ધ્યાનરૂપ આ પુરૂપાર્થનો જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપમાંથી

જ્ઞાનમાં જ મુખ્યત્વે સમાવેશ કરવામાં આવે છે, ચારિત્ર તપરૂપ પુરૂષાર્થનેજ મુખ્યત્વે પુરૂપાર્થ ગણવામા આવ્યો છે, અને તે ચારિત્ર તપમાં [સ્વરૂપ ધ્યાનનો મુખ્યત્વે સમાવેશ કરવામાં આવ્યો નથી. એટલે સ્વરૂપનું ધ્યાન તે પુરૂષાર્થ નથી.

ઉપરાંત એમ પણ છે કે-જે આત્માના જ્ઞાતાદ્રષ્ટા સ્વરૂપનેજ માને છે, અને તેના અનુભૂતિ સ્વરૂપને તિરસ્કારે છે. દયા ધર્મને આદેય ધર્મ માનતા નથી, તેમની તે માન્યતા મિથ્યા છે, અને તે માન્યતા મિથ્યા હોવાથી, તેમનું તે ધ્યાન પણ બરાબર નથી મિથ્યા છે, એટલે કે જીવો અનુભૂતિ શીલ છે, અને તેમને દુઃખાની ભૂતિ પ્રિય નથી, માટે સર્વ જીવોની દયા પાળવી જોઇએ. એવી માન્યતા વિનાનું ધ્યાનાદિ સર્વ સફળ નથી=મોક્ષ સુધી પહોંચાડી શકે તેમ નથી.

**જ્ઞાતાદ્રષ્ટાપણાથી સ્વભાવ સમવાય સફળ ન થાય.**

(૨) સ્વભાવ-સ્વભાવ સમવાય તો સદા સર્વ દ્રવ્યો માટે સફલજ હોય છે, તે કોઇ કાળે કોઇપણ દ્રવ્ય માટે વિફળ કે નિષ્ફળ હોતો જ નથી.

જીવ દ્રવ્યનો સ્વભાવ જીવત્વ છે=જ્ઞાતા દ્રષ્ટા પણું, અનુભૂતિપણું અને સુખ પ્રિય પણું આ સર્વ જીવના સ્વભાવો છે. જે સર્વ જીવોમાં અનાદિ અપર્યવસિત છે. અભવ્ય જીવોમાં પણ જીવત્વ સ્વભાવ અનાદિ અપર્યવસિત છે. કોઈપણ જીવ એવો નથી કે જેમાં જીવત્વ સ્વભાવ નહોતો કે સ્વભાવ રહેવાનો નથી. એટલે સ્વભાવનું ધ્યાન ધરવાથી સ્વભાવ સમવાય સફળ થાય છે, અને સ્વભાવ પ્રકટ થાય છે, તેમ કહેવું મિથ્યા છે.

જો સ્વભાવ તરફ ધ્યાન ધરવાથી સ્વભાવ પ્રકટ થાય છે, તો તમે તેમાં પ્રકટનો શો અર્થ કરો છો ? 'જીવમાં જીવત્વ સ્વભાવ નહોતું તે ઉત્પન્ન થયું'' એમ અર્થ કરો, તો શું ધ્યાન ધર્યા પહેલાં ધ્યાન ધરનારમા જીવત્વ નહોતું ? અને ધ્યાન ધર્યા પછી જીવત્વ આવ્યું ? શું ધ્યાન ધરનાર અજીવ હતો ? ધ્યાન ધરનાર જીવજ હોય છે, અને પછી તેમાં જીવત્વ આવતું નથી, એટલે આ વિકલ્પ તો ખોટો છે. અને પ્રકટનો અર્થ એમ કરો કે—જીવમાં અંદર જીવત્વ હતું, અને બહાર આવ્યું, તો અંદર અને બહારનો શો અર્થ છે ? જેમ સુર્ય વાદળામાં હતો તેમ જીવત્વ અંદર હતું અને જેમ સુર્ય વાદળાથી બહાર આવે તેમ જીવત્વ બહાર આવ્યું. તો પ્રશ્ન એ છે કે—જીવત્વને ઢાંકનાર કોણ ? પોતે કે બીજો ? જો જીવ જીવત્વને પોતે જ ઢાંકનાર છે, એમ માનો તો પોતે પોતાના માટે સદા ધ્રુવ હોવાથી જીવ પોતાના

જીવત્વ માટે સદાય આવરણ કર્તા હોવાથી, જીવત્વ કોઇ કાળે બહાર આવી શકે નહીં, અને જો બીજું આવરણ હોય તો, તમે તો પરની અસર બીજા કોઇ ઉપર માનતા નથી, એટલે આ વિકલ્પ પણ બરાબર નથી.

જો એમ કહેવામાં આવે કે–જ્ઞાતાદ્રષ્ટાપણામાં જ ટકી રહેવું તે સ્વભાવ છે, અને તે કોઇપણ જીવમાં અનાદિથી પ્રકટ નથી, સ્વરૂપનુ ધ્યાન ધરવાથી જ પ્રકટ થાય છે, તો તેનો ઉત્તર એ છે કે–જે અનાદિથી હોય અને અપર્યવસિત=અંત વિનાનો પોતાનો ભાવ હોય, તેને જ સ્વભાવ કહેવાય. બીજાને સ્વભાવ કહેવાય જ નહી, એટલે તમે જેને સ્વભાવ કહો છો, તે જો અનાદિથી નથી તો, તે સ્વભાવ જ નથી, અને જો તે સ્વભાવ હોય તો, પછી ઉત્પન્ન થાય, આ વાત બંધ બેસે નહીં. સ્વભાવ સદા અનાદિ અપર્યવસિત જ હોય અને તે સદા અનાવૃત જ હોય.

જો એમ કહેવામાં આવે કે–સ્વભાવ અનાદિ અનંતજ હોય એમ નથી, સ્વભાવ સાદિ સાંત પણ હોય જેમકે–ઘટ દ્રવ્યમાં જલ ધારણ સ્વભાવ સાદિ સાંત છે, ઘટ ઉત્પન્ન થતાં વિનષ્ટ થાય. એવી જ રીતે આત્મામાં જ્ઞાતા દ્રષ્ટા સ્વભાવ અનાદિથી નથી, સ્વભાવનુ ધ્યાન ધરવાથી પ્રકટ થાય છે, તો તેનો ઉત્તર એમ છે કે–

તમારૂં દ્રષ્ટાંત વિષમ છે, જીવ દ્રવ્ય સામાન્ય પણે અનાદિ અનંત છે, ત્યારે ઘટ દ્રવ્ય વિશેષપણે સાદિ સાંત છે, એટલે દ્રષ્ટાંતમાં સમતા નથી. આ લોકમાં જેમ ધર્માસ્તિકાયાદિ દ્રવ્ય સામાન્ય અનાદિ અનંત છે, તો તેમના ગતિ સહાયકત્વાદિ સ્વભાવો પણ અનાદિ અનંત જ છે. એવીજ રીતે જીવ દ્રવ્ય સામાન્ય પણે અનાદિ અનંત હોવાથી; તેનો જીવત્વ સ્વભાવ પણ અનાદિ અનંત જ છે. જો જીવ દ્રવ્ય ઘટ દ્રવ્ય વિશેષની પેઠે સાદિ સાંત હોત તો, તમારૂં કથન બરાબર થાત કે–જીવ દ્રવ્યનો સ્વભાવ ઘટના જલધારણ સ્વભાવની પેઠે સાદિવાળો છે, પણ જીવ દ્રવ્ય એવો સાદિ સાંત નથી, એટલે તમારી માન્યતા બરાબર નથી.

અગર તમારો દાખલો તમારા વિરોધમાં જ છે, કેમકે–જ્યારથી ઘટ દ્રવ્ય છે, અને જ્યાં સુધી રહે છે, ત્યાં સુધી સર્વદા કાલે તેમાં જલધારણ સ્વભાવ વિદ્યમાન જ હોય છે. પરંતુ ઘટ દ્રવ્યમાં કાલાંતરે જલધારણ સ્વભાવ આવતો હોય તેમ નથી બનતું એવી જ રીતે જીવ દ્રવ્ય પણ જ્યારથી છે. (અનાદિની છે) અને જ્યાં સુધી રહેશે. (અનંત સુધી) ત્યાં સુધી તેમાં જીવત્વ સ્વભાવ સર્વ કાળે હેયાત હોવો જોઇએ. પરંતુ સ્વભાવનુ ધ્યાન ધરવાથી તે કાલાંતરે ઉત્પન્ન થાય છે, એમ કહી શકાય નહીં.

**સ્વભાવને પામે એ વ્યવહારનય કથન છે.**

જો એમ પૂછવામાં આવે કે–સ્વભાવનું ધ્યાન ધરવાથી સ્વભાવ પ્રકટ થાય છે, આ બાબત સાચી ન હોય તો, સાધુ શ્રાવકો પોતાના સાધુત્વ શ્રાવકત્વના સ્વભાવનું ધ્યાન ધરવાથી પોતાના સ્વભાવને પામે છે, આ માન્યતા તમે કેમ ધરાવો છો ? તો ઉત્તર આ છે કે–આ કથન વ્યવહારનયનું છે, વ્યવહારનયમાં સમ્યકત્વ અને મહાવ્રત હોય, પણ અશુભ યોગ પ્રમાદ તથા કષાય છૂટયા ન હોય, તો પણ અંશે સાધુતા અને અંશે અસાધુતા હોવા છતાં સાધુ કહેવાય છે. અને તે જે યથાખ્યાત ચારિત્રનું ધ્યાન ધરે છે, તે હાલ પોતાનો સ્વભાવ ન હોવા છતાં તેના ધ્યાનને સ્વભાતનું ધ્યાન કહેવામાં આવે છે, પણ નિશ્ચયનયમાં તો યથાખ્યાત ચારિત્ર આવ્યા પછી જ પૂર્ણ સાધુતા ગણાય છે. અને તેને જ્યારથી યથાખ્યાત ચારિત્ર હોય ત્યારથી જ તેને પોતાનો તે સ્વભાવ વિદ્યમાન હોય છે, તેને પોતાના સ્વાભાવને પામવા માટે સ્વભાવનું ધ્યાન ધરવાની જરૂરીયાત હોતી નથી, તેને સ્વભાવનું ધ્યાન ધરવાથી હવે પછી સ્વભાવ પ્રકટ થશે તેમ નથી. સામોપક્ષ તો નિશ્ચયનય માન્ય એવા સ્વભાવને પ્રકટ કરવાની વાત કરે છે, એટલે તે વ્યવહારનય કથનનું ઉદાહરણ આપે તે સંગત નથી, અને નિશ્ચયનય પ્રમાણે તો, દરેક

દ્રવ્ય સર્વદા પોતપોતાના સ્વભાવથી સહિત જ હોય, કોઇપણ દ્રવ્ય પોતાના સ્વભાવથી રહિત ન હોય, તેમાં સ્વભાવ કોઇ કાળે ન હોય, અને પછી પ્રકટ થાય તેમ પણ બને નહીં.

## સ્વભાવ સમવાય છે કે ફળ ?

વળી અન્ય બાબત એમ પણ છે કે–સામોપક્ષ સ્વભાવ પ્રકટ થાય તેને સ્વભાવ સમવાયની સફળતા માને છે, તે પણ સંગત નથી, કેમકે–સ્વભાવ તે સમવાય છે કે ફળ છે ? કારણ છે કે કાર્ય છે ? જો સ્વભાવ સમવાય હોય, કારણ હોય તો, તે પહેલાં જ સમવાય કારણ તરીકે હાજર હોવો જોઇએ, તે પછી પ્રકટ થાય આ કઇ રીતે સંગત બને ? જે કારણ તરીકે હોય, તે પહેલાથી જ હોય, પછી ઉત્પન્ન ન થાય. અને જો સ્વભાવ તે ફલ હોય, કાર્ય હોય તો તે સમવાય કારણ કેમ કહેવાય ? જે ફળ હોય તે કાર્ય જ કહેવાય, તે કારણ તરીકે ન કહેવાય. સ્વભાવ એજ સમવાય, અને સ્વભાવ એજ ફળ, આમ એકજ કારણ પણ અને કાર્ય પણ, આ સંગત નથી. જે બીજ હોય તે ફળ ન હોય, અને જે ફળ હે.ય તે બીજ ન હોય. બીજ અને ફળ જુદા જુદા હોય, એક જ ન હોય, એમ જ સમવાય, અને ફળ બેય જુદા જુદા હોવા

જોઇએ, એક જ ન હોય.

સામોપક્ષ સ્વભાવને સમવાય કારણ પણે પણ માને છે, અને સ્વભાવને ફળ પણે પણ માને છે, સ્વભાવને પછી ઉત્પન્ન થાય એમ પણ માને છે, અને પુર્વે હાજર નથી એમ પણ માને, અને અભાવમાં કારણપણું પણ માને છે, આ બધુ જ વિસંગત છે.

(૩) નિયતિ–નિયતિનું બીજું નામ ભવિતવ્યતા છે, સિધ્ધાંતમાં તેને ભવ્યત્વ–અભવ્યત્વ કહે છે. ભવ્યત્વની સફળતા એ છે કે–છકાય જીવોને દુઃખ આપવાથી દુઃખ થાય અને તેથી નિવર્તવાથી દુઃખની નિવૃત્તિ થાય, એવા સર્વજ્ઞના ન્યાય વચનનુ સમ્યગજ્ઞાન થાય, તે ઉપર સમ્યક શ્રદ્ધા થાય, જીવ છકાય જીવોને દુઃખ આપવાથી નિવર્તે અને તેથી જીવ કર્મ, કાયા, જન્મ, મરણાદિ રહિત થઇ સર્વ દુઃખથી મુકત થાય.

“આત્મા માત્ર જ્ઞાતા દ્દષ્ટા છે.’ એવા સ્વભાવના ધ્યાનથી સમ્યગ જ્ઞાન થતું નથી, સમ્યગ દર્શન પણ આવતું નથી, સમ્યક ચારિત્ર પણ આવતું નથી, અને કર્મ આદિ ક્ષય થઇ દુઃખની નિવૃત્તિ પણ થતી નથી, એટલે આત્મા માત્ર જ્ઞાતા દ્રષ્ટા છે, એવા સ્વરૂપનુ યાન કરવાથી ભવ્યત્વ સમવાય સફળ થતું નથી.

(૪) કાલ-કાલ સમવાયની સફળતા એ છે કે-જીવ છેલ્લા અડધા પુદગલ પરાવર્તકાળમાં પ્રવેશે તો શુક્લ પક્ષી થાય, ત્યાર પછી સમ્યગ દર્શન પામે, ચોથા આદિ આરાના કાળમાં જન્મ ગ્રહણ કરે તો, સમ્યક ચારિત્ર ગ્રહણ કરી સર્વ કર્મ ક્ષય કરી મોક્ષ પામી સર્વ દુઃખથી નિવૃત થાય.

"આત્મા ફક્ત જ્ઞાતા દ્રષ્ટા જ છે." એવા સ્વરૂપનુ ધ્યાન ધરવાથી, છેલ્લા અડધા પુદગલ પરાવર્તમાં પ્રવેશ થયો હોય તો પણ સમ્યગ દર્શન પમાય નહીં ચોથા આરામાં જન્માદિ થયા હોય તો પણ મોક્ષ પમાય નહીં. એટલે 'આત્મા માત્ર જ્ઞાતા દ્રષ્ટા જ છે.' એવા સ્વભાવનું ધ્યાન ધરવાથી કાલ સમવાય સફળ થતો નથી.

'સ્વભાવ દૃષ્ટિથી કાલ છેટે હોય તો તે નજીક થાય છે' આ માન્યતા સામાપક્ષમાં બંધ બેસતી નથી. કેમકે-સામોપક્ષ ક્રમબધ્ધ પર્યાયને માનનારો છે. 'જે કાળે જે સમયે જે થવાનું હોય તે કાર્ય તે કાળે તે સમયેજ થાય. તેથી એક સમય પણ વહેલું મોડું ન થાય. એમ સામોપક્ષ માને છે. હવે જો આ જાતની ક્રમબદ્ધ પર્યાયની માન્યતા સાચી હોય તો, 'કાળ છેટે હોય તો તે નજીક થાય.' એમ કહી શકાય નહીં. અને જો છેટે એવો કાળ નજીક થઇ શકતો હોય તો, આવી ક્રમબધ્ધ

પર્યાયની માન્યતા સાચી હોઇ શકે નહી. એટલે સ્વભાવ દ્રષ્ટિથી કાળ છેટે હોય તો નજીક થાય, આ માન્યતા સામાપક્ષમાં બંધ બેસતી નથી.

(૫) કર્મ–કર્મ જડ છે, આ વાત સાચી પણ તે જડ છે, એટલે કાંઇ કરી શકતા નથી, આ બાબત બરાબર નથી. કર્મ જડ છે, એટલે તે કાંઇ જાણતા, જોતા, અનુભવતા, ઇચ્છતા નથી, આ વાત પણ સાચી, પણ કાંઇ કરી શકતા નથી એમ નથી. કેમકે–જડત્વ સાથે જાણવું, જોવું, અનુભવવું, ઇચ્છવું, એવા ગુણોનોજ વિરોધ છે, પણ કાંઇ કરી શકવું તેની સાથે વિરોધ નથી. કેમકે–કરી શકવું કે ન કરી શકવું તે જડત્વ કે ચેતનત્વ સાથે સ્વભાવ સબંધ ધરાવતો નથી, કરી શકવું કે ન કરી શકવું તેનો સબંધ સામર્થ્ય સાથે છે. અને કર્મમાં દુઃખ સુખ આપવાનું સામર્થ્ય છે, એટલે કર્મ ઘણું ઘણું કરી શકે છે.

ખરેખર તો આ જગતમાં સુખ દુઃખના વર્તમાન કારણ તરીકે કર્મ જ મુખ્ય છે. સુખદુઃખ આપવામાં કર્મ જેવું બીજુ એકે કારણ નથી. જીવ મન વચન કાયાના યોગોની જે પ્રવૃત્તિ કરે છે, તે પ્રવૃત્તિ તો તેજ ક્ષણે હોય છે, અન્ય ક્ષણે તે પ્રવૃત્તિનું અસ્તિત્વ રહેતું નથી, અન્ય ક્ષણે તેનો અભાવ હોય છે, મન વચન

કાયાની ધર્મ અધર્મ પ્રવૃતિથી કાલાંતરે જે કાંઇ સુખ દુઃખ મળે છે, તેમાં મન વચન કાયાની ક્રિયાથી જે કર્મ ઉત્પન્ન થાય છે, તે જ કારણ છે, કારણ કે કાલાંતરે તેનું જ અસ્તિત્વ રહે છે. કાલાંતરે ઉદયમા આવેલા કર્મનો પ્રભાવ જ તેમાં મુખ્ય કારણ છે, એટલે કર્મ કાંઇ કરી શકતા-નથી તે વાત સાચી નથી.

**જો એમ કહેવામાં આવે કે—સુખદુઃખની અનુભૂતિ તો જીવ પોતાની ચેતનાથી મોહના કારણે કરે છે, તેમાં કર્મ શું કરી શકે ? જો જીવ મોહ રહિત બને, અને ચેતનાને શરીરાદિથી વાળે તો દુઃખની અનુભુતિ ન થાય. એટલે સુખદુઃખની અનુભુતિમાં પણ જીવની ચેતના અને મોહ—અમોહજ કારણ છે, તેમાં કર્મ કારણ નથી. તો તે માન્યતા પણ બરાબર નથી. કેમકે સુખદુઃખની ઉત્પત્તિ અને અનુભૂતિ બન્ને જુદી વસ્તુ છે. સુખદુઃખની અનુભૂતિ જીવ જ કરે છે, તેમાં કર્મ કારણ નથી, આ વાત સાચી પરંતુ સુખદુઃખની ઉત્પત્તિ જીવ નથી કરતો, કર્મ કરે છે. દા. ત. પગમાં કાંટો વાગે, શરીરના અંગ છેદન ભેદન થાય, એટલે દુઃખની ઉત્પત્તિ થાય છે, તેમાં કર્મ જ મુખ્ય કારણ છે, તે દુઃખની ઉત્પત્તિ જીવ નથી કરતો, જીવ તો**

**તે દુઃખની અનુભૂતિ માત્ર કરે છે.**

પુદગલ આદિ સુખ કે દુઃખ રૂપે અનુભવાય તેવા પુદગલ આદિનો જીવની સાથે શરીરાદિ રૂપે સંબંધ અને ધન આદિ રૂપે સંસર્ગ તે સુખદુઃખની ઉત્પત્તિ છે, અને તેને સુખ કે દુ:ખ પણે વેદવું તે સુખદુઃખની અનુભૂતિ છે, એટલે સ્પષ્ટ છે કે-કર્મ, સુખદુઃખની ઉત્પત્તિમાં ચોકકસપણે સામર્થ્ય ધરાવે છે, તેમાં તેમનુ જ ચાલે છે, તેમાં તે ઘણું ઘણું કરી શકે છે, એટલે કર્મ કંઇ કરી શકે નહીં, આ વાત બરાબર નથી.

સુખદુઃખની અનુભૂતિમાં પણ કર્મ જીવની સાથે જેમનો સંસર્ગ માત્ર નહીં પણ સંબંધ કરાવે છે, જેમકે-પગમાં કાંટો વાગે કે ફૂલનો સ્પર્શ થાય તેમાં જીવને જો યથાર્થ અનુભૂતિ થાય તો, સુખદુઃખના કારણભૂત પદાર્થ જેવા હોય તેવા જ સુખદુઃખની અનુભૂતિ થાય છે, અન્યથા પ્રકારે હીનાધિક વિપરીત અનુભૂતિ થતી નથી. અને જો યથાર્થ સુખદુઃખની અનુભૂતિ ન થાય, અન્યથા પ્રકારે ન્યૂનાધિક વિપરીત અનુભૂતિ થાય તો, તેમાં જીવનો ક્ષયોપશમ અને ઉપ-યોગ સમ્યગ નથી, એમ નકકી થાય. અને જો તેમાંથી ઉપયોગ અન્યત્ર વાળવામાં આવે તો, અન્યત્ર ઉપયોગ સર્વથા વાળી શકાતો નથી, કાંઇક તો ત્યાં ઉપયોગ રહે જ

છે. તે ઉપયોગ જો કે મંદ હોય તેથી હું અનુભવું છું, તેમ તે જીવને ભાન વર્તતું ન હોય પણ તે અમુક અંશે ચોક્કસ અનુભૂતિ કરતો જ હોય છે, અને જેટલે અંશે ત્યાં તેના ઉપયોગ મંદ બને છે, તેટલે અંશે તેને ત્યાં જ્ઞાનાવરણીય કર્મના ઉદયે કરીને અજ્ઞાનપણું વર્તે છે. તે જ્ઞાતાદ્રષ્ટાપણું નથી, જડપણું છે. તે જડ-પણું દુઃખની તીવ્ર અનુભૂતિ ન થવામાં સહાયક છે, પણ તે કાંઈ ઉત્તમ માર્ગ નથી, ઉત્તમ અવસ્થા નથી, સુખ દુઃખની અનુભૂતિની અવસ્થામાં જે જીવ રાગ દ્વેષ હર્ષ શોક ને જીતી નથી શકતો, આર્તધ્યાનમા જઇ પડે છે, ત્યારે હાનિથી બચવા ખાતર અન્યત્ર ઉપયોગ વાળવું અલબત્ત ઠીક છે, પરંતુ તે ક્રિયા ઉત્તમ તો નથી જ. જ્યારે સુખદુઃખની અનુભૂતિના પ્રસંગો આવે ત્યારે તે વેદનાના વેદનથી નાશ ભાગ ન કરે, ઉપયોગને અન્યત્ર ન વાળે, પણ ત્યાંજ પોતાના ઉપયોગને કેન્દ્રિત કરે અને તે સમયે પૂર્વે જે છકાય જીવોને દુઃખ આપ્યું છે, તેનો પશ્ચાત્તાપ કરે, વર્તમાનનું સહન કરે, અને ભવિષ્યમાં હિંસા ન કરવાનો સંકલ્પ કરે, અને સ્વપરને બાધા પીડારહિત એક માત્ર સિદ્ધ અવસ્થાની જ કામના કરે તેજ ઉત્તમ માર્ગ છે.

## જ્ઞાતાદ્રષ્ટાપણાથી નિર્જરા ન થાય.

જ્ઞાતાદ્રષ્ટાપણાથી કર્મ ખરી પડે છે, આ માન્યતા

પણ બરાબર નથી, કેમકે–કર્મ બે રીતે ખરી પડે છે, (૧) ઉદયમાં આવ્યા પછી ભોગવાય જતા ખરી પડે છે, અને (૨) ઉદીરણામાં આવ્યા પછી ભોગવાય જતાં ખરી પડે છે. આ બેમાંથી ઉદીરણાવાળી નિર્જરાતો ફકત તપ પ્રતિમા આદિ વડે દુઃખની ઉદીરણા કરી તે દુઃખની અનુભૂતિમાં ઉપયોગને લાવી, સ્થિર કરી, પશ્ચાત્તાપાદિ કર્યા વિના થતી નથી. અને 'હું માત્ર જ્ઞાતાદ્રષ્ટા છું' એવી સ્વરૂપ દૃષ્ટિને માન્યતામાં તે બાબત સંભવ નથી.

હવે જે કર્મ ઉદયમાં આવીને ખરી પડવા રૂપ નિર્જરા થાય છે, તે બે પ્રકારની છે. (૧) પ્રશસ્ત અને (૨) અપ્રશસ્ત સ્થિતિના પાકવાથી કર્મ ઉદયમાં આવતાં જ્યારે જીવને દુઃખની અનુભૂતિ આદિ થાય, તે વખતે જો જીવ તે દુઃખને પૂર્વે પોતે જ આચરેલ હિંસાદિ પાપના પરિણામ તરીકે જુએ, વર્તમાનમાં તે માટે બીજાને દોષાદિ ન આપે, તે દુ-ખને મટાડવા છકાય જીવોને દુઃખ ન આપે, ઔષધાદિ ન કરે, અને મોક્ષ માટે તે અનુકૂલ માની સહન કરે તો પ્રશસ્ત નિર્જરા થાય. અન્યથા બીજા સર્વ પ્રકારે અપ્રશસ્ત નિર્જરા થાય.

સામોપક્ષ જેને સ્વભાવ દૃષ્ટિ કહે છે, તે અવસ્થામાં દુઃખની અનુભુતિ વખતે બીજા ઉપર દ્વેષાદિ કદાચ

મંદ થાય, તેથી કર્મ નિર્જરાની સંભાવના તો છે, પરંતુ તે સ્વભાવ દૃષ્ટિમાં પ્રશસ્ત નિર્જરા માટેના જે ભાવ કહ્યા છે, તે ભાવનો અભાવ હોવાથી પ્રશસ્ત નિર્જરાની સંભાવના નથી. એટલે તે પ્રશસ્ત નિર્જરાની અપેક્ષાએ જ્ઞાતાદૃષ્ટાપણાથી કર્મ ખરી પડતા નથી.

## જ્ઞાતાદ્રષ્ટાપણામાં સંવર પણ નથી.

સ્વભાવમાં દ્રવ્ય કર્મ આવતા રોકાય છે, આ માન્યતાં પણ બરાબર નથી.

બંધ અભાવ અને બંધ નિરોધ, તે બન્ને જુદી જુદી વસ્તુ છે. સિદ્ધ અવસ્થામાં કર્મ બંધનો અભાવ છે, પણ કર્મ બંધનો નિરોધ નથી, અને સાધુની યોગ નિરોધ આદિ અવસ્થામાં કર્મ બંધનો અભાવ માત્ર નથી, પરંતુ કર્મ બંધનો નિરોધ છે. કર્મ બંધ ન હોવું તે બંધ અભાવ છે, અને કર્મ બંધાતા અટકવું તે બંધ નિરોધ છે. જ્યારે મન વચન કાયાનો અભાવ હોય ત્યારે બંધ અભાવ હોય છે, અને જ્યારે મન–વચન–કાયા હોવા છતાં યોગની ક્રિયાનો નિરોધ કરવામાં આવે છે, ત્યારે બંધ નિરોધ થાય છે. બંધનો અભાવ માત્ર સંવર નથી, પરંતુ બંધનો નિરોધ તે સંવર છે.

સામો પક્ષ જીવને સિદ્ધ જેવા સ્વભાવ વાળો માને છે. એટલે જેમ સિદ્ધને બંધ નથી, તેમ નિશ્ચયનયમાં સામાન્ય જીવને પણ બંધ નથી, તેમ તે માને છે. પરંતુ આ રીતે માનતાં સામન્ય સંસારી જીવને બંધનો અભાવ માની શકાય, પરંતુ કર્મબંધનો નિરોધ=કર્મ આવતાં અટકે તેમ માની શકાય નહીં એટલે તેની માન્યતા પ્રમાણે સ્વભાવ દૃષ્ટિ આવતાં કર્મ બંધ થતો અટકે છે, સંવર થાય છે. આ માન્યતા બરાબર નથી.

## જ્ઞાતા દ્રષ્ટા પણાથી મોક્ષ થતો નથી.

જેમ સિદ્ધ દશામાં સંવર નથી, એવી જ રીતે સિદ્ધ અવસ્થામાં નિર્જરા કે મોક્ષ પણ સંભવ નથી. 'સિદ્ધ અવસ્થામાં મોક્ષ સંભવ નથી' એમ કહેવાનો આશય એમ છે કે–સંસારી જીવને જે ચરમ નિર્જરા પુદગલોની નિર્જરા થઇ સર્વથા બંધ અભાવ દશા નવી પમાય છે, એવી રીતે હવે સિદ્ધમાં બનતું નથી, પણ જ્યારે સિદ્ધ થયા હતા, ત્યારે તે બન્યું હતું. એટલે કે સિદ્ધ અવસ્થામાં મોક્ષ થતો નથી, પણ થયેલો હોય છે.

સામા પક્ષની માન્યતામાં જો સામાન્ય જીવને સ્વરૂપ દૃષ્ટિ અવસ્થામાં સિદ્ધ જેવો સ્વભાવ માનવો હોય તો, જેમ સ્વરૂપ દૃષ્ટિમાં સંવરનો અભાવ છે, તેમ નિર્જરા

કે મોક્ષનો પણ અભાવ માનવો જોઇએ, સ્વરૂપ દૃષ્ટિમાં સ્વભાવમાં સંવર નિર્જરા કે મોક્ષ એકેય માની શકાય નહીં.

## મિથ્યા સ્વભાવ દૃષ્ટિ કર્તવ્ય નથી.

આ રીતે સ્વભાવ દૃષ્ટિમાં સમ્યગ દર્શન આદિનો અભાવ હોવાથી, તેમાં સંવર, નિર્જરા, મોક્ષનો અભાવ છે, અને તેથી તે મોક્ષનો માર્ગ નથી. જ્યાં મોક્ષનો માર્ગ નથી, ત્યાં મોક્ષનો લાંબો કે ટુંકો માર્ગ હોવાનુ અસંભવ જ છે. એટલે સ્વભાવ દૃષ્ટિ મોક્ષનો ટુંકો માર્ગ છે, આ માન્યતા બરાબર નથી. અને સ્વભાવ દૃષ્ટિ જેવી કે સામોપક્ષ માને છે, તે મોક્ષમાર્ગ ન હોવાથી તે કર્તવ્ય પણ નથી, અને કર્તવ્ય ન હોવાથી તે પ્રથમ કર્તવ્ય પણ નથી, અને પછી પણ કર્તવ્ય નથી.

## અહિંસા જ મોક્ષમાર્ગ છે.

**ખરેખર તો અહિંસાની સાધના જ મોક્ષનો ટુંકો સરળ, નિર્દોષ અને ઉત્તમ માર્ગ છે. દુઃખ આપવાથી દુઃખ થાય છે, અને દુઃખ ન આપવાથી દુઃખ થતું નથી, આ બે ને બે ચાર જેવી વાત છે. જે દુઃખ છે તેજ સંસાર છે, અને જે**

**દુઃખનો અભાવ છે, એજ મોક્ષ છે. એટલે જો દુઃખના અભાવ રૂપ મોક્ષ જો તો હોય તો, દુઃખ અભાવ રૂપ અહિંસા પાળવાની જરૂર છે. સર્વ જ્ઞાનીઓના જ્ઞાનનો સાર અહિંસા જ છે.** અહિંસામાં જ સમસ્ત ધર્મ શાસ્ત્રનો સમાવેશ અને પર્યવસાન છે, જયારે જીવ પરિપૂર્ણ અહિંસા ને પામે છે, અને પુર્વની હિંસાથી કમાવેલા સર્વ કર્મો વિનાશ પામે છે, ત્યારે તરત જ જીવ સર્વ દુઃખની નિંવૃત્તિ રૂપ મોક્ષને પામે છે.

**અહિંસા જ મોક્ષનો ટુંકો રસ્તો છે.**

આ લોકમાં અહિંસા મોક્ષનો ટુંકો રસ્તો એટલા માટે છે કે–અહિસા એક એવો સદગુણ છે કે જે સદગુણ આત્મામાં આવતાં બધા સદગુણો આવે છે, જયારે આત્મામાં કોઇપણ જીવ આત્માને દુઃખ થવું ન જોઇએ એવો ભાવ આવે છે, ત્યારે દુઃખ ન થાય તે માટે સત્ય, અચોર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, ક્ષમા, કોમળતા, સરળતા, સંતોષ, તપ આદિ સર્વગુણો આત્મામાં આવ્યે જ છૂટકો, કેમકે એ ગુણો આવ્યા સિવાય, પૃષ્ટ દ્દઢ થયા સિવાય, કોઇ પણ બીજા જીવને કોઇપણ જાતનું દુઃખ ન થાય એવું બની શકે જ નહીં, જયારે જીવ સત્ય ભાષણ ઈત્યાદિ કરે, ક્ષમા ઇત્યાદિનું આ સેવન કરે, અને વખત

આવ્યે આહાર અને કાયા સુદ્ધા છોડવા તપ પણ કરી શકે, તો જ બીજા જીવને કોઇ રીતે દુઃખ ન થાય તે ધર્મને સાચવી શકે. આ રીતે અહિંસા સર્વ ગુણોને લાવનારી હોવાથી તે મોક્ષનો ટુંકો રસ્તો છે.

એવી જ રીતે અહિંસા એક એવો સદ્દગુણ છે કે– જ્યારે અહિંસા સદ્દગુણ આવે ત્યારે બધા દુર્ગુણ નાશ પામે છે. જ્યારે કોઇપણ જીવને કોઇપણ જાતનું દુઃખ ન થવું જોઇએ એવા ભાવ આવે, ત્યારે જૂઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ, કષાય, રાગદ્વેષ, વિષય ભોગેચ્છા ઇત્યાદિ બધા જ દુર્ગુણો નાશ પામે છે, કેમકે જુઠ ચોરી ઇત્યાદિ સર્વ દુર્ગુણો એક કે બીજી રીતે અનંતર કે પરંપરાએ, પ્રત્યક્ષ કે પરોક્ષ, થોડું કે વધુ, બીજા જીવને દુઃખ આપવાના કારણો છે. એ દુર્ગુણ હોય અને બીજા જીવને દુઃખ ન થાય તેવું બની શકે જ નહીં. એ દુર્ગુણો આત્મામાંથી નષ્ટ થાય, તો જ બીજા બીજા જીવને દુઃખ ન થાય એ ધર્મ સંભવ બને. એટલે અહિંસા સર્વ દુર્ગુણોનો વિનાશ કરનારો હોવાથી મોક્ષનો ટુંકો રસ્તો છે.

## બીજા આચારો લાંબા માર્ગો છે.

મોક્ષ પામવા માટે અહિંસા માર્ગ સિવાયના જે સત્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ આદિ માર્ગો છે, તે બધાજ મોક્ષ માટેના લાંબા માર્ગો છે, કેમકે–દુઃખનો ક્ષય તે

મોક્ષ છે, અને તે મોક્ષ દુઃખ આપવાના નિરોધ કરવાથી જ મળે છે, તે દુઃખ આપવાનો નિરોધ અહિંસાથી જેટલો સંભવ છે, તેટલો સત્ય આદિથી સંભવ નથી. કેમકે હિંસા=જીવ અને કાયા જુદી કરવી, સજીવ કાયાનુ છેદન ભેદન આદિ કરવું તેથી જેટલું બીજા જીવોને દુઃખ થાય છે, એટલું દુ:ખ જુઠ આદિથી થતું નથી. અને જેનાથી જેટલું દુઃખ થાય તેની નિવૃતિથી તેટલું દુ-ખ અટકે છે. એટલે હિંસાના કારણથી વધુ દુઃખ થતું હોવાથી હિંસા નિરોધથી જ વધુ દુઃખ અટકી શકે છે. જુઠ આદિથી હિંસા કરતા દુઃખ ઓછું જ થાય છે, એટલે જુઠ આદિથી વિરમણ કરતા દુઃખ ઓછું જ અટકે છે. એટલે તે બધાજ મોક્ષના લાંબા માર્ગો છે, ટુંકા માર્ગો નથી. અને તે બધા માર્ગો ઉપર ચાલનારાઓને પણ છેલ્લે તો અહિંસા ધર્મ ઉપર આવવાનુ જ રહે છે, કેમકે—અહિંસા વિના બીજાના જન્મ મરણ અટકતા નથી, હિંસાથી બીજાના મરણાદિ થતા રહે છે, અને બીજાના જન્મ મરણ કરવાનું બંધ કર્યા વિના પોતાના પણ જન્મ મરણનો નિરોધ અશંભવ છે. એટલે બીજા મોક્ષના માર્ગોમાંથી અહિંસા માર્ગ ઉપર આવવાનુ રહે છે, એમ સત્ય આદિ ઉપર ચાલીને પણ છેવટે અહિંસા ઉપર આવવાનું રહે છે, અને અહિંસા માર્ગવાળાને બીજા કોઇ પણ માર્ગ ઉપર જવાની જરૂરીયાત રહેતી નથી. એટલે અહિંસાધર્મ મોક્ષનો ટુંકો

રસ્તો છે, અને બીજા માર્ગો મોક્ષના લાંબા રસ્તાઓ છે.

## અહિંસા એક જ મોક્ષ માર્ગ છે.

અગરતો એમ કહેવું જોઇએ કે-મોક્ષનો એક જ માર્ગ છે અહિંસા, તે અહિંસા સિવાય મોક્ષનો બીજો કોઇ પણ માર્ગ નથી. દુઃખનો ક્ષય તે મોક્ષ છે, અને દુઃખ આપવાનુ બંધ કરવું તે મોક્ષ માર્ગ છે. અહિંસાનો અર્થ જ છે દુઃખ આપવાનું બંધ કરવું તે એટલે અહિંસા જ મોક્ષ માર્ગ છે.

સત્ય ઇત્યાદિ માત્ર ધર્મના બાહ્ય સ્વરૂપની અપેક્ષાએ ભિન્ન છે, પરંતુ આભ્યંતરમાં તો અહિંસા હોય કે સત્ય ઇત્યાદિ બીજો કોઇ પણ ધર્મ હોય, બધાની અંદર કોઇપણ બીજા જીવને દુઃખ થવું ન જોઇએ એજ આશય સમાયેલો છે. અહિંસાથી લઇ સત્ય આદિ સર્વ ધર્મોની અંદરમાં બીજા કોઇને કોઇ પણ જાતનું દુઃખ થવું ન જોઇએ. આ આશય હોય તો તે ધર્મ છે, અન્યથા અહિંસા હોય કે સત્ય આદિ કોઇ પણ પ્રવૃતિ-નિવૃતિ હોય તે ધર્મ નથી. કેમકે કોઇને પણ દુઃખ થવું ન જોઇએ એજ ધર્મનું તત્વ છે, એજ ધર્મનો સાર છે.

અહિંસામાં કોઇ પણ જીવને દુઃખ થવું ન જોઇએ

આ તત્વ ઉઘાડી રીતે કહેવામાં આવ્યું છે, તો સત્ય આદિમાં પણ કોઇને પણ દુઃખ થવું ન જોઇએ એજ ધર્મ, સૂત્રકારનો આશય અંતરમાં રહેલો છે એટલે સ્પષ્ટ છે કે–સત્ય આદિ સર્વ અન્ય ધર્મો અહિંસા ધર્મના જ અંશો છે, અહિંસાથી ભિન્ન નથી અને જે ધર્મો અહિંસા થકી ભિન્ન છે, તે અહિંસા ધર્મના સંબંધો નથી, તે ધર્મ નથી જ, અધર્મ જ છે. એટલે ચોકકસ છે કે–એક અહિંસા જ ધર્મ છે, એટલે મોક્ષના લાંબા કે ટુંકા એવા બે માર્ગો નથી, એક જ માર્ગ છે, અને તે માર્ગ છે–અહિંસા.

## સત્યાદિ જુદા કહેવાનો આશય.

અહિંસામાં જ સત્ય આદિ ધર્મોનો સમાવેશ હોવા છતાં, સત્યાદિ ધર્મો અહિંસાના જ અંશ હોવા છતાં, તે સત્યાદિ ધર્મોને અહિંસાથી ભિન્ન કહેવાનો આશય એમ છે કે–ઘણું કરીને ઘણા લોકો અહિંસા માત્ર કહે-વાથી એમ જાણી સમજી નથી શકતા કે–સત્ય આદિ પણ ધર્મ છે. જુઠ આદિ બોલવાથી પણ પરિણામે કોઇને દુઃખ પહોચે છે એટલે એનાથી નિવૃતિ માટે અસત્યનું પણ વર્જન ધર્મ તરીકે આવશ્યક છે, એવા લોકો પણ સમગ્ર અહિંસા તત્વને પામી શકે, માટે અહિંસાના જ અંશ તરીકેના સત્ય આદિ ધર્મો અહિંસાથી

જુદા કરીને સમજાવવામા આવ્યા છે.

અને કેટલાંક જીવા જે અહિંસા ધર્મને સીધી સરળ રીતે જાણી જોઇ સમજી શકતા નથી, અને સત્ય આદિ ધર્મ પ્રત્યે આકર્ષિત થઇ ધીમે ધીમે તેના આલંબને અહિંસા ધર્મ સુધી પહોંચે છે, તે માટે પણ મોક્ષ સુલભ થઇ શકે, માટે પણ અહિંસા ધર્મથી સત્ય આદિ ધર્મો તે અહિંસા ધર્મ થકી ભિન્ન કહેવામાં આવ્યા છે અને સત્ય આદિ ધર્મો મોક્ષના લાંબા માર્ગો છે, તેમ માનવામાં આવ્યા છે.

## જ્ઞાતા દ્રષ્ટા પણાથી અહિંસા આવતી નથી.

જો એમ કહેવામાં આવે કે-આત્મા માત્ર જ્ઞાતા દ્રષ્ટા છે, એમ જાણી જ્ઞાતા દ્રષ્ટા પણામાં સ્થિર થવાથી પણ આ અહિંસાદિ સર્વ ધર્મો જીવનમાં આવે જ છે. તો ઉત્તર છે કે- આ માન્યતા બરાબર નથી. કેમકે કોઇપણ જીવને દુઃખ થવું ન જોઇએ એવી અનુકંપા ભાવના આવ્યા પછી છકાયને દુઃખ થાય એવી મન વચન કાયાની ક્રિયા થકી વિરમવું, અને દુઃખ ન થાય તેવી મન વચન કાયાની પ્રવૃત્તિ કરવી તે અહિંસાદિ ધર્મ છે. અને 'આત્મા માત્ર જ્ઞાતા દ્રષ્ટા છે' એવી માન્યતામાં તો મૂળમાં પણ દયા ભાવનો અભાવ જ વર્તે છે, અને પછી દયા માટે કરવા યોગ્ય યોગની પ્રવૃત્તિ-નિવૃત્તિની પણ

અ શ્રધ્ધા વર્તે છે, તો તે 'આત્મા માત્ર જ્ઞાતા દ્રષ્ટા છે' એવી માન્યતામાં જ્યાં સમ્યગ માન્યતાનો મૂળમાં અભાવ જ વર્તે છે, ત્યાં સમ્યગ શ્રદ્ધા પછી જ સંભવ એવા ધર્મની સંભાવના પણ કઇ રીતે હોઇ શકે ? એટલે 'આત્મા માત્ર જ્ઞાતા દ્રષ્ટા છે' એવી માન્યતામા અહિંસાદિ ધર્મ સંભવ નથી.

'હું મારા કાયાદિ યોગો વડે બધું જ કરી શકું છું'' એવી મિથ્યા એકાંત માન્યતા વાળો શત્રુ આદિ પ્રત્યે નિર્દય થઇ તે જે હિંસા આદિ પરિણામ વાળા સાવધ યોગ પ્રવર્તાવે, તેની અપેક્ષાએ 'હું માત્ર જ્ઞાતા દ્રષ્ટા છું'' એમ સમજી યોગો પ્રત્યે ઉદાસીન થનારાના યોગો થકી અલબત્ત હિંસા આદિ અલ્પ થાય છે, આ વાત સાચી, પણ હિંસા અલ્પ હોવી તે કાંઇ અહિંસા ધર્મ નથી. પણ જયારે દયાભાવપૂર્વક હિંસા યોગનો નિરોધ કરવામાં આવે તે જ અહિંસા ધર્મ છે. સામા પક્ષમાં દયાભાવને રાગ=અધર્મ જ ગણવામાં આવે છે, અને જયાં સુધી જીવ દયા ભાવને અધર્મ માને ત્યાં સુધી તે અહિંસા ધર્મને પામી શકે નહીં. એવી જ રીતે વચન યોગની મંદતાથી કાંઇ મૃષાવાદ અધર્મ ટળતો નથી, તે પણ અહિંસાભાવ પૂર્વક અસત્ય વચન યોગના નિરોધથી જ થાય છે, અને તેવું સામા પક્ષમાં સંભવ નથી, એટલે તે પક્ષમાં ધર્મની સંભાવના નથી.

## પાંચ સમવાયનો ક્રમ અને તેનું કારણ.

હવે અહિંસા ધર્મને પાલન કરતાં સ્વભાવાદિ પાંચ સમવાય કેમ સફળ થાય છે, તે કહેવામાં આવે છે.

**સર્વે જીવોમાં જીવત્વ એ સ્વભાવ સમવાય મળે છે, એટલે તે સર્વ વ્યાપક છે. ભવ્યત્વ સમવાય અમુક જીવોમાં જ મળે છે, તેથી તે સમવાય વ્યાપ્ય છે. અને ભવ્ય જીવોમાં પણ ચરમ અર્ધ પુદગલ આદિ કાલમાં પ્રવેશ થયેલા ભવ્યો અનંતમાં ભાગે હોય, એટલે કાલ સમવાય તેથી પણ વ્યાપ્ય છે. છેલ્લા અર્ધ પુદગલ કાલમાં પ્રવિષ્ટ જીવોમાં પણ અંતો કોટિ કોડી આદિ કર્મની અલ્પ સ્થિતિ આદિને પામેલા જીવો અનંતમા ભાગે છે, તેથી કર્મ સમવાય તે કરતાં પણ વ્યાપ્ય છે. અને કર્મની અલ્પતા પછી પણ અહિંસા ધર્મની શ્રુતિ, શ્રદ્ધા પાલન કરનારા જીવો અલ્પ હોવાથી પુરૂષાર્થ સમવાય તે કરતાં પણ વ્યાપ્ય છે.**

આ વ્યાપક વ્યાપ્ય ક્રમ પ્રમાણે સ્વાભાવ સમવાય પહેલો, ભવ્યત્વ સમવાય બીજો, કાલ સમવાય ત્રીજો, કર્મ સમવાય ચોથો, અને પુરૂષાર્થ સમવાય પાંચમો

બને છે. એ પાંચે સમવાયોનો જે ક્રમ છે, તેજ ક્રમથી એમની સફળતાનો વિચાર કરવામાં આવે છે.

## અહિંસામાં સ્વભાવ સમવાયની સફળતા.

આમ તો જીવત્વ રૂપ સ્વભાવ સમવાય સર્વે જીવોમાં સદાકાળે શાશ્વત વિધમાન હોવાથી તે સદાય સફળ જ છે, પરંતુ જીવને સદાય માટે માત્ર સુખ અનુભૂતિ જ પ્રિય છે, અને દુઃખ અનુભૂતિ અપ્રિય જ છે, જો એવી તે દશા પ્રાપ્ત થાય તો, જીવનો સ્વભાવ સમવાય સફળ, અન્યથા સુખ પ્રિય, દુઃખ અપ્રિય હોવા છતાં સુખ ન વેદાય અને દુઃખ વેદવું પડે તો સ્વભાવ વિફળ છે. આ આ અપેક્ષા લઈએ તો મોક્ષ થયે તે દશા પ્રાપ્ત થાય તો જ સ્વભાવ સમવાય સફળ બને, અને તે દશા અહિંસા ધર્મની પાલના વડે સકલ કર્મ ક્ષય વડે મોક્ષ મળતાં અવશ્ય પ્રાપ્ત થાય છે. એટલે અહિંસા ધર્મ વડે સ્વભાવ સમવાય સફળ બને છે.

(૨) ભવ્યત્વ- જીવ માટે ભવ્યત્વ બીજો સમવાય છે, જેનું બીજું નામ ભવ સિદ્ધિકત્વ છે. જ્યારે જીવ સંસારથી મુક્ત થઇ, સિદ્ધિપણાને પામે ત્યારે તે ભવ્યત્વ સમવાય સફળ બને છે, અન્યથા જીવ ભવ્ય હોવા છતાં મોક્ષ ન પામે, ત્યાં સુધી તે સમવાય વિફળ રહે છે.

અહિંસા ધર્મની પાલના વડે જીવ દુઃખ શોકમય સંસારથી મુકત થઇ મોક્ષને પામે છે, એટલે અહિંસા ધર્મથી ભવ્યત્વ સમવાય પણ સફળ બને છે.

(૩) કાલ– મોક્ષની દ્રષ્ટિએ જીવ માટે અર્ધ પુદગલ પરાવર્ત કાલમાં પ્રવેશ, ચોથા આરામાં જન્મ આદિ ત્રીજો સમવાય છે. તે પ્રાપ્ત હોવા છતાં જો જીવ અહિંસા ધર્મની આરાધના કરે તો જ જીવ મોક્ષમાં જાય, ચોથા આરો ઇત્યાદિ કાળ તેમજ મહાવિદેહ આદિ ક્ષેત્ર તેમજ તીર્થંકર આદિ ઉપકારી શરણભૂત ઉત્તમ પુરૂષોનો યોગ મળ્યો હોવા છતાં જો જીવ અહિંસા ધર્મની સર્વાંગીણ પાલના ન કરે તો, તે ચોથો આરો ઇત્યાદિ સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ આદિ બાહ્ય સહકારી કારણ સમવાય વિફળ બને છે. અહિંસા ધર્મની પ્રતિ પૂર્ણ પાલના વડે જીવ મોક્ષમાં જાય તો, આ સર્વ કાળ સફળબને છે. એટલે અહિંસા ધર્મથી ત્રીજો કાળ સમવાય પણ સફળ બને છે.

(૪) કર્મ– મોક્ષની દ્રષ્ટિએ જીવની સાથે બંધાયેલા સર્વ કર્મનો બંધ વિનાશ તે કર્મ સમવાય છે. અહિંસાના પરિપૂર્ણ પાલન વડે અને તપ વડે નવા કર્મોના આશ્રવ રોકાઇને સર્વ પ્રાચીન કર્મોનો બંધ ક્ષય થાય છે, અને જીવ મોક્ષ પામી અવ્યાબાધ સુખનો ભાગી

બને છે, એટલે અહિંસા ધર્મથી કર્મ સમવાય પણ સફળ બને છે.

(૫) પુરૂષાર્થ– મોક્ષની અપેક્ષાએ મન વચન કાયાની તે પ્રવૃત્તિ–નિવૃત્તિ જે વડે પૂર્વ કર્મના ઉદય ભાવથી થતા મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ કષાય ક્ષય થાય અને આશ્રવ નિરોધ પૂર્વક પૂર્વ કર્મની નિર્જરા થઇને જીવ મોક્ષનો ભાગી બની પરમ સુખી બને તે પુરૂષાર્થ સમવાય છે. આ પુરૂષાર્થ અહિંસા ધર્મના આચરણ રૂપ છે. એટલે અહિંસા ધર્મની આરાધનાથી પુરૂષાર્થ સમવાય પણ સફળ બને છે.

આ રીતે અહિંસા ધર્મ સર્વ સમવાયને સફળ બનાવી જીવને મુક્ત બનાવી પરમ સુખી બનાવે છે, તે અહિંસા ધર્મ સર્વ પામો, સર્વને સફળ થાઓ, અને સર્વ તેના પરમ સુખ રૂપ ફળને અનુભવો એજ પરમોત્તમ ભાવના.

ઇતિ ફુરજી–પારસ પ્રશ્નોત્તર સમાપ્ત.

